# ગાઝી મુહંમદ બિન કાસીમ



અનુવાદક :

હુસેનખાન જે. બબરૂ.



આવૃત્તિ બીજી } કીં. ૨-૮-૦ { પ્રત ૧૦૦૦

મુદ્રક અને મુદ્રણસ્થાન:—
હુસેનખાન જે. બબરૂ
વતન પ્રીન્ટીંગ પ્રેસ
કાલુપુર-બલુચાવાડ
અહમદાવાદ.
જાન્યુ. ૧૯૪૪





પ્રકાશક:—
હુસેનખાન જે. બબરૂ.
કાલુપુર, બલુચાવાડ
અહમદાવાદ.

કાઠીયાવાડના શાહસોદાગર



ફ્રેઝેમ

આલી જનાબ શેઠ હાજી ઉમર એહમદ
મેચીસવાળા સાહેબ

૭૮૬

આલી જનાબ

**શેઠ હાજી ઉમર અહમદ**

**મેચીસવાલા સાહેબ**

મુકર્મી,

આપની કવમી સેવાઓ આજે માત્ર કાઠીયાવાડ
માંજ નહિ બલકે આખાય ઇલાકામાં
મશહુર છે. આપ એક શાહ સોદાગર
હોવા છતાં અને વેપારની અનેકવિધ
પ્રવૃત્તિઓમાં મશગુલ હોવા છતાં
કવમની બેહબુદી અને તરક્કી
માટે પણ અથાગ પ્રયાસો
કરો છો. વળી કેળવણી
અને સાહિત્યના પણ
આપ ચાહક છો.

તેથી

આ ઐતિહાસિક નવલકથા આપને અર્પણ
કરતાં મને અનહદ આનંદ થાય છે

હું છું આપનો

**હુસેનખાન જે. બબર**

# નિવેદન

શુક્ર છે ખુદાએ વહેદહુ લા શરીકના જેના ફઝલો કરમથી આ ઈતિહાસીક નવલકથાની બીજી આવૃતિ કદરદાન મુસ્લિમ બિરાદરો સમક્ષ રજુ કરવા શક્તિમાન થયો છું.

આ પુસ્તકની પ્હેલી આવૃતિ સને ૧૯૩૯ના જુન માસમાં પ્રગટ થઈ હતી અને ટુંક સમયમાંજ એની આ તમામ નકલો ખપી ગઈ હતી. ત્યારથીજ આ પુસ્તકની માંગ ચાલુ હતી પરંતુ ૧૯૩૯ના સપ્ટેમ્બરમાં યુરોપનું મહાયુદ્ધ ફાટી નીકળ્યું અને કાગળના ભાવ આસમાને ચઢી ગયા. એજ કારણે જનતાની બીજી આવૃતિની માગણી પુરી કરી શકાઈ નહિ. પરંતુ આ માંગણી એટલી વધી ગઈ કે અંતે મેં અલ્લાહ તઆલા પર ભરોસો રાખી કાગળની અતિ મોંઘવારી છતાં આ આવૃતિ છાપવાની શરૂઆત કરી દીધી. અને અલ્લાહ તઆલાનો હજાર હજાર એહસાન અને શુક્ર છે કે કાગળ મેળવવાની અતિ મુશ્કેલી છતાં આ પુસ્તક તૈયાર થઈ ગયું.

કામના અતિશય દબાણ અને બીજી રોકાણોના કારણે પુસ્તકમાં જે કંઈ ભૂલો કે ખામીઓ રહી ગઈ હોય તે બદલ સુજ્ઞ વાંચકો અને ઉદાર વિદ્વાનો ક્ષમા કરશે એવી આશા અસ્થાને નહિ લેવાય.

બીજું આ પુસ્તકમાં, મારા મિત્ર અને જાણીતા લેખક જનાબ હકીમ બદ્ર નિઝામી સાહેબે કેટલીક ફુટનોટો ઉમેરી અને પાત્રોના ભૂલભર્યા નામોમાં પણ સુધારો કરવાની જે તકલીફ લીધી છે તે બદલ તેમનો આભાર માનવાની પણ હું આ તક લઉં

છું. એ ઉપરાંત બીજા જે ભાઈઓએ પુસ્તકના પ્રકાશનમાં મને અનેક રીતે સહાય કરી છે, તેમજ કેટલાક ભાઈઓએ અગાઉથી ગ્રાહક બની મને ઉત્તેજન આપ્યું છે તેમનો પણ અંતઃકરણ પુર્વક આભાર માનું છું.

છેવટે અલ્લાહ તઆલાથી મને ઉમીદ છે કે અગાઉની માફક આ આવૃતિ પણ મુસ્લિમ ભાઈઓમાં અતિ લોકપ્રિય થઈ પડશે.

કાલુપુર—બલુચાવાડ
અહમદાબાદ
તા. ૨૫—૧—૪૪

હુસેનખાન જે. બબર.

## અમારા પ્રકાશનો

| | |
|---|---|
| ગાઝી મુહંમદ બિન કાસિમ (૧ લી આવૃતિ) | ૧૯૩૯ |
| કાઈદે આઝમ | (જુન) ૧૯૪૦ |
| જમીલા યાને બંગાળાનો બળવો | (જુલાઈ) ૧૯૪૦ |
| ગાઝી મુહંમદ બિન કાસિમ (૨ જી આવૃતિ) | (જાન્યુ.) ૧૯૪૪ |



# ગાઝી મુહંમદ બિન કાસીમ



## પ્રકરણ ૧ લું.

### સિંહલદ્વીપનો કાફલો.

આપણી વાર્તાની શરૂઆત હિંદુસ્તાનની દક્ષીણે આવેલા સિંહલદ્વીપ નામના વિખ્યાત ટાપુથી થાય છે જેને આજે જગત લંકા (અથવા સીલોન) ના નામે ઓળખે છે. આ ટાપુ ૨૭૦ માઇલ લાંબો અને ૨૪૫ માઇલ પહોળો છે. રાવણની લંકાને નામે મશહુર થએલો આ દ્વીપ રામચંદ્રજી અને દુષ્ટ રાવણ વચ્ચે થએલા મહાયુદ્ધના કારણે જેટલો હિંદુ આલમમાં જાણીતો છે એથીય વિશેષ મુસલમાનોમાં પણ જાણીતો છે. મુસલમાનોમાં જાણીતો હોવાનું કારણ એ છે કે જ્યારે શયતાનની શીખવણીથી જન્નતમાં હ. આદમ અલે. અને બીબી હવા અલે૦ એ ખુદાની નાફરમાની કરી જન્નતના મનાઇ કરેલા વૃક્ષનું ફળ ચાખ્યું ત્યારે તેમને એ ગુનાહ બદલ જન્નતમાંથી કાઢી મુકવામાં આવ્યા અને પાપના પશ્ચાતાપ માટે દુનિયામાં ઉતારી મુકવામાં આવ્યા. કુર્આની કથાઓથી સાબીત છે કે હ. બીબી હવા અલ૦ ને જે જગ્યાએ ઉતારવામાં આવ્યા તે જગ્યા જેદ્દાહ પાસે છે જ્યારે હ. આદમ અલે. ને સિંહલદ્વીપના એક મોટા પર્વત ઉપર ઉતારવામાં આવ્યા હતા. આ પર્વત હાલ પણ કોહે આદમને નામે ઓળખાય છે. અને પ્રતિવર્ષે જગતના અસંખ્ય મુસ્લિમો આ જગ્યાએ ઝયારત

અર્થે જાય છે. *

આવ વ્હાલા વાંચક! આજે હું તને કલ્પનાની પાંખ પર સ્વાર કરી એ મહાન કોહે આદમ પર લઈ જાઉં જ્યાં પર્વતના એક સપાટ ભાગ ઉપર એક નાનકડો કાફલો રાત્રી વિતાવી રહ્યો છે.

શાંત નિરવ રાત્રી છે. ચંદ્ર પોતાના પુર બ્હારમાં ખીલી રહ્યો છે. તેના આલ્હાદક કીરણો આખા જગતને ઉજ્વળ બનાવી રહ્યા છે. વાયુની ઠંડી લ્હેરો, પુષ્પ ઝુંડો, લીલીછમ ઘટાઓ અને નજદીકમાં આવેલા કોઈ ઉપવન ઉપરથી પસાર થઈ સમસ્ત વાતાવરણને સુગંધીત બનાવી રહી છે. આવા ખુશનુમા સમયે એક અરબ નવજવાન એક પત્થર પર ઉભો રહી એક સુંદર પુષ્પનું નિરીક્ષણ કરી રહ્યો છે. પુષ્પની સુંદરતા, તેનો રંગ, તેની કોમળતા તેની મધુરતા અને તેની પાંખડીઓની કુમાશ જોવામાં તે યુવાન એટલો તલ્લીન થઈ ગયો છે કે અચાનક ખડખડાટ હાસ્યનો પડઘો સાંભળતાં તેની સ્વપ્નસૃષ્ટી અલોપ થઈ જાય છે અને તે ચમકીને પોતાનું મુખ એ હાસ્યના ધ્વનીની દીશા તરફ ફેરવે છે. તેની પાસેના એક પત્થર ઉપર એક યુવાન બાળા હાસ્યના પુષ્પ વેરતી તેની તરફ જોઈ રહી છે. યુવાનની નજર તેના

* કુરઆનમાં આ વિષે કાંઈ ચોખવટ નથી. માત્ર યહુદી રિવાયતોને આધારે આ કિસ્સા લખાયલા છે એટલે એમાં ઘણી ખામીઓ રહેલી છે. બીબી હવ્વાને જેદ્દાહ પાસે ઉતાર્યાં હોવાનું પણ સિદ્ધ થઈ શકયું નથી. * એક અજાયબીની વસ્તુ એ છે કે દરેક વર્ષે આખા જગતના પતંગીયા પણ ત્યાં જઈને એ પર્વતનો તવાફ(પ્રદક્ષિણા)કરે છે,

પર પડતાંજ તે બોલી ઉઠયોઃ—

'તાહેરા! તું અહિં કયારથી આવી છે?'

**તાહેરા**—જ્યારથી તમે એ પુષ્પને જોઇ રહ્યા હતા ત્યારથી. અસલમ! તમને અહિં આવે કેટલી બધી વાર થઈ છે, તમારા વૃદ્ધ માતા પણ તમારી રાહ જોઇ રહ્યાં છે!

**અસલમ**—ખરેખર, તાહેરા! મને આ પુષ્પો ઘણાં ગમે છે! જો તો ખરી! એનો રંગ કેવો સરસ છે, એની સુવાસ કેવી મહેકદાર છે, વળી એ એટલું કોમળ છે કે હું હાથ લગાડતાં પણ ડરૂં છું.

**તાહેરા**—(આશ્ચર્યથી)–ઓહો, તમે તો હવે કવી બનતા જાઓ છો ને શું?

**અસલમ**—તાહેરા! આવી સુંદરતા, કોમળતા, મધુરતા અને તેની સુવાસ ગમે તેવા અણઘડને પણ કવી બનાવી દે તેમ છે.

અસલમ વીસ બાવીસ વર્ષનો એક ફુટડો યુવાન હતો. એનો અરબી પોશાક, એનું અરબી ખમીર, એની નાસોમાં દોડતું અરબી ખુન અને એના મુખ ઉપર તરવરી રહેલા લક્ષણો, એનું અરબી ખાનદાનપણું જાહેર કરી રહ્યા હતા. તેની સામે ઉભેલી અરબબાળા તાહેરાનું વય પણ લગભગ ૧૬ થી ૧૮ વર્ષનું હશે. તે બાળા અત્યંત ખુબસુરત હતી. તેનો ગોળ ચ્હેરો, તેનું વિશાળ લલાટ, મોટી મોટી આંખો, સુંદર ઘાટીલું નાક, લાલ સુર્ખ અધરો, ગુલાબની પાંખડીઓ જેવા તેવા ગાલ, પાતળું બદન, નાજુક કમર, આ બધી ખુબીઓ તેને જન્નતની કોઈ પણ હુરી સાથે હરીફાઈમાં મુકી દે તેવી હતી. વળી તેના લાંબા કાળા કેશકલાપમાંથી ગુંથેલી બે લટો છાતી પર

એવી રીતે લટકી રહી હતી જાણે બે કાળા નાગ તેના સૌંદર્યનું રક્ષણ ન કરી રહ્યા હોય ? ચંદ્રના કીરણો અભિમાન સાથે તેના મુખપર પડી રહ્યા હતાં અને સુગંધીત વાયુ તેની કાળી લટો સાથે જાણે ગેલ કરી રહ્યો હતો.

અસલમ, તાહેરા સામે તાકીને જોઈ રહ્યો હતો કે તાહેરાએ શાંતીનો ભંગ કરતાં કહ્યું કે ' હે કવીરાજ ! તમારી કવીતાને અહીંજ પડતી મુકીને ચાલો, ઇશાની નમાઝનો સમય પણ થઈ જવા આવ્યો !'

નમાઝનું નામ સાંભળતાં અસલમે કવીત્વની કલ્પનાઓનો ત્યાગ કર્યો અને તાહેરા પાસે જઈ કહ્યું-'તાહેરા ! જલ્દી ચાલો, નહિ તો નમાઝ કઝા થઈ જશે.'

બંને જણા આગળ ચાલ્યા. થોડુંક ચાલ્યા પછી એક નાના ટેકરાનો ચકાવો લઈ એક નાનકડા મેદાનમાં આવ્યા જ્યાં થોડાક તંબુ અને રાવટીઓ નાખેલી જણાતી હતી. તંબુની નજીક એક વૃદ્ધ અરબ બાનુ લાકડીનો ટેકો લઈ ઉભી હતી. અસલમને જોતાંજ તે બોલી ઉઠી- ' બેટા અત્યાર સુધી કયાં હતા ?'

**અસલમ**—માતા, સામેના ટેકરા આગળ ફરતો હતો.

**વૃદ્ધ બાનુ**—બેટા ! આ આખું જંગલ હીંસક પ્રાણીઓથી ભરેલું છે, કદી પણ હથીયાર લીધા વગર બ્હાર ન જવું જોઈએ. જાઓ નમાઝ પઢી લો.

**અસલમ**—વારૂ માતા ! હવેથી હું હંમેશાં યાદ રાખીશ ?

એમ કહી અસલમ આગળ ગયો અને થોડાક પુરૂષો વુઝુ બનાવી

રહ્યા હતા ત્યાં જઈ વુઝુ કરવા લાગ્યો. વુઝુ કરી બધા પુરૂષો સફમાં ગોઠવાઈ ગયા અને ઈશાની નમાઝ અદા કરવા લાગ્યા.

× × ×

વાંચક ! તું સમજી ચુક્યો હોઈશ કે આ કાફલો સિંહલદ્વીપના કોહે આદમ (પર્વત) પર હતો. હઝરત ઉમર ફારૂક રદી. ના ઝમાનામાં કેટલાક અરબ વેપારીઓ દુર દુરનાં દેશોમાં વેપાર ખેડતા, એમાં કેટલાક વેપારીઓ હિંદમાં પણ આવ્યા હતા. એમાંના કેટલાક અરબ વેપારીઓ સિંહલદ્વીપના રાજાની મહેરબાનીથી સિંહલદ્વીપમાં રહી ગયા હતા. એ સમયને વર્ષો વીત્યા. કેટલાક વર્ષો પછી આ અરબોને પોતાના દેશની યાદ તાજી થતાં તેમણે અરબસ્તાન જવાની તૈયારી કરી અને એક નાનકડો કાફલો તૈયાર થયો. આ કાફલામાં ૨૦ પુરૂષો, ૧૨ સ્ત્રીઓ, અને ૧૦ યુવાન બાળાઓ, અને ૧૬ બાળકો મળી ૫૮ જણ હતાં. પોતાના વતન જતાં, પ્હેલાં કાફલો કોહે આદમની ઝયારતે આવ્યો હતો. (કહે છે કે આ પર્વતમાં હ. આદમ અલે૦ ૧૦૦ વર્ષ સુધી રહ્યા હતા.) કાફલો ઝયારતથી પરવારી ચુક્યો હતો. અને હવે સવારેજ તેઓ પવિત્ર પર્વતનો ત્યાગ કરી પોતના માદર વતન તરફ રવાના થનાર હતા. દરેક વ્યક્તિ, શું બાળક કે વૃદ્ધ, શું પુરૂષ કે સ્ત્રી, દરેક અનહદ ખુશીમાં હતા, અને વતન—વ્હાલા વતનમાં જવાની ખુશી કોને ન હોય ?

સ્હવાર થઈ, આફતાબે પોતાના સોનેરી કીરણોથી જગતને પ્રકાશમાન કરી દીધું. કાફલાએ પોતાના તંબુ રાવટી બાંધી લઈ અચ્ચરો ઉપર બાંધી લીધા. એ પછી સ્ત્રીઓ અને બાળકોને ઘોડાઓ

ઉપર સ્વારી કરી પુરૂષો પણ ઘોડા પર સ્વાર થયા અને અલ્લાહનું નામ લઈ સિંહલદ્વીપનો આ કાફલો કૌહે આદમથી રવાના થયો. *

* એક કાફલો ઈરાકથી આવતી વખતે સમુદ્રના તોફાનને લીધે કાલીકટના બંદરે પહોંચી ગયો હતો, જ્યાંના રાજા ચેરામન પેરૂમલે તેમનો ખુબ સત્કાર કર્યો. એણે પયગમ્બરે ઈસ્લામ (સલ૦) વિષે એ લોકો પાસેથી માહિતી મેળવી. શકકુલ કમરના મોઝિઝાની વાત નીકળતાં રાજાએ પોતાના પૂર્વજોની નોંધપોથી તપાસી જોતાં એમાંથી એક આગલા રાજાએ ચંદ્રના બે કકડા થયા પછી પાછા જોડાઈ ગયાનો બનાવ નોંધેલો મળી આવ્યો. ચેરામન પેરૂમલ મુસલમાન થઈ ગયો અને એજ કાફલો સિંહલદ્વિપથી પાછો ફરતાં એની સાથે ગુપ્ત રીતે હજ પઢવા ગયો અને ત્યાંજ તેનું અવસાન થયું. રાજાએ મૃત્યુ વખતે પોતાના વંશજો અને અમીર ઉમરાવોને માટે કેટલીક સુચનાઓ લખીને શરફ બિન માલિક, માલિક બિન દીનાર અને માલિક બિન હબીબ મારફતે મલબાર મોકલાવી. મુખ્ય સુચના પોતાના રાજ્યમાં ઈસ્લામનો પ્રચાર કરવાની હતી. રાજાના વંશજો વીગેરે એ સુચનાઓ ઉપર બરાબર અમલ કર્યો. એ રાજાનું ઈસ્લામી નામ અબ્દુર્રહમાન સાની રાખવામાં આવ્યું હતુ. આજે પણ એ રાજાના વંશજો ગાદીયે બેસે છે, ત્યારે માથું બોડાવીને ઈસ્લામી પોષાક પહેરે છે અને એક મુસલમાન મોપલો એને માથે તાજ મુકે છે. જ્યારે હાથમાં તલવાર આપવામાં આવે છે ત્યારે રાજા કહે છે "મારો જે કાકા મક્કે ગયો છે તે પાછો ન આવે ત્યાં સુધી હું આ તલવાર ધારણ કરીશ." ( જુવો "લોગન મલબાર" ભાગ ૧ પાને ૨૩૧ )

## પ્રકરણ બીજું.

### હાથીઓનો મુકાબલો.

એ નાનકડો કાફલો ધીમે ધીમે મુસાફરી કરતો આગળ વધવા લાગ્યો. ખુલ્લા મયદાનો, ઘીચ જંગલો, નાળીયેરીના વનો, વિશાળ પર્વતો, ઉંડી નદીઓ એ બધું પસાર કરતાં તેઓ વધતા રહ્યા કાફલો વહેલી સવારે તઈયાર થતો. નમાઝ વીગેરેથી પરવારી તેઓ આગળ કુચ કરતા. બપોરનો સમય થતાં તેઓ કોઇ શીતળ છાયામાં વિશ્રાંતી લેતા, વળી ઢળતા પ્હોરે તેઓ ચાલતા અને ઠેઠ સંધ્યા ટાણે કોઇ સુરક્ષીત જગ્યાએ રાતવાસો કરતા. કોહે આદમથી રવાના થયાને આજે ત્રીજો દીવસ હતો નાળીયેરીના એક વિશાળ વનમાંથી અત્યારે કાફલો પસાર થઇ રહ્યો હતો. તેમનું દરેક કદમ તેમને માદર વતનની નઝદીકને નઝદીક લઇ રહ્યું હતું. છતાં હજુ તેઓ દુર હતા, બહુજ દુર ! છતાં તેમનો ઉલ્લાસ એવો ને એવોજ હતો અને તેમનો શોખ દરઘડીએ વધીજ રહ્યો હતો. બાળકોનો કલરવ, પુરૂષોની વાતચીતના પડઘા અને ઘોડાના હણહણાટથી શાંત વાતાવરણમાં પડઘા પડી રહ્યા હતા. અચાનક દુરથી ઘોંઘાટ અને સુસવાટાના અવાજ સંભળાવા લાગ્યા. તેમણે જોયું કે દુરથી હાથીઓનું એક મસ્ત ટોળું તેમની તરફ આવી રહ્યું હતું. તરતજ પુરૂષોએ સમયસુચકતા વાપરી કાફલો ડાબી બાજુ વાળ્યો અને જેમ બને તેમ ઝડપથી ખચ્ચરો અને ઘોડાને હાંકતાં અવળે માર્ગે નીકળી ગયા.

તેઓ થોડેકજ દુર ગયા હશે કે તેમને ઝાડના ડાળાં તુટવાના અને ખરી ગએલાં સુકાં પાંદડાના કચડાવાનો અવાજ સંભળાયો.

પાછું ફરીને જોયું તો જણાયું કે પેલા મસ્ત હાથીઓએ તેમનો પીછો પકડયો છે અને ઝાડવાં તોડતું, છોડવા કચડતું, સુસવાટા કરતું હાથીઓનું એ ટોળું એમની તરફ ધસી રહ્યું હતું. નાસવા કે સંતાવાનો કોઈ માર્ગ ન હતો. જો સાથે બાળકો અને સ્ત્રીઓ નહોત તો કંઈ વાંધો ન હતો પરંતુ આખા કાફલા સાથે નાસવું તો અલબત ઘણું મુશ્કેલ હતુ. આથી તેમણે મુકાબલો કરવાનો નિશ્ચય કર્યો. ૨૦ પુરૂષોમાંથી બે જણાને બાળકો અને સ્ત્રીઓ સાથે આગળ મોકલી દીધા. બાકી અઢારમાંથી એક વૃદ્ધને ઘોડા સોંપી એક બાજુ કરી દીધો અને બાકીના સત્તર અરબો આ જીવતા કાળા પ્હાડો સામે ટક્કર લેવા તૈયાર થઈ ઉભા. જીવ સટોસટનો મામલો હતો. હાથીઓની સંખ્યા ૩૦ કે ૩૫ ની જણાતી હતી. એક વૃદ્ધ અરબે કહ્યું–"ભાઈઓ પ્હેલાં તીર છોડવા માંડો અને જ્યારે હાથીઓ નજીક આવી જાય ત્યારે તલ્વાર અને ભાલાનો ઉપયોગ કરજો. તરતજ બધાએ તીર કામઠાં તૈયાર કર્યાં. આ દરમ્યાન હાથીઓનું ટોળું ૨૦૦ વારને અંતરે આવી પુગ્યું હતું. જાણે કાળા પર્વતો તેમની સામે ધસી આવતા હોય તેમ જણાતું હતું. એકી સાથે કમાનોમાંથી તીર છુટવા લાગ્યા અને સનસનાટી કરતા તીરની અણીઓએ હાથીઓની પ્રચંડ કાયાઓને જખ્મી કરી નાખી. હવે શું હતું ? બસ હાથીઓ ઝનુન પર ચઢયા. ચીસો પાડતા ને સુંઢ ઉછાળતા તેઓ ઠેઠ અરબો પર ધસી આવ્યા. હવે તેમના તીર કામઠાં નકામાં હતાં. તરતજ તેમણે તે ફેંકી દઈ ભાલા હાથમાં લીધા. અસલમ સૌથી આગળ હતો. આથી ટોળાના સૌથી પ્હેલા હાથીએ પોતાની પ્રચંડ સુંઢ ઉછાળી અસલમ તરફ લંબાવી. અસલમ ઉછળીને

એક બાજુ ઉભો ને પોતાનો લાંબો ભાલો તેની આંખમાં ખોસી દીધો. અસહ્ય વેદનાથી હાથીએ એક ચીસ પાડી ને પુંઠ ફેરવી નાસવા માંડયું. અસ્લમે ભાલો ખેંચ્યો પણ ન નીકળી શકયો. આ પળે બીજા હાથીએ કૃતાંત કાળની માફક અસ્લમ ઉપર ત્રાપ મારી. અસ્લમે લાગ જોઇ તલવારનો એક ઘા એવા જોરથી માર્યો કે લાંબી કરેલી સુંઢ કપાઇ ગઈ, આ દરમ્યાન બીજાઓએ પણ બે ત્રણ હાથીઓને આવીજ રીતે ભયંકર જખ્મો કર્યા હતા. પરીણામે આગળી હરોળના ચાર પાંચ હાથીઓ એટલા બધા જખ્મી થયા હતા કે તેમણે ભયંકર બરાડા સાથે પુંઠ ફેરવીને નાસવા માંડયું. બે ચારને આવી રીતે નાસ્તા અને બે એક સુંઢ કપાયેલાઓને નીચે પડતાં જોઈ બાકીના હાથીઓએ નાસનારાઓનું અનુકરણ કર્યું. આ વખતે અરબોએ પાછી પોતાની કમાનો ઉંચકી લઈ તીરોનો વરસાદ વર્ષાવી મૂકયો. જોત જોતામાં હાથીઓનું આ ટોળું ચીસો પાડતું દુર જંગલમાં છુપાઈ ગયું. માત્ર બે ચાર સુંઢ કપાયલાં હાથીઓ પડયા પડયા ચીસો પાડી રહ્યા હતા.

આવી રીતે આ આફત ટળી ગઈ અને બધાએ છુટકારાનો શ્વાસ લીધો અને ખુદાના શુક્રાના અદા કર્યા. એ પછી બધા ઘોડાઓ પર સ્વાર થયા અને કાફલો અગાઉની માફક ખુશહાલ આગળ વધ્યો.

કહેવાની ઝરૂર નથી કે આ કાફલાના માણસો વર્ષોથી સિંહલ-દ્વીપમાં રહેતા હોવાથી મુસાફરી દરમ્યાન હાથીઓના મુકાબલાની તેમને કંઈ નવાઈ નહતી, એટલુંજ નહિ બલ્કે એવા સમયે હાથીઓનો કેવી રીતે મુકાબલો કરવો વીગેરે કળાથી પણ જાણકાર

હતા. અને એજ કારણે તેમણે યુકતી પુર્વક આ આફતને ટાળી દીધી.

મતલબ કે આફત આવી, ટળી ગઈ અને કાફલો આગળ વધતો રહ્યો.



## પ્રકરણ ૩ જું.

### રવાનગી.

કેટલાક દીવસની સતત મુસાફરી પછી જ્યારે આ કાફલો દરીયા કિનારે આવી પુગ્યો ત્યારે તેમને લઈ જવા માટે ૮ વહાણો તૈયાર ઉભા હતા. આ વહાણો મુસલમાનોના કાફલાને બસરા પ્હોંચાડવા માટે સિંહલદ્વીપના રાજા તરફથી આપવામાં આવ્યા હતા.

મુસલમાનો પ્રથમ સિંહલદ્વીપમાં આવ્યાં ત્યારે સિંહલદ્વીપના રાજાએ મુસલમાનોનો સારો સત્કાર કર્યો હતો એટલુંજ નહિ બલકે

* ઝિયારત કરવા આવનારાઓના વહાણ જુદાજ હતા. આ આઠ જહાજ તો સિંહલદ્વિપના મુસલમાન થઇ ગયેલા રાજાએ હજ્જાજ તથા ખલીફા માટેની ભેટ સોગાદો ભરીને આ કાફલા-વાળાઓને સોંપ્યા હતા. માલ અસ્બાબ ઉપરાંત લોંડી ગુલામો, તેમજ લંકામાં રહેતા જે મુસલમાનો હજ પઢવાની ઈચ્છા રાખતા હતા તે તથા લંકામાં જે અરબ વ્યાપારીયો મરણ પામ્યા હતા તેમના બાલ બચ્ચાંઓને સવાર કરવામાં આવ્યા હતા. (જુઓ તારીખે ફરિશ્તા)

તેમને વસવા માટે અને વ્હેપાર કરવા માટે સગવડ કરી આપવામાં આવી હતી. એજ મુસલમાનોની ઓલાદે જ્યારે કેટલાંક વર્ષો પછી પોતાના માદર વતનમાં જવાની રઝા માગી ત્યારે રાજાએ તેમને ઘણીજ ખુશીથી રઝા આપી, એટલુંજ નહિ બલ્કે તેમને સુખ સગવડથી પ્હોંચાડવા માટે આઠ વહાણોનો બંદોબસ્ત કરી આપ્યો.

આ સમય હીજરી સન ૯૩ નો હતો. એ વખતે ખિલાફતની ગાદીએ વલીદ બિન અબ્દુલ માલીક બિરાજમાન હતા, જેઓ બહુ જોશીલા, શુરવીર અને મુસ્લીમોના સાચા હમદર્દ હતા. જે સમયની કથા અત્રે રજુ થાય છે તે સમયમાં ઈસ્લામી રાજ્યનો ફેલાવો દુર-દુર સુધી થયો હતો. જેમાં ખાસ કરી હિજાઝ, ઈરાક અજમ, શામ, મિસર નજદ યમન, અફગાનીસ્તાન ઈરાન અને આફ્રીકા સુધી ઈસ્લામી સત્તાની આણ મનાતી. ખલીફાએ વ્યવસ્થા માટે દરેક દેશ પર એક ગવર્નર (સુબો) નીમ્યો હતો જે પોતાના પ્રાંત ઉપર દેખરેખ રાખી વ્યવસ્થા કરતો. આવા કેટલાક સુબાઓ ઉપર એક વડો સુબો (વાઈસ-રોય) નીમવામાં આવતો.

આ ગવર્નરો પોતાના પ્રાંતોમાં શાંતી જાળવવા ઉપરાંત પાડોશી રાજાઓને સુલેહ સંપથી રહેવાની ફરજ પાડતા અને અગર જો કોઈ ગેરમુસ્લીમ રાજકર્તા કોઇ ઈસ્લામી પ્રાંત પર હુમલો કરવાની હામ-ભીડતું તો આજુબાજુ અને દુર દરાઝથી ઈસ્લામી લશ્કરો તે ઇસ્લામી હાકેમની મદદે ધસી આવતા અને હુમલો કરનારને ઘટતી સઝાએ પ્હોંચાડતા. મુસલમાનોની એક બીજા તરફની આવી હમદર્દી અને લાગણીને કારણે પાડોશી કે ગેરમુસ્લીમ રાજ્યો ધાકમાં રહી હંમેશાં

મિત્રતા ભર્યો સંબંધ રાખતા અને હંમેશાં તેઓ ખલીફતુલ મુસ્લેમીન અને તેમના ગર્વનરો સુદ્ધાંને ખુશ રાખવાનો પ્રયત્ન કરતા.

આ સમયે પુર્વના દેશોનો ગવર્નર જનરલ યાને વડો સુબો, હજ્જાજ બિન યુસુફ સકફી હતો અને તેની નીમણુંક બસરામાં થઈ હતી. તે અત્યંત બુદ્ધિમાન શુરવીર અને હમદર્દ મુસલમાન હતો. હજ્જાજની ધાક પુર્વના દેશો પર એટલી બધી હતી કે ગમે તેવા શક્તિશાળી રાજકર્તાઓ પણ હજ્જાજને છંછેડવાની હિંમત કરતા નહિ.

ઈતિહાસકારોએ-ખાસ કરીને ગેર મુસ્લિમ ઈતિહાસકારોએ હજ્જાજબિન યુસુફને દુન્યા સમક્ષ જે રૂપે રજુ કર્યો છે તેવો તો હજ્જાજ નજ હતો. અલબત તે સખ્ત હતો અને ઈસ્લામના શત્રુઓ અને મુસલમાનોના દુશ્મનો સાથે કરડાઈથી વર્તતો, છતાં તે એક ઈન્સાન હતો અને તેનું દીલ પોતાના જાત ભાઈઓ-ધર્મ ભાઈઓ તરફની લાગણીથી ભરપુર હતું. વળી આ ઝમાનો ઈસ્લામના ઉદય કાળનો હતો. ઠેર ઠેર ઇસ્લામના અને મુસલમાનોના દુશ્મનો મોજુદ હતા. જેઓ ઈસ્લામનું નિકંદન કાઢવા અને મુસલમાનોને જગતમાંથી મિટાવી દેવા હંમેશા તત્પર રહેતા. આવા નાજુક સમયે જો હજ્જાજ કડકાઈથી કામ ન લેત તો શું એ શક્ય નથી કે તેઓ ઈસ્લામના પ્રવાહને આગળ વધતો અટકાવી દેત? ગમે તેમ હો, પરંતુ ઈતિહાસકારો કબુલ કરે છે કે હજ્જાજબિન યુસુફના સમયમાં ઈસ્લામી રાજ્યની સીમામાં પુષ્કળ વધારો થયો હતો અને દુર દુરના મુલ્કો ઉપર ઈસ્લામી વાવટો ફરકતો હતો.

જ્યારે સિંહલદ્વીપના મુસલમાનોએ રાજા પાસે જઈ પોતાના

માદર વતન જવાની ઈચ્છા જાહેર કરી ત્યારે રાજાએ તેમને પ્રોત્સાહન આપ્યું. એટલું જ નહિ બલ્કે આપણે ઉપર જોઈ ગયા તેમ આઠ વ્હાણોની વ્યવસ્થા કરી આપી. એ ઉપરાંત રાજાએ ખલીફતુલ મુસ્લેમીન માટે અને વાઈસરૉય હજ્જાજ માટે પુષ્કળ કીંમતી ભેટ સોગદો મોકલી હતી. વળી ખલીફાની ખીદમત માટે સીંહલદ્વીપની સુંદરીઓમાંથી ચુંટી કાઢેલી સુંદર બાળાઓને ખલીફાની દાસીઓ તરીકે મોકલી હતી. આ દાસીઓ અને રાજા તરફનું નઝરાણું વ્હાણો ઉપર ચઢાવી દેવામાં આવ્યું હતું, હવે માત્ર વાટ એ મુસલમાનોની જ જોવાની હતી જેઓ કોહે આદમની ઝયારત માટે ગયા હતા. આથી જ્યારે મુસાફરી કરતો આ કાફલો કોહે આદમથી આવી પ્હોંચ્યો કે તરતજ તેમનો સર સામાન ચઢાવી દેવામાં આવ્યો અને બધા વ્હાણો પર સ્વાર થઈ ગયા.

આ વહાણો કંઈ બહુ મોટા ન હતા. પવન સરસ હતો. સઢ ખોલી નાખવામાં આવ્યા, કે તરત વ્હાણો ગતિમાન થયા અને જોત જોતામાં દરીયાની સપાટી ઉપર દુર સુધી નીકળી ગયાં.

એવી રીતે ૫૮ મુસલમાનો, સીંહલદ્વીપની સુંદર દાસીઓ અને વ્હાણોના ખલાસીઓ અને કપ્તાનો મળી આઠ વહાણો પર સવાર થએલો આ કાફલો બસરા તરફ રવાના થયો.



## પ્રકરણ ૪ થું.

### તોફાન.

કુદરતની કળાનો પાર કોણ પામી શકે છે? કુદરતે જે કંઈ ધાર્યું હોય છે અને એ માટે કુદરત જે ઈશારો કરી દે છે તેનું પરિણામ કાં તો તેજ ઘડીએ અને કાંતો સદીઓ પછી જાહેર થાય છે. કોણ જાણતું હતું કે સિંહલદ્વીપથી રવાના થએલો મુસલમાનોનો આ કાફલો ( કે જે માત્ર ૫૮ માણસોનો હતો ) અરબ મુજાહેદોના હિંદમાં થનાર આગમનનું કારણ બનશે? અને કોણ જાણતું હતું કે સો કરતાંય ઓછા માણસોની સંખ્યાનો આ કાફલો, ૧૩ સદીઓ પછીના હીંદમાં દસ કરોડ મુસલમાનોનું અસ્તીત્વ હોવાનું કારણ બનશે? પણ જવાદો એ વાત. આપણે અત્યારે એ ચર્ચા કરવા નથી માગતા.

સિંહલદ્વીપથી રવાના થએલો કાફલો જે વહાણોમાં સવાર થયો હતો એ વહાણો કંઈ બહુ મોટા ન હતા. પરંતુ એક પ્રકારના મોટા મછવા હતા જે સઢના આધારે ચાલતા હતા, અનુકુળ પવનના કારણે સડસડાટ પોતાનો માર્ગ કાપતા હતા. થોડા કલાકમાંજ ઝમીન દેખાતી બંધ થઈ હવે ઉપર આભ અને નિચે પાણી સિવાય બીજું કશું દેખાતું ન હતું. ચોતરફ પાણી પાણી અને પાણીજ હતું.

આવી રીતે કાફલો પોતાનો માર્ગ વટાવી રહ્યો હતો. જ્યારે નમાઝનો સમય થતો ત્યારે મુસલમાનો અઝાન દેતા અને દરેક વહાણમાં જમાઅત સાથે નમાઝ અદા કરવામાં આવતી. શું દુન્યાની કોઈ કોમ આવો નમુનો પેશ કરી શકે છે? નહિ, કોઈ પણ પેશ

નહિજ કરી શકે. કારણ કે એક મુસલમાન કોમજ એવી છે જેણે ખુદાની તવહીદ (એકતા)નો આવો સરસ નમુનો, જંગલોમાં, પ્હાડોમાં, વસ્તીઓમાં, વેરાન રણોમાં, સુકી ઝમીન પર અને ઉંડા સમુદ્રની સપાટી ઉપર પણ રજુ કર્યો છે. ઈસાઈયો અને હિંદુઓ, બૌધ્ધો અને જરથોસ્તીઓ, એમ તો બધાય કહે છે કે તોહીદ અમારામાં છે પરંતુ એ યાદ રહે કે દુન્યામાં એક ઈસ્લામ મઝહબજ એવો છે જે સાચી તવહીદનો માનનારો અને ખુદા પરસ્તીનો ડંકો બજાવનારો છે.

મુસલમાનોના વ્હાણ પ્રથમ સઈદ બંદરે પ્હોંચવા માગતા હતા અને રાત દીવસ એકધારા પોતાનો માર્ગ કાપતા હતા. એક રાત્રે ચાંદની પુર બ્હારમાં ખીલી હતી. સમુદ્રના શાંત, ઉંડા અને ભુરા પાણીમાં ચંદ્રનું પ્રતીબીંબ પડી રહ્યું હતું. ઉપર ભુરૂં આકાશ, નીચે ભુરૂ પાણી અને પાણીની સપાટી ઉપર પથરાઈ રહેલી શ્વેત ચાંદની એ બધું એક અગમ્ય વાતાવરણ જમાવી રહ્યું હતું. અસ્લમ વહાણના કઠેરાને ટેકો દઈ વહાણની ગતીથી સમુદ્રમાં ઉપજતા ફીણના કુંડાળા તરફ તાકી રહયો હતો. અચાનક તાહેરા પણ ત્યાં આવી ગઈ. થોડીક વાર સુધી શાંત ઉભા રહયા પછી તે બોલી– 'અસ્લમ ! સમુદ્રમાં શું જોઈ રહ્યા છો ?'

અસ્લમ એકદમ ચોંકી ઉઠયો. તરંગસાગરમાંથી બ્હાર નીકળતાં તે બોલ્યો–'કોણ તાહેરા ? ઠીક થયું તું આવી ગઈ. આવ, જો તો ખરી આ કેવું સુંદર દ્રશ્ય છે !'

હવે તાહેરા પણ અસલમ પાસે જઈ ઉભી અને કુદરતની કળાનું દર્શન કરવા લાગી.

અને આવી મધુર ચાંદનીમાં, ભુરા આકાશ હેઠળ અને ભુરા સમુદ્રની સપાટી ઉપર વાયુના સહકારથી માર્ગ કાપતા વહાણુના આ એકાંત ખુણે ઉભેલા બે યુવાન જીવડાંઓને બીજી શું વાતો કરવાની હોય ? એજ પ્રેમના પુરાણા સુર ફુંકાતા હતા અને પુરાણા પ્રેમ પાઠ વંચાતા હતા.

અત્યાર સુધી વાતાવરણ શાંત હતું આકાશમાં ક્યાંય વાદળનું નામ નિશાન ન હતું. ચંદ્રના દરબારીઓ જેવું તારામંડળ આકાશમાં ચોતરફ પ્રકાશી રહ્યું હતું. ધીમે ધીમે પુર્વદીશા તરફથી પવન ફુંકાવો લાગ્યો અને દરપળે પવનના સુસવાટા વધતાજ ગયા. આ પળે વહાણુના કોઈ ખુણામાંથી ભયનો ઘંટ વાગતો સંભળાયો.

બસ, હવે શું હતું ? આ નાનકડા કાફલામાં જ્યાં થોડીકવાર પહેલાં શાંતિનું સામ્રાજ્ય જામેલું હતું, હવે કોલાહલ થઈ પડયો. ચોતરફથી " શું છે ? શું છે ?" ના પોકાર થવા લાગ્યા. અને જ્યારે કપ્તાને જણાવ્યું કે "હોકા યંત્રનો કાંટો પવનના તોફાનનું આગમન દર્શાવે છે" ત્યારે તો આખા કાફલામાં ભારે ગભરાટ ફેલાઈ ગયો. યુવાનો અને વૃદ્ધો ખુદાની બંદગી કરવા વાગ્યા અને સ્ત્રીઓ પોતાના માસુમ બાળકોને છાતી સરસા ચાંપી આંસુ ભરી આંખે ખુદાની મદદ માંગવા લાગી.

હવે વહાણો પર ખલાસીઓ અને કપ્તાનોની દોડધામ શરૂ થઈ ગઈ. પવન પણ વધતો જતો હતો. સમુદ્રમાં પણ ઉછાળા શરૂ થઈ ગયા હતા.

વાંચક ! ત્હને તને દરીયાઈ મુસાફરીનો પ્રસંગ મળ્યો હશે

તો તું આ વખતની કલ્પના કરી શકીશ. જયારે દુર દુર માઈલો સુધી કિનારાનું નામ નીશાન ન હોય, નાના નાના ડુંગર જેવા પાણીના ભયંકર મોજાં ઉછળી રહ્યાં હોય તેવે વખતે મધ્ય દરીયામાં તોફાનમાં સપડાયલા મનુષ્યોના ગભરાટનો પારજ કયાંથી હોય ?

પરંતુ આઠ વહાણોના નાના કાફલાનો ઉપરી કપ્તાન ઘણોજ બાહોશ અને અનુભવી હતો. તેણે તરતજ વહાણોને એક બીજા સાથે સાંકળોથી જકડી લેવાનો હુકમ કર્યો. હવે વ્હાણોની વ્યવસ્થા એવી રીતે કરવામાં આવી કે ચાર વ્હાણો એક લાઈનમાં આગળ અને ચાર વ્હાણો એક લાઇનમાં પાછળ. વ્હાણો આવી રીતે ગોઠવાયા પછી આઠેય વહાણોને એક બીજા સાથે મજબુત સાંકળોથી જકડી લેવામાં આવ્યા અને આવી રીતે એક સાથે જકડાયલા આઠ વહાણો ધીમે ધીમે આગળ વધવા લાગ્યા.

પાણીના મોજાં ઘુઘવાટ કરતા ભયંકર રીતે ઉછળી રહ્યાં હતા પવનના સુસવાટા માણસોના કાન બ્હેરા કરી દેતા હતા. ચંદ્ર વાદળાંમાં છુપાઈ ગયો હતો અને સંતાકુકડી રમતું તારામંડળ અદ્રશ્ય થઈ ચુકયું હતું. ચોતરફ ઘોર અંધકાર ફેલાયો હતો. હવે મેઘ ગર્જના શરૂ થઈ, વિજળીના ઝબકારા થવા લાગ્યા, પાણીના મોટાં મોટાં ફોરાં પડવા લાગ્યા. જાણે જગતના પાપોથી કંટાળી ક્રોધે ભરાઈ આખા જગતને ઉદરમાં સમાવી દેવા માગતો હોય તેમ સમુદ્ર ભયંકર રીતે ઘુઘવાટા કરી રહ્યો હતો. પળે પળે ચમકારા કરતી વિજળીના પ્રકાશથી આંખો ઝપકી જતી હતી. મેઘ ગર્જનાના કડાકા કાનના પડદા ફાડી નાખતાં હતા. હવે વર્ષાદ એવા જોરથી પડવા માંડયો કે તુતક પર ઉભા રહેવું મુશ્કેલ થઈ પડયું.

મધ્ય રાત્રી સુધી તોફાનનું જોર આવુંજ રહ્યું. જ્યારે રાત્રીના ત્રીજા પહોરની શરૂઆત થઈ ત્યારે પવન ફુંકાતો બંધ પડયો. વીજળીના ઝબકારા બંધ થયા અને વર્ષાદ બંધ થઈ ગયો. હવે તોફાન પણ કંઈક નરમ પડતું ગયું અને કલાક એકના સમયમાં તદન શાંત થઈ ગયું. વહાણો એક બીજા સાથે જકડી લેવાની વડા કપતાનની યુક્તિ ભારે કારગર નીવડી, નહિ તો પ્હાડ જેવા મોજાંની એક એક ટક્કરે વ્હાણો સમુદ્રના તળીએ જઇ બેસત.

તોફાન નરમ પડતાં બધાએ ખુદાનો આભાર માન્યો અને બાકીની રાત્રી આરામમાં ગાળી. સવારે જ્યારે આ પ્રવાસીઓએ આંખ ઉઘાડી ત્યારે સમુદ્ર અત્યંત શાંત હતો અને સૂર્યના સોનેરી કિરણો સમુદ્રની સપાટી પર નૃત્ય કરી રહ્યાં હતાં. થોડેક દુર કિનારાની લાંબી કાળી લાઈન માઈલો સુધી પથરાયલી જણાતી હતી.

કિનારો જોઇ પ્રવાસીઓ આનંદીત થઇ ગયા. તેમણે કપ્તાનને પુછયું કે "આ કયો દેશ છે ?"

કપ્તાને જવાબ આપ્યો—"રાત્રે તોફાનમાં આપણા વ્હાણો ઉંધે માર્ગે ખેંચાઈ ગયા હતા. આ કિનારો હિંદના સીંધ દેશનો છે અને સામે દેખાય છે, તે સીંધનું મશ્હૂર બંદર * દેબલ છે ]"

* આ નામ પાડવાનું મુખ્ય કારણ એ હતું કે શહેરની વચ્ચો વચ્ચ બૌદ્ધ ધર્મનું એક મોટું મંદિર આવેલું હતું, જે પરથી શહેરનું નામ 'દેવલ પાડયું હતું. અરબો દેવળનો દેબલ ઉચ્ચાર કરતા હતા.



## પ્રકરણ ૫ મું.

### અણધારી આફત.

થોડીજવારમાંજ વ્હાણો કિનારા પાસે જઇ પ્હોંચ્યા. હવે વડા કપ્તાને જાહેર કર્યું કે " રાત્રે સખત તોફાનનો મુકાબલો થએલો હોવાથી વ્હાણો હચમચી ગયાં છે, એટલે તેમાં કેટલુંક સમારકામ કરવું જરૂરી છે માટે અત્યારે બધા કિનારે ઉતરી જાય. બપોર સુધીમાં સમાર કામથી પરવારી પાછલે પ્હોરે અહિથી રવાના થઇશું."

આથી બધા મુસાફરો નીચે ઉતરી ગયા અને ખલાસીઓએ સમાર કામ શરૂ કરી દીધું. મુસલમાનોએ ઝમીન પર પગ મુકતાંજ વુઝુ કરી જમાત સાથે નમાઝ અદા કરી અને તોફાનની મુસ્કેલીમાંથી ઉગારી લેવા માટે ખુદાનો શુક્રાનો અદા કર્યો. જ્યારે તેઓ નમાઝથી પરવાર્યા ત્યારે તેમણે જોયું કે કેટલાક હથીયારબંધ માણસો પોતાની તરફ આવી રહ્યા છે. આ અરબ મુસાફરો કુતુહલતાથી નવઆગંતુકોને જોઇ રહ્યા હતા, કારણ કે આ લોકો જેમની સંખ્યા સેંકડોની હતી તેઓ કોઇ દુષ્ટ ઇરાદાથી આવતા હોય તેમ જણાતું હતું.

મુસલમાનો જ્યારે વ્હાણમાંથી નીચે ઉતર્યા ત્યારે તેઓને કિનારા પર કોઇ સાથે મુકાબલો કરવો પડશે એવી સ્વપ્ને પણ આશા નહતી તેથી બધા હથીયાર વગર નીચે ઉતર્યા હતા. એટલે જ્યારે આ નવઆગંતુકોએ તેમને ઘેરી લીધા ત્યારે અરબો તેમને ટીકતાજ રહી ગયા.

હવે આ ટોળીના સરદારે આગળ આવી અરબોને સંબોધી કહ્યું— " તમે કોણ છો ? અને કયાંથી આવો છો ? "

એક વૃદ્ધ અરબે જવાબ આપ્યો–"સરદાર, અમે મુસલમાન છીએ અને સિંહલદ્વીપથી આવીએ છીએ અને અમારા દેશ તરફ જઈ રહ્યા છીએ. મહેરબાની કરી અમને જણાવશો કે આપ કોણ છો અને અમને શામાટે ઘેરવામાં આવ્યા છે ?"

**સરદાર**—અમે સીંધના મહાબળી મહારાજા દાહીરના સીપાહીઓ છીએ અને તમને કેદ કરવા આવ્યા છીએ.

**વૃદ્ધ અરબ**-સરદાર ! અમે સાંભળ્યું છે કે રાજા દાહીર બહુ શક્તિશાળી રાજવી છે અને હિંદના બહુ મોટા ભાગ ઉપર તેમની આણ વર્તે છે. પરંતુ અમે જાણીએ છીએ ત્યાં સુધી મુસલમાનો અને રાજા દાહીર વચ્ચે કંઇ પણ દુશ્મનાવટ નથી પછી અમારા જેવા મુસાફરોને શા માટે રોકવા માગે છે ?

**સરદાર**-અમને અહીં એટલા માટે ચોકી કરવા રાખવામાં આવ્યા છે કે અહિંથી પસાર થનાર અથવા રાજા દાહીરની રજા વગર બંદર પર આવનારા દરેકને કેદ પકડી લેવા.

હવે અસલમ વચ્ચે બોલી ઉઠયો–'સરદાર ! અમે તો માત્ર મુસાફર છીએ, પછી અમને પકડવાથી શો ફાયદો ?'

**સરદાર**-બેવકુફ ! આજકાલ મુસલમાનોનું જોર દુન્યામાં વધી રહ્યું અને તેથી અમને ડર છે કે મુસલમાનો કદાચ હિંદમાં પણ પગ પેસારો કરશે એટલે અમે તેમને અમારા દુશ્મનોજ ગણીએ છીએ.

**અસલમ**-સરદાર ! તમારૂં આ અવિચારી પગલું કદાચ અરબના મુસલમાનો માટે આમંત્રણ રૂપ બની જશે.

**સરદાર**-બેવકુફ યુવાન ! શું તારો ખલીફો એટલો બેવકુફ

છે કે તમારા જેવા મુઠીભર મુસાફરો માટે હજારો માઈલની મુસાફરી કરી તમને છોડાવવા આવશે ?

**અસલમ**–સરદાર ! મુસલમાનો એક બીજાને પોતાના સાચા ભાઈ જેવા ગણે છે. એકની તકલીફને પોતાની તકલીફ સમજે છે. શું એ શકય નથી કે અમને તકલીફમાંથી બચાવવા અમારા બીજા ભાઈઓ અહીં આવી પહોંચે ?

**સરદાર**–બેવકુફ ! કદાચ તે આવે તે પ્હેલાં અમે તમને અમારા દેવતાઓને ભેટ ચઢાવી દઈશું. *

**અસલમ**–કયાંક એવું ન થાય કે અમારી કુરબાનીને બદલે તમારી કુરબાની થઈ જાય !

અસલમના આ જવાબથી સરદારને અત્યંત ક્રોધ ચઢયો તેણે પોતાના સીપાહીઓ તરફ ફરીને કહ્યું –" મહાવીરો ! આગળ વધો અને આ મલેચ્છોને ગીરફતાર કરી લો. "

અરબો હથીયાર વિનાના હોવા છતાં વગર મુકાબલે તાબે થવામાં નામરદાઈ સમજ્યા અને તેમણે આગળ વધી બાથંબાથા શરૂ કરી દીધી, પરંતુ સેંકડો હથીયાર બંધ સૈનીકો સામે થોડાક નિઃશસ્ત્ર માણસો શું કરી શકે ? થોડીકજ વારમાં બધા ગિરફતાર થઈ ગયા. આ દયાહિન લુટારાઓએ બધાને મુશ્કેટાટ બાંધ્યા અને નાના બાળકોને પણ એટલા જોરથી રસ્સી બાંધી કે હાથમાં કાપા પડી ગયા.

આ વખતે ઝાડીની તરફથી ' ખબરદાર ' નો અવાજ સંભળાયો

---

* આ ઝમાનામાંથી મંદીરોમાં માણસોની પણ કુરબાની કરવામાં આવતી હતી. (જુઓ " તારીખે હીંદ ")

અને થોડીજ વારમાં એક વિકાળ દેખાવની યોગીની (જેણે પગથી માથા સુધી સફેદ વસ્ત્ર લપેટેલું હતું અને જેના એક હાથમાં ત્રિશુળ હતું) આવી પ્હોંચી. યોગીનીને જોતાંજ સીંધી સૈનીકો અને સરદાર ઝમીન પર લાંબા થઈ ગયા અને હાથ જોડી કહ્યું–' માતા યોગીની ! અત્યારે આપનું આગમન શા માટે થયું છે ? '

યોગીની×એ પોતાની રક્તમય આંખો સરદાર પર ઠેરવતાં કહ્યું–' હું આજે એ ભવિષ્યવાણીની યાદ દેવડાવવા આવી છું જે વર્ષો પહેલાં કરવામાં આવી હતી ! તમને તે યાદ છે ? '

**સરદાર**–(હાથ જોડીને) નહિ માતાજી મને યાદ નથી. એ ભવિષ્ય વાણી શી હતી ? માતાજી !

**યોગીની**–એજ કે સિંધ પર મુસલમાનોનો* કબજો થશે.

યોગીનીએ જ્યારે એ ભવિષ્ય વાણીની યાદ દેવડાવી ત્યારે સરદારે

---

* તારીખે હિંદનો કર્તા પોતાના ઇતિહાસમાં ૧૫૮ માં પાના ઉપર લખે છે કે યોગીની એક મહાન જાદુગરની હતી અને તેનું કાયમી રહેઠાણ અલોરના કીલ્લા પાસેની એક ગુફામાં હતું. પણ તે હંમેશાં જુદે જુદે ઠેકાણે ફરતી રહેતી હતી. આ યોગીનીથી લોકો ડરતા અને હંમેશાં તેને માન આપતા.

તારીખે ' ઇબ્ને અસીર 'નો કર્તા લખે છે કે સિંધના મોટા જ્યોષીઓએ ભવિષ્ય ભાખ્યું હતું કે સિંધ પર મુસલમાનોનો કબજો થઈ જશે. આથી લોકોએ ગુસ્સે થઈ કેટલાક જ્યોતીષીઓને મારી નાખ્યા હતા અને ત્યારથીજ તેઓ મુસલમાનોને પોતાના દુશ્મન-ગણતા હતા.

કહ્યું–" માતાજી ! એમના આગમનનો કોઇ સમય બતાવવામાં આવ્યો નથી ! ! "

**યોગીની**–પરંતુ, હવે એ સમય આવી લાગ્યો છે,

**સરદાર**-માતાજી ! જ્યાં સુધી અમારા શરીરમાં પ્રાણ છે, ત્યાં સુધી આ કિનારા પર એક પણ મુસલમાનને જીવતો નહિ ઉતરવા દઈએ; કારણ કે અમને મહારાજાનો પણ એજ હુકમ છે.

**યોગિની**—બુદ્ધિહિનો ! મારૂં કામ સમજાવવાનું હતું અને મેં સમજાવી દીધું. હવે તમે જાણો ને તમારૂં કામ જાણે.

આમ બોલતાં યોગીની બે ત્રણ કદમ આગળ ચાલીને અદ્રશ્ય

---

**નોટ**–પરંતુ ઇબ્ને અસીરની અહિંયા ભુલ થતી હોય એમ લાગે છે. રાજા દાહિરે પોતાની સાગી બ્હેન માઇનો વિવાહ કેકાનાનના પહાડી રાજા સાથે થયાં છતાં તેણીની સાથે પોતે લગ્ન કરી લીધું એટલે પેલા પહાડી રાજાએ ચઢાઈ કરી. દાહિરે અકળાઇને ખિલાફત વિરૂદ્ધ બળવો પોકારીને દાહિરના રાજ્યમાં આવીને વસેલા મુહમ્મદ બિન હરસ અલ્લાફીની મદદ માગી જેણે પોતાના પાંચસો અરબ યોદ્ધાઓને લઇને પહાડી રાજાની છાવણી ઉપર રાત્રે એકાએક છાપો મારીને નસાડી મુકયો. એ બદલ દાહિરે તેને પોતાનો વડો પ્રધાન બનાવ્યો અને સિક્કાઓ ઉપર એક પડખે પોતાનું અને બીજે પડખે મુહમ્મદ અલ્લાફીનું નામ છપાયું હતું, જેનો ઉલ્લેખ " ચચ્ચનામા " અને માસુમીકૃત " સિંધનો ઇત્તિહાસ "માં થયેલો છે. વળી ઘણાખરા ખારજી પંથના મુસલમાનો પણ સિંધમાં આશ્રય લઈ રહ્યા હતા.

થઇ ગઈ. બધા સીંધીઓ અને અરબો એને જોતાજ રહી ગયા. હવે સરદારે વહાણના કપ્તાનોને પકડવાનો અને વહાણનો બધો માલ લુંટી લેવાનો હુકમ કર્યો. થોડીજ વારમાં અરબોનો સામાન, સિંહલદ્વીપના રાજાએ મોકલેલી દાસીઓ અને ખલીફા તેમજ હજ્જાજ માટે મોકલેલું નજરાણું વીગેરે લુંટી લીધું, અને શહેર તરફ રવાના થયા. તેઓ નાના નાના બાળકોને પણ એવી નિર્દયતાથી ખેંચતા હતા કે બાળકો કરૂણ સ્વરે ચીસો પાડી ઉઠતા. એક અરબ સ્ત્રીએ કરગરતાં કહ્યું– 'સરદાર! બાળકો ઉપર શા માટે જુલ્મ કરો છો?'

જવાબમાં એક ઘાતકી સિપાહીએ તેણીના મ્હોં ઉપર જોરથી તમાચો મારી દીધો અને અગાઉ કરતાં પણ વધુ નિર્દયતા પુર્વક પુરૂષો બાળકો અને સ્ત્રીઓને ઘસડવા લાગ્યા. આ વખતે એક સ્ત્રીએ કરૂણ સ્વરે ચીસ પાડી–"**અગસની...અગસની...**યા **હજ્જાજ ...અગસની!**" (બચાવ, અય હજ્જાજ અમને બચાવ! ×)



## પ્રકરણ ૬ ઠું.

### રાજા દાહીર.

હવે આ નિર્દય સિપાહીઓ આ અરબ કેદીઓને ઘાતકીપણે ખેંચતા ઝપાટાભેર કીલ્લા તરફ રવાના થયા. પુરૂષ કેદીઓ તો અલબત સિપાહીઓ સાથે કદમ બ કદમ ચાલતા હતા પરંતુ કોમળ સ્ત્રીઓ

*( જુઓ તારીખે હીંદ પાનું ૧૨૧)

અને માસુમ બાળકોની હાલત બહુ ખરાબ હતી. તેમને એટલી નિર્દયતાથી ખેંચવામાં આવતા હતા કે બાળકો ચીસો પાડી ઉઠતા. પરિણામે આ ઘાતકી સિપાહીઓ તેમને ચાબકાથી ફટકાવી આગળ ચલાવાની ફરજ પાડતા. એ ઉપરાંત સ્ત્રીઓ ને પણ મારી મારીને આગળ ધકેલી રહ્યા હતા. એ એક કરૂણ ચિત્ર હતું જેનો ચિતાર રજુ કરતા કલમ કંપી જાય છે. જાણે આ નાનકડું ટોળું હિંદનું રાજ જીતી લેવા આવ્યું હોય તેમ તેમની સાથે ઘાતકીપણે વર્તવામાં આવતું હતું. બાળકોને જ્યારે ફટકા પડતા ત્યારે સ્ત્રીઓ 'દયા—દયા' પોકારતી, પણ અફસોસ ત્યાં દયા ન હતી. દયા શબ્દના દરેક અવાજ સાથે એક ચાબખો જરૂર પડતો. બાળકો માર ખાતા અને નાના પગલાં ભરી આગળ દોડતાં ને વળી થાકી જતા, બેસી પડતા, તરત એક ચાબખો પડતો. પળી પાછા રડતા ચીસો પાડતા અને આગળ નાસતા.

અરબ પુરૂષો પાસે, આ બધું જોઈને લોહીનો ઘુંટ ગળી ચુપ રહેવા સિવાય કંઇ ઈલાજ ન હતો. સ્ત્રીઓ, પોતાની ઉપર અને બાળકો ઉપર થતા જુલ્મ જોઈને રડવા અને ખુદા પાસે દુઆ માગવા સિવાય કંઈ કરી શકતી નહિ.

આ બધામાં એક નાનકડો બાળક જે તેની માતાની આંગળી પકડી નાનાં નાનાં પગલે દોડી રહ્યો હતો તે બોલ્યો 'અમ્માજાન ! હવે તો મારાથી નથી ચાલતું ?!'

તે ગરીબ માતાએ એક લાંબો નિશ્વાસ નાંખી કહ્યું—"મારા લાલ ! સબ્ર કર."

તે નાના બાળકે ભોળપણથી કહ્યું–"અમ્માજાન ! શું આપણો ખુદા આપણી આ મુસીબત જોઈ રહ્યો છે !"

**સ્ત્રી**—હા બેટા ! તે જોઈ રહ્યો છે, અને આ નિર્દયો પર જરૂર વેર લેશે.

**બાળક**—તો પછી શામાટે તે અમારી મદદ નથી કરતો ?

**સ્ત્રી**—બેટા ! તે અમને જરૂર મદદ કરશે. હમણાં તે અમારી પરીક્ષા કરી રહ્યો છે.

"ખુદા અમારી પરીક્ષા કરે છે" એ શબ્દો સાંભળતાંજ તે નાના બાળકના કરમાયલા ચહેરા પર ખુશી છવાઈ ગઈ. તે પોતાની નાનકડી છાતી ફૂલાવી ટટાર થઈ બોલ્યો–" બસ તો પછી એ ભલે અમારી પરીક્ષા લે. અમે પણ તૈયાર છીએ. જોઈએ તો ખરા, તેને અમારા પર ક્યારે રહેમ આવે છે ?"

આ વખતે એક ક્રુર સિપાહીએ અટ્ટહાસ્ય કર્યું અને તે ફુલ જેવા બાળકને ચાબકો મારતાં બોલ્યો–" લે, આ તારા ખુદાની દયા આવી."

મારની વેદનાથી બાળક તડપી ગયું. પણ અલ્લાહો અકબર ! એ બાળક શું હતું ? ઈસ્લામી સહનશીલતાનો એક નનકડો નમુનો હતો કે જેના મ્હોંમાંથી નતો ચીસ નીકળી કે નતો તે રડયો ! કારણ કે તે જાણતો હતો કે ખુદા તેની પરિક્ષા લે છે. અને પરિક્ષા માટે તે પોતે તૈયાર છે.

આ નાનકડો અરબ બાળક ઉંહ પણ કર્યા સિવાય હાથ મસળતો અને કમર ચોળતો જલદી જલદી ચાલવા લાગ્યો.

આવીજ રીતે પુરૂષો, બાળકો સ્ત્રીઓ અને વૃદ્ધોને મારતા ફટકાવતા, ગાળો ભાંડતા સિપાહીઓ તેમને કીલ્લા પાસે લઈ આવ્યા.

આ સમયે કીલ્લામાંથી એક ભવ્ય રથ નીકળ્યું જેને આઠ અશ્વો જોડેલા હતા. રથની ચારે બાજુ ઘોડેસ્વાર સૈનીકો નાગી તલવારો સાથે ચાલતા હતા. રથમાં ચાલીસેક વર્ષની ઉમરનો એક શખ્સ શરાબથી-ઘેરાયલી આંખે બેઠો હતો. તેની ડોકમાં અતિ મુલ્યવાન મોતીઓની એટલી બધી માળાઓ લટકી રહી હતી કે છાતીનો ભાગ ઢંકાઈ ગયો હતો. તેનું માથું ઉઘાડું હતું. માથા પર લાંબા લાંબા વાળ હતા. આ શખસ તે બીજો કોઈ નહિ પણ સિંધનો રાજા દાહીર પોતે હતો.

દાહીરને કીલ્લામાંથી નીકળતો જોઈને અરબોને ગીરફતાર કરનારા સૈનીકોએ ઝુકીને પ્રણામ કર્યાં અને "અન્નદાતાની જય ! મહારાજાની જય !" ના પોકાર કર્યાં.

રાજા દાહીર રથમાં આડો થઇને બેઠો હતો. જયકારનો અવાજ સાંભળી તે ટટાર થયો અને માથું રથની બ્હાર કાઢી જોવા લાગ્યો. જ્યારે તેની મદભરી નજર અરબો ઉપર પડી ત્યારે તે આશ્ચર્ય-ચકિત થઈ ગયો અને બોલ્યો–"એ કોણ લોકો છે ?"

સરદારે આગળ વધી હાથ જોડી કહ્યું—અન્નદાતા ! એ લોકો મુસલમાન છે !

**દાહીર**–"ઠીક ! જાઓ તેમને આસ્માનમાં લઈ જાઓ !" આ વિચીત્ર હુકમ સાંભળી આ બધા દીગ્મુઢ થઈ ગયા, અને એક બીજાની સામે જોવા લાગ્યા.

વળી પાછા દાહીરે કહ્યું–"જાઓ, ઉભા છો શું? તેમને લઈ સીધું નદીમાં ડુબી મરે." જાઓ, તમે બધા જાઓ. "

હવે બધા સમજી ગયા કે મહારાજા અત્યારે મદીરાની કેફમાં છે. એટલે સરદારે આગળ વધી કહ્યું–'મહારાજા ! એ લોકોમાં એક અપ્સરા પણ છે.'

અપ્સરાનું નામ સાંભળતાં જ દાહિરના કાન ઉંચા થયા અને હુકમ કર્યો કે–'જલ્દી મારી પાસે લાવો.'

તરતજ બે ત્રણ સિપાહીઓએ તાહેરાને પકડી રાજા સમક્ષ રજુ કરી. રાજાએ તેને પકડીને જબરાઈથી રથમાં બેસાડી દીધી બાકીના કેદીઓને કેદખાનામાં પુરવાનો હુકમ કરી દાહીરે રથ હાંકવાનો હુકમ કર્યો.

તરતજ રાજા દાહિરનો કાફલો પાટનગર અલોર તરફ રવાના થયો, અને ગરીબ બિચારી તાહેરા પોતાના સ્વજનોથી વિખુટી પડી.



## પ્રકરણ ૭ મું.

### દેબલના કીલ્લામાં.

રાજા દાહેરનો કાફલો અલોર તરફ રવાના થતાંજ સીંધી સૈનીકો અરબ કેદીઓને ખેંચતા ઘસડતા દેબલ (દેવળ)ના કીલ્લામાં દાખલ થયા.

આ કીલ્લો રાજા દાહીરની સત્તા હેઠળ હતો. પરંતુ દાહીરની

રાજધાની અલોરમાં હોવાથી રાજા તરફથી એક **સમની** નામના સરદારને આ કીલ્લાનો અધિકારી બનાવવામાં આવ્યો હતો. સમનીને આ કીલ્લાના વડા તરીકે કોઈપણ જાતનો પગાર આપવામાં આવતો નહતો માત્ર આ કીલ્લાની જે આવક થતી તેનો ચોથો ભાગ તે લેતો અને બાકીના ત્રણ ભાગ રાજા દાહીરને મોકલાવતો.

દેબલ, દરીયા કાંઠે આવેલું હોવાથી તે બહુ સમૃદ્ધ શહેર ગણાતું અને તેટલાજ માટે તેનો કીલ્લો પણ બહુ મજબુત બાંધવામાં આવ્યો હતો. કીલ્લો જેમ મજબુત હતો તેમ વિશાળ પણ હતો. ચારે તરફ મોટા મોટા મકાનો, આલીશાન મહાલયો અને વિશાળ હવેલીઓથી આખું શહેર શોભી રહ્યું હતું. આમ આખું શહેર સમૃદ્ધશાળી હોવા છતાં અલબત તે કંઈ બહુ સુંદર ન હતું. કારણકે માર્ગો વાંકા ચુંકા અને સાંકડા હતા તેમજ દુકાનો આટલી બધી નીચી અને બેડોળ હતી કે શહેરને સુંદર કહેવું કે બેડોળ એ એક પ્રશ્ન થઈ પડતો. શહેરમાં મંદીરો પણ પુષ્કળ હતા. અને ઠેક ઠેકાણે મંદીરોના ઉંચા ઘુમટો ઉપર ધજાઓ ફરફરતી હતી. આ બધાની વચ્ચે એક મોટું અને ઉંચું મંદીર પણ હતું જેનું શીખર આખા શહેરના મકાનો કરતાં પણ પુષ્કળ ઉંચું હતું. આ ઉંચા શીખર ઉપર એક મોટું લાકડું ઉભું કરેલું હતું. જેની ઉપર ઘણી મોટી અને લાંબી ધજા (કાપડની ધજા) ફરફરતી હતી. આ ધજા એવી રીતે ગોઠવવામાં આવી હતી કે પવનના સુસવાટા સાથે તે ફરફરાટ કરતી લાંબી થતી અને ત્યાર પછી વેગ પુર્વક વાયુમાં ચક્કર ચક્કર ફરતી. ધજાનો ફરફરાટ આખા શહેરમાં સંભળાતો. જ્યારે વાયુ વેગવી આ ધજા ફરફરતી અને ચક્કર ચક્કર ફરતી હોય ત્યારે એવું લાગતું કે જાણે

મંદીરની આ ધજા આખા શહેર ઉપર ફરી રહી છે.

શહેરમાં દાખલ થતા જ સૈનીકો આ અરબ કેદીઓને એ મોટા મંદીર તરફ લઈ જવા લાગ્યા, જે કીલ્લાની બ્હારથી પણ દેખાતું હતું. માર્ગમાં ઠેરઠેર માણસો ભેગા મળી આ અરબ કેદીઓ તરફ આશ્ચર્યથી ટીકતા હતા, જ્યારે અરબો પણ આ સીંધીઓને અજાયબી પુર્વક જોઈ રહ્યા હતા.

આમ એક બીજાને અજાયબીથી ટીકવાનું કારણ એ હતું કે અરબો માથાથી પગ સુધી વસ્ત્રોમાં સજ્જ થયેલા હતા. જેમકે માથા પર પાઘડી, શરીરે ઝબ્બા, ઝબ્બાની નીચે પ્હેરણ, કમરથી પગ સુધી પાયજામાં અને પગમાં અરબી પદ્ધતીના પગરખાં. જ્યારે બીજા હાથ ઉપર સીંધીઓના બદન પર એકેક ધોતી સીવાય તદ્દન નગ્ન જેવા હતા. પગથી ઢીંચણ સુધીનો ભાગ ખુલ્લો હતો. પગ ઉઘાડા હતા. કમરથી ઢીંચણ સુધી એક ધોતી બાંધેલી હતી. માથું લગભગ બધાનું બોડાવેલું હતું, સિવાય કે માથાની વચ્ચમાં ખોપરી ઉપર વાળનો એક લાંબો ગુચ્છો ચોટલીની માફક પીઠ પાછળ લટકતો હતો. દાઢી સાફ હતી પણ મુછો મોટી મોટી હતી. સીંધી સ્ત્રીઓનો પોશાક પણ લગભગ એવોજ હતો. કમરથી ઢીંચણની જરાક નીચે સુધીનો ભાગ રેશમની ધોતી અથવા એવાજ કોઈ સાડી જેવા વસ્ત્રથી ઢંકાયેલો હતો, જ્યારે ઉરપ્રદેશ ઉપર કાંચળી જેવું એક વસ્ત્ર લપેટવામાં આવ્યું હતું, આથી માત્ર ઉર પ્રદેશ ઢંકાયા પછી ખભા હાથ પેટ અને ગળા આગળનો ભાગ ખુલ્લો રહેતો. અરબોનું સીંધમાં આ પ્હેલુંજ આગમન હતું અને તેથી તેઓ સીંધીઓને આવા અર્ધનગ્ન જોઇ બહુ અજાયબ થતા હતા. જ્યારે બીજા હાથ પર સીંધીઓ, વસ્ત્રોથી ઢંકાયલા આ અરબ સ્ત્રી

પુરૂષોને જોઈ અને તેમની લાંબી અને ભરાવદાર દાઢીઓને નિહાળી આશ્ચર્ય પામતા હતા.

સીપાહીઓ આ અનાથ અરબોને ઘસડતા ખેંચતા પેલી મોટી ધજાવાળા મંદીર પાસે લઈ આવ્યા. મંદીરની આસપાસ એક મોટી દીવાલ હતી અને અંદર પ્રવેશવા માટે એક મોટું દ્વાર હતું. અંદર પ્રવેશ કરતાં ત્રણ બાજુ અસંખ્ય કોટડીઓ હતી. જેમાં એક બાજુ બ્રાહ્મણો રહેતા અને બે બાજુ મંદીરની દાસીઓ રહેતી. (તારીખે હીંદ)

આ વખતે સીંધમાં એવો ધારો પ્રચલીત હતો કે માત્ર રાજાઓની રાણીઓ અને રાજકુંવરીઓ તેમજ મંદીરમાં રહેતી દાસીઓજ પુરાં વસ્ત્રો પ્હેરતી. એટલે કે, ચણીયો, કાંચળી કે ચોળી અને સાડીથી આખું શરીર ઢાંકતી. છતાં વસ્ત્ર પરિધાનમાં કંઈ દબાવ નહતો. તેઓ અગર સામાન્ય સ્ત્રીઓ માફક અર્ધા વસ્ત્ર પ્હેરવા ઈચ્છતી તો તેમને કોઈ અટકાવતું નહતું.

જ્યારે સિંધી સિપાહીઓ અરબોને લઈ મંદીરના આગલા ભાગમાં પ્રવેશ્યા અને આગળ વધ્યા ત્યારે એક ચોગાનમાં સેંકડો સુંદર નાઝનીનોને રેશમી વસ્ત્રો અને મુલ્યવાન ઘરેણાઓમાં સજ્જ થએલી આમ તેમ ફરતી જોઈ. પોશાકની મુલાયમતા અને ઘરેણાના ઝગઝગાટથી સુંદરીઓની સુંદરતામાં અનેક ગણો વધારો થઈ રહ્યો હતો. એમ લાગતું હતું કે જાણે ઇન્દ્ર રાજાએ અપસરાઓનો દરબાર ભર્યો છે. અરબો હેરત ભરી દ્રષ્ટિએ આ દ્રષ્ય જોઈ રહ્યા હતા કે એક વૃદ્ધ અરબે મોટા અવાજે કહ્યું–" ભાઈઓ ! પર સ્ત્રીઓ તરફ જોવું એ પાપ છે. માટે બધા પોતાની નઝર નીચી કરીને ચાલો "

આથી બધા મુસલમાનો નીચી.નજરે ચાલવા લાગ્યા. આ વખતે આ સુંદરીઓ પણ અરબો તરફ આશ્ચર્યથી જોઈ રહી હતી.

વાંચિકાએ યાદ રાખવાની જરૂર છે કે આ સુંદરીઓ મંદીરની દાસીઓ હતી જેઓ આ મંદીરમાંજ રહેતી.

જ્યારે સીંધી સિપાહીઓ અરબો સાથે વધુ આગળ આવ્યા ત્યારે દાસીઓ એક બાજુ ખસીને ઉભી રહી. અહીંઆં એક ચોકમાં થોડાક પુજારીઓ બેઠા હતા, જેમાં એક અબી નામનો વૃદ્ધ પુજારી પણ હતો. આ પુજારી આ મંદીરનો વડો પુજારી હતો. એની પાસેજ આધેડ ઉમરનો બીજો શખ્સ બેઠો હતો. એ શખ્સ તે આ દેબલ શહેરનો હાકીમ સમની હતો.

નજીક આવતાંજ સૈનીકોએ "સમની મહારાજની જય"ના પોકારો કર્યા. એ પછી સરદારે આગળ વધી હાથ જોડી કહ્યું.

"મહારાજ! આ જંગલી મલેચ્છો કીનારા ઉપર ઉતર્યા હતા ત્યાંથી ગીરફતારી કરી લાવ્યા છીએ. માર્ગમાંજ મહારાજા દાહીરનો પણ ભેટો થયો હતો. તેમણે પણ આ જંગલીઓને કેદખાનામાં પુરવાનો હુકમ કર્યો છે."

સમની—બરાબર છે. જાઓ, આ મલેચ્છોને લઇ જઈ મંદીર નીચેના ભોંયરામાં કેદ કરી દો.

આ વખતે મંદીરના મુખ્ય દ્વાર તરફથી એક ગંભીર અવાજ સંભળાયો—

"ખબરદાર!"

આ અવાજ સાંભળતાંજ બધાની નજર દરવાજા તરફ ફરી તેમણે જોયું કે હાથમાં ત્રીશુળ, વિખરાયલા કેશકલાપ અને અંગારા જેવી આંખો સાથે એક યોગીની આવી રહી છે.



## પ્રકરણ ૮ મું.

### યોગીનીનો ચમત્કાર.

વિક્રાળ સ્વરૂપ યોગીનીને જોતાંજ સૈનીકો, દાસીઓ, પંડીવાઓ, બ્રાહ્મણો અને સમની, એ બધાયે સાષ્ટાંગ દંડવંત પ્રણામ કર્યા.

આ યોગીનીને આટલું બધું માન આપવાનું કારણ એ હતું કે તેઓ બધા એનાથી ડરતા હતા. જ્યારે યોગીની નજીક આવી ઉભી થઈ ગઈ ત્યારે એકે એક માણસની નજર ભયથી જમીન તરફ ચોંટેલી હતી. માત્ર એક મુસલમાનજ હતા કે જેઓ આ યોગીની તરફ ટીકી રહ્યા હતા. મુસલમાનોએ આ યોગીનીને દરીયા કાંઠે જોઈ હતી અને હમણાં એ યોગીની તરફ ઉપકાર વશ લાગણીથી એટલા માટે જોઈ રહ્યા હતા કે એ યોગીનીએ અરબોને કેદ ન કરવાની ભલામણ કરી હતી.

આ વખતે મંદીરના વડા પંડયા અબીએ નજર ઉઠાવી યોગીની તરફ જોયું અને પુછયું—

" માતાજી ! આજે દર્શન આપવાનું શું કારણ છે ? "

યોગીનીએ પોતાનું ત્રીશુળ ઉંચું કરતાં કહ્યું " શું તમને એ ભવિષ્યવાણી યાદ છે જે કેટલાક વર્ષો પહેલાં સીંધના નીપુણ ભવિષ્ય વેત્તાઓએ કરી હતી ?

**અબી**—આપ કઈ ભવિષ્યવાણી સંબંધે પુછો છો ? માતાજી !

**યોગીની**—મુસલમાનોના આગમન સંબંધીની.

**અબી**—મને યાદ છે. માતાજી !

**યોગીની**—એ શું હતી ? કહી શકો છો ?

**અબી**—હા, માતાજી ! એજ કે મુસલમાનો સીંધ પર કબ્જો કરી લેશે.

**યોગીની**—અને હવે મુસલમાનો સીંધમાં દાખલ થઈ ચુકયા છે.

અબીએ આશ્ચર્યથી યોગીની ને પુછયું–'શું, માતાજી ! મુસલમાનોનું લશ્કર સીંધમાં દાખલ થઈ ગયું ?'

**યોગી**—ના ?

**અબી**—તો પછી.........

**યોગીની**—જુઓ, આ તમારા કેદીઓ મુસલમાન છે ને ?

**અબી**—પરંતુ તેઓ તો કેદીઓ છે ?

**યોગીની**—એમના કારણેજ સીંધમાં આફત આવશે.

**અબી**—એ કેવી રીતે ? માતાજી ?

**યોગીની**—સાંભળો. મુસલમાનોમાં એવો સંપ છે કે જો તેમનામાંથી એક પણ માણસને ઈજા થાય છે તો તેમની આખી કોમને લાગણી થાય છે. જો તેમના એક પણ માણસને પરદેશમાં ઈજા કે મુશ્કેલી પડે છે તો તેમની આખી કોમ તેની વ્હારે દોડી પ્હોંચે છે.

હવે સમનીએ યોગીનીને પુછયું–'માતાજી ! શું આ લોકો માટે તેમનો ખલીફા આટલા દુર સુધી આવશે ?'

**યોગીની**—ચોક્કસ.

**સમની**—એ અમે માની શકતા નથી. અને કદાચ આવશે તો અમે એકે એક મલેચ્છને દરીયાને કાંઠેજ પુરા કરી દઇશું !!

**યોગીની**—અફસોસ ! એમ લાગે છે કે વિનાશ કાળ નજીક હોવાથી તમને વિપરીત બુદ્ધિ સુઝી છે. યાદ રાખો, કે કદાચ તમે તેમના એકાદ લશ્કરને હરાવી શકશો તો પણ બીજા લશ્કરો આવ્યા સિવાય નહિ રહે !

**સમની**—તો શું, માતાજી ! અમે લોકો એમનો મુકાબલો નહિ કરી શકીએ ?

**યોગીની**—નહિ બીલકુલ નહિ.

**સમની**—માતાજી ! એ વાત માનવામાં આવતી નથી. એવું કદી બનીજ ન શકે.

**યોગીની**—એવુંજ બનશે. યાદ રાખો, જે વસ્તુ તમે જોઈ કે સમજી શકતા નથી તે વાત હું જોઇને સમજી શકું છું.

**સમની**—માતાજી ! અમને પણ એ વસ્તુ દેખાડો.

**અબી**—"હા, માતાજી ! અમને પણ દેખાડો." યોગીની થોડીક પળો સુધી વિચારમાં રહી. એ પછી માથું ઉઠાવી બોલી—"ઠીક ત્યારે જુઓ."

આમ કહેતાંજ તેણે પોતાનું ત્રીશુળ આકાશ તરફ ઉંચું કરી વિંઝયું; તેની આંખો લાલ અંગારા સમાન થઇ ગઈ, તેના હોઠ ત્વરીત ગતીએ હાલવા લાગ્યા જાણે કે તે કંઈ મંત્ર ભણતી ન હોય !

આ વખતે આકાશ નિરભ્ર અને સાફ હતું. યોગીનીએ પશ્ચિમ દીશા તરફ ત્રિશુળ લાંબુ કરી કહ્યું " જુઓ ! પરંતુ યાદ રાખજો કે અત્યારે જે વસ્તુ તમારી નજર સમક્ષ રજુ થશે તે બની નથી, પરંતુ બનવાની છે. "

આ વખતે બધાની નજર પશ્ચિમ તરફ ફરી. યોગીનીએ બીજી વખત ત્રીશુળ વીંઝયું અને બે ત્રણ પગલાં પાછળ ખસીને ઉભી રહી. આ સમયે તેના ત્રીશુળની અણીમાંથી જ્વાળાઓ નીકળવા લાગી અને વાતાવરણમાં ફેલાઇ ગઈ. જોતજોતામાં સુર્ય ઢંકાઇ ગયો અને જાણે ચોતરફ વાદળાં છવાઈ ગયાં. બધાની નજર આકાશપર હતી. અરબો, સીંધીઓ, દાસીઓ, પંડીયાઓ અને સમની ભયમીશ્રીત આશ્ચર્યની લાગણીથી ઉપર જોઈ રહ્યા હતા, જોત જોતામા આકાશપર જંગલ દેખાવા લાગ્યું. વૃક્ષો, સમુદ્ર અને જંગલના બીજા દ્રશ્યો સાફ દેખાવા લાગ્યા. આ વખતે જંગલની એક દીશામાંથી અગીયાર ઘોડેસ્વારો અત્યંત વેગ પુર્વક ઘોડા દોડાવતા દેખાયા.

આ વખતે યોગીનીએ જોરથી કહ્યું–'જુઓ, એ ખલીફા તરફનો કાસીદ છે; જે મહારાજા દાહીર પાસે જઈ રહ્યો છે.'

જોત જોતામાં આ ઘોડેસ્વારો જોનારની નજરથી અદ્રષ્ય થઈ ગયા અને થોડી વારમાંજ પાછા દેખાયા.

યોગીનીએ કહ્યું–'આ લોકો નિરાશ થઈ પાછા થઈ જાય છે.'

થોડી વારમાંજ પેલા ઘોડેસ્વારો આવ્યા હતા એ દીશામાં અદ્રષ્ય થઈ ગયા. આ પછી કેટલીક પળો વીતી ગઈ. ચોતરફ ગંભીર શાંતી પ્રસરી ગઇ. આ વખતે પ્રથમની દીશામાંથીજ હજારો ઘોડેસ્વારો અને સૈનીકો ધસી આવતા દેખાયા, જેમાં સેંકડો લીલી ધજાઓ ફરફરી રહી હતી. આ બધામાં એક મોટી ધજા હતી જે એક નવ જવાન ઘોડેસ્વારના હાથમાં હતી અને જે સૌથી આગળ ઘોડો દોડાવી રહ્યો હતો.

આ વખતે યોગીનીએ ચિત્કાર કરી કહ્યું—'સીંધીયો ! સૌથી

આગળ ચાલતો ઘોડેસ્વાર સિંધનો વિજેતા થનાર છે.'

થોડીજ વારમાં જંગલનું દ્રષ્ય બદલાય છે અને એક વિશાળ યુદ્ધમેદાન દેખાય છે જ્યાં ભયંકર જંગ ચાલી રહ્યો છે.

આ વખતે યોગીનીએ પોતાનું ત્રીશુળ ઝુકાવી દીધું. એક નીમીષ માત્રમાં દ્રષ્ય, અદ્રષ્ય થયું અને પ્રકાશીત સુર્યના કીરણો મંદીરના શીખરો પર નાચી રહ્યાં. હવે યોગીનીએ કહ્યું—"જોયું ?"

**સમની**—પરંતુ માતાજી ! શું પેલો દુધમળ બાળક સિંધ ઉપર વિજય મેળવશે ?

**યોગીની**—સમની ! ઈશ્વરે નિર્માણ કરેલી વસ્તુ મિથ્યા થતી નથી. અબી ! મારે જે કહેવું હતું તે કહી દીધું, હવે તમો જાણો ને તમારૂં કામ. યાદ રાખો, જે લોકો એમના પર જુલ્મ કરશે તેમને જુલ્મનો અને જેઓ દયા કરશે તેમને દયાનો બદલો મળશે.

આમ કહેતાંજ યોગીની બે પગલાં આગળ વધી અને નિમીષ માત્રમાં અદ્રષ્ય થઇ ગઈ.

હવે સમનીએ અરબોને મંદીર નીચે પુરવાનો અબીને હુકમ કર્યો અને પોતે મહેલ તરફ રવાના થયો.

થોડીવારમાં અબી બધા કેદીઓ સાથે મંદીરના અંધકારમય ભોંયરામાં દાખલ થયો અને ધીમે ધીમે મોટા મોટા ખંડ વટાવતો એક વિશાળ ખંડમાં જઈ ઉભો. અહી તેણે મુસલમાનો તરફ ફરીને કહ્યું—'જો હું તમારા બંધન છોડી નાખું તો તમે મારા ઉપર અત્યાચાર તો નહિ કરો ?'

**એક અરબ**—અમો મુસલમાનો એહસાન ફરમોશ નથી.

**અબી**—મેં મુસલમાનોના બહુ વખાણ સાંભળ્યા છે. ઠીક હું તમારા બંધન ખોલી નાખું છું.

જોત જોતામાં બધા અરબો બંધનમુકત થઈ ગયા. આથી બાળકો અને સ્ત્રીઓને ઠીક રાહત થઈ, અને પુરૂષોએ પણ છુટકારાનો શ્વાસ લીધો.

**અબી**—ભાઈઓ ! હું એક મનુષ્ય છું અને મારૂં મનુષ્યત્વ મને આપ લોકોનું દુઃખ દુર કરવા ફરજ પાડે છે.

**અસલમ**—જો ખુદાએ અમને આઝાદી આપી, તો અમે કદી પણ આપનો ઉપકાર ભુલીશું નહિ !

**અબી**—મને એની ખાત્રી છે. હવે હું જાઉં છું પરંતુ જો તમને કોઈ પણ વસ્તુની જરૂર હોય તો જરૂર મને કહી દેશો.

**અસલમ**—બહુ સારૂં !

એ પછી અબી ખંડનો દરવાજો બંધ કરી ચાલ્યો ગયો.



## પ્રકરણ ૯ મું.

### હુજ્જાજના દરબારમાં.

**જ્યારે** સમુદ્રના કાંઠે અરબ મુસાફરો પર સીંધી સૈનીકોએ હુમલો કરી ઘેરી લીધા એ વખતે તેમનામાંના કેટલાક મુસાફરો આમ તેમ લટાર મારવા અથવા કુદરતી હાજત વીગેરેથી પરવારવા બીચ ઝાડી તરફ ગયા હતા. જ્યારે તેઓ પાછા આવ્યા ત્યારે તેમણે જોયું

કે કેટલાક સશસ્ત્ર સૈનીકો અરબ મુસાફરો ને ખેંચતાં ઘસડતા લઈ જઈ રહ્યા છે. આથી આ લોકો ભયના માર્યા ઝાડીમાં છુપાઈ ગયા. કેટલાક સમય સુધી આવી રીતે સંતાઈ રહ્યા પછી તેઓ લપાતા છુપાતા બ્હાર આવ્યા અને વહાણો તરફ ચાલ્યા. થોડુંક પાસે જતાં તેમણે જોયું કે કેટલાક સીપાહીઓ સમુદ્રના કીનારે પણ બેઠેલા છે. એમને જોતાંજ આ લોકો સમજી ગયા કે તેમને અહિં ચોકી કરવા બેસાડેલા હોવા જોઈએ. તેથી તેમને માટે જંગલનો આસરો લેવા સીવાય બીજો કોઈ માર્ગ ન હતો. આથી વળી તેઓ ઝાડીમાં જઈ ભરાયા અને જીવ બચાવવા માટે તેમણે મકરાન તરફ ચાલવા માંડયું અંદર અંદર આ લોકોએ નક્કી કરી લીધું કે " આપણે જમીન માર્ગે બસરા પહોંચવું અને સીંધીઓનાં જુલ્મની દાદ હજ્જાજ પાસે માંગવી. "

હવે આ મુસીબતના માર્યાં અરબોએ જંગલો, રણો અને વિકાળ પર્વતો વટાવી આગળ ને આગળ ચાલ્યા કર્યું, તેમને સીંધીઓને પણ ભય હતો અને પોતાના સાથીદારોના કેદ પકડવાનું પણ દુઃખ હતું, આથી તેઓ, જેમ બને તેમ વધુને વધુ મુસાફરી કરી શીરાઝ પહોંચી ગયા.

શીરાઝ, ઈરાનમાં ઈરાની અખાત પાસે આવેલું એક શહેર છે. આ શહેરમાં કેટલાક દીવસ થોભ્યા પછી તેઓ સીધા બસરે ગયા જ્યાં હજ્જાજ નો મુકામ હતો. બસરા અને શીરાઝ વચ્ચે કંઈ લાંબુ અંતર ન હતું. એટલે ટુંક સમયમાં તેઓ બસરા આવી પહોંચ્યા. બસરામાં પ્હોંચતાજ તેમણે એક દીવસ મુસાફરખાનામાં આરામ કર્યો અને બીજે દીવસે હજ્જાજની રૂબરૂ હાજર થયા.

હજ્જાજના બાપનું નામ યુસુફ હતું, એમતો આ માણસ બહુ, બહાદુર, બુદ્ધીમાન અને ખુશ મીજાજ હતો. પરંતુ ખીલાફત અને ઇસ્લામના શત્રુઓ તરફ તે બહુ સખ્તાઇથી વર્તતો. અને હજ્જાજ સખ્તાઈથી ન વર્તે તો ચાલે એમ પણ ન હતું, કારણકે ચોતરફ ઈસ્લામના શતરૂઓ વધી રહ્યા હતા.

આવા સમયે નરમ દીલના માંણુસથી, ઈસ્લામના હજારો દુશ્મનો સામે ટક્કર ન ઝીલાઈ શકી હોત. જેમ હજ્જાજ ઈસ્લામ અને મુસલમાનોના દુશ્મનો માટે ઝાલીમ હતો તેમ તે મુસલમાનો માટે એક હમદર્દ અને ગમખ્વાર મુસલમાન પણ હતો. ગમે તેવા ગરીબ મુસલમાનના દુઃખથી પણ તેનું દીલ બેચેન થઇ જતું.

હજ્જાજનો નિયમ હતો કે સવારની નમાઝ પછી તે જામેઅ મસ્જીદમાં જઈ બેસતો અને રાજ્ય કારભારના કેટલાક જરૂરી કામો ત્યાંજ પતાવી દેતો. આજે જ્યારે હિંદુસ્તાનથી આવેલા મુસાફરો તેની રૂબરૂ આવ્યા ત્યારે પણ તે જામે મસ્જીદમાં બેઠો હતો. કેટલાક કામ પુર્ણ થયા પછી તેણે નવઆગંતુકો તરફ ફરીને કહ્યું-

"શું આપ લોકો કંઈ બ્હારથી આવ્યા છો ?"

હજ્જાજ હજુ જુવાન હતો પરંતુ તેની જુવાની આથમવાની અણી પર હતી, તેનો ચ્હેરો એવો રૂવાબદાર હતો કે કાચા પોચા માણસો તેની સામે જોતાં પણ ધરૂજતા.

હજ્જાજના સવાલના જવાબમાં હીંદથી આવેલો એક અરબ કે જેનું નામ ઝેયાદ હતું તેણે નમ્રતાથી જવાબ આપ્યો—

"જી, હા. અમે સીંહલદ્વીપથી આવ્યા છીએ.

**હજ્જાજ**—એમ જણાય છે કે સિંહલદ્વીપના મહારાજા આલા હઝરત ખલીફતુલ મુસ્લેમીન સાથે મિત્રતા રાખવા માગે છે. શું એ ખરૂં છે?

**ઝેયાદ**—જી, હા!

**હજ્જાજ**—સિંહલદ્વીપમાં કેટલા મુસલમાન છે?

**ઝેયાદ**—ત્યાં ૫૮ મુસલમાનો હતા. *

**હજ્જાજ**—બધા સારી રીતે છે?

**ઝેયાદ**—જ્યાં સુધી સિંહલદ્વીપમાં હતા, સારી રીતે હતા.

હજ્જાજ આ જવાબથી ચોંકી પડયો. તેણે ધીમે પુછયું "અને હવે કયાં છે?"

ઝીયાદે દીલગીરી ભરેલા અવાજે કહ્યું 'અફસોસ! હવે મુસીબતમાં સપડાઇ ગયા છે.

આ જવાબથી હજ્જાજના દીલ ઉપર ભારે અસર થઇ. તેણે કહ્યું "હકીકત વીગતવાર કહો.

ઝીયાદે સીંહલદ્વીપથી રવાના થવાથી તે ઠેઠ તોફાનમાં ફસાઈ દેવલ બંદરે ઉતરવા સુધીની અને ત્યાર પછી દાહીરના સીપાહીઓને હાથે કેદ થવા સુધીની બધી હકીકત સંભળાવી. જેમ જેમ ઝેયાદ પોતાની હકીકત રજુ કરી રહ્યો. હતો તેમ તેમ હજ્જાજના મુખ પર

---

* અહિં કાંઈક મૂળ લેખકની ભુલ થઇ લાગે છે, કારણકે આટલા માણસોતો ત્યાંથી રવાના થયા હતા અને તે અરબ હતા. બાકી ત્યાંનો રાજા અને ત્યાંની પ્રજાના જે માણસો મુસલમાન થઈ ગયા હતા તેમની સંખ્યા તો ઘણી વધારે હતી.

ક્રોધ, શોક અને દુ:ખના ચિન્હો વારંવાર બદલાતા હતા.

જ્યારે ઝેયાદે પોતાની હકીકત પુર્ણ કરી ત્યારે હજ્જાજે અત્યંત ક્રોધથી કહ્યું–"શું દાહીરની હીંમત એટલી વધી ગઈ છે કે તે બે ગુનાહ મુસલમાનોને કેદ કરી લઈ જાય છે? હું ખુદાના સોગન્દ ખાઈને કહું છું કે જ્યાં સુધી હું મુસલમાનોને એ ઝાલીમના પંજામાંથી નહિ છોડાવું ત્યાં સુધી કદી આરામ કે ચેનથી નહી બેસું.

હજ્જાજનો ચ્હેરો ગુસ્સાથી લાલ થઈ ગયો હતો. તેના કપાળ પર કરચળીઓ પડી ગઈ હતી અને આંખો ક્રોધથી લાલ અંગારા જેવી દેખાતી હતી.

ઝેયાદે કહ્યું—"યા અમીરે મીલ્લત! જ્યારે અમારા એ ભાઈઓ અને બાનુઓને તથા બાળકોને મારતા ધસડતા અને બાળકોને કોરડા મારતા લઈ ચાલ્યા ત્યારે એક અરબ બાનુએ ચીસ પાડી કહ્યું હતું કે:—"અગસની, યા હજ્જાજ! અગસની યા હજ્જાજ" (અમને બચાવ! અય હજ્જાજ અમને બચાવ!"

આ સાંભળતાંજ હજ્જાજની આંખમાંથી આંસુ સરી પડયા. તેણે લાગણી ભરેલા અવાજે કહ્યું "હું જરૂર એ મઝલુમોને મદદ કરીશ. હું આજે કસમ ખાઉં છું કે જ્યાં સુધી હું એ મઝલુમોને મુક્ત ન કરાવું, ત્યાં સુધી પેટ ભરીને ખાઈશ નહિ."



## પ્રકરણ ૧૦ મું.

### કાસદની રવાનગી.

દાહીરના પંજામાં સપડાયલા મુસલમાનોને છોડાવવા જ્યારે હજ્જાજે કસમ ખાધા ત્યારે તેની પાસે કેટલાક અનુભવી અને પ્રખ્યાત સલાહકારો પણ બેઠા હતા જેમાં અબ્દુર્રહમાન બીન સલમ અલકબી સુફયાન અલ અકરબ, મુજાશા બીન નોબા, અને ખરીમ બીન મુગીરા જેવા વીર લડવૈયા અને ગંભીર પુરૂષો પણ હતા. સિંહલદ્વીપના મુસલમાનોની તકલીફ સાંભળી તેમને પણ ભારે દુઃખ થયું હતું અને દાહેર ઉપર તેમને પુષ્કળ ક્રોધ ચઢયો હતો, પરંતુ હજ્જાજને હદ કરતાં વધુ ઉશ્કેરાયેલો જોઈ તેમણે વિચાર્યું કે હજ્જાજ કંઈ ઉતાવળું પગલું ભરી અવિચારી કામ ન કરી બેસે, કારણ કે ખલીફાનો સખત હુકમ હતો કે કોઈ પણ ગવર્નર અથવા વોઈસરૉય પોતાના હુકમથી લડાઈ શરૂ ન કરે. આથી અબ્દુર્રહમાને કહ્યું કે—

"રાજા દાહેરે મુસલમાનોને કેદ કરી ઇસ્લામી હુકુમતને યુદ્ધનુ આવાહન આપ્યું છે. એ આવાહન મુસલમાનોએ પણ સ્વિકારી લેવું જોઈએ, પરંતુ.........

**હજ્જાજ**—પરંતુ......

**અબ્દુર્રહમાન**—આ તમામ બનાવની ખબર આલા હઝરત ખલીફાને આપવી જોઈએ, અને યુદ્ધની મંજુરી મેળવવી જોઈએ.

**હજ્જાજ**—પરંતુ, આ મુદ્દત દરમ્યાન જો ઝાલીમ દાહેર મુસલમાનોને મારી નાંખશે તો ?

**સુફયાન**—ખાત્રી રાખો કે દાહેર એટલી હીંમત કરી શકશે નહિ!

**મુજાશા**—મુસલમાનો સાથે તો તે જે કંઇ કરવા માગતો હશે તે તો ઇસ્લામી લશ્કર પ્હોંચતાં પ્હેલાંજ કરી નાખશે. આથી પ્રથમ અમીરૂલ મોમીનીનને ખબર આપી યુદ્ધની મંજુરી મંગાવ્યા પછી આ ઝાલીમ રાજાને તેના કૃત્યોની સજા આપવા માટે લશ્કર રવાના કરવું જોઇએ.

હજ્જાજે તો પ્હેલાંથી પોતાના દીલમાં નક્કી કરી લીધું હતું કે આવતી કાલેજ ઇસ્લામી લશ્કર રવાના કરી દેવું, પરંતુ આવા અનુભવી સલાહકારોનુ કહેવું પણ વ્યાજબી હતું. થોડીવાર વિચાર કર્યા પછી તેણે કહ્યું—" તો પછી એમ શા માટે ન કરવું કે આ બાજુ લશ્કર રવાના થાય અને આ બાજુ અમીરૂલ મોમીનીનની મંજુરી મંગાવવી?

ખરીમ બીન મુગીરાએ કહ્યું—"આપણી આ ચઢાઇ હિંદના એક બહુ મોટા પ્રદેશ સિંધ ઉપરની છે. અંતર ઘણું મોટું છે. સિંધમાં અનેક નાના મોટા ખંડીઆ રાજાઓ છે, જે બધા દાહીરની મદદે દોડી પ્હોંચશે! અને કોને ખબર કે આ ચઢાઇનું પરિણામ કેવું આવે છે? તો અથવા સંજોગોમાં તમારી જવાબદારી ઓછી કરવા ખલીફા પાસે મંજુરી મંગાવવીજ ઠીક પડશે."

**હજ્જાજ**—તમારૂં કહેવું ઠીક છે. ખલીફાને મોકલવા માટે એક અરજી હમણાંજ તૈયાર કરો.

તરતજ મુજાશાએ એક અરજી તૈયાર કરી, જેમાં સીંહલદ્વીપના મુસલમાનોની હકીકત વિસ્તારપુર્વક જણાવી સિંધ પર ચઢાઇ કરવાની મંજુરી માગવામાં આવી હતી. હજ્જાજે એ અરજી વાંચી, તેની ઉપર પોતાની મોહર કરી અને કાસદને બોલાવી તેને અરજી સાથે

દમીશક તરફ રવાના કર્યો. કાસદના રવાના થયા પછી અબ્દુર્રહમાને કહ્યું કે "મારા મગજમાં એક બીજો વિચાર પણ આવ્યો છે."

**હજાજ**—શાનો ?

**અબ્દુર્રહમાન**—હું ધારૂં છું કે આપણે એક કાસદ રાજા દાહેર પાસે પણ મોકલીએ અને મુસલમાન કેદીઓની મુકતી કરવાની માગણી કરીએ. આમ કરવાથી આપણા બે હેતુ પાર પાડશે. પહેલો એ કે ખલીફાની મંજુરી આવતાં સુધીનો સમય પણ વ્યતીત થશે અને બીજું એ કે રાજા દાહેરનો જો કોઈ ખરાબ આશય હશે તો તે પુર્ણ કરતાં પણ અટકશે.

આ વખતે મુજાશા અને ખરીમ બોલી ઉઠયા—"વાહ ! એજ વાત હમણાં અમે પણ કહેવાના હતા."

**હજાજ**—હું ધારૂં છું કે આપની વાત ઠીક છે. કદાચ આપણા કાસદના જતાંજ દાહેર ઉપર કંઈ અસર થાય અને તે આપણા મુસલમાન ભાઈઓને મુકત પણ કરી દે !

**અબ્દુર્રહમાન**—હિંદુસ્તાનના લોકો કદાચ એ વાત નથી જાણતા કે મુસલમાન, પુર્વનો હોય કે પશ્ચિમનો, કાળો હોય કે ગોરો એશીયાનો હોય કે યુરોપનો, પણ તે બધા એક બીજાના ભાઇ સમાન છે અને એકના દુઃખે આખી દુનીયાના મુસલમાન દુઃખી થઈ જાય છે. સિહલદ્વીપના આ મુઠીભર મુસલમાનોની કોણ ખબર લેનાર છે એમ ધારીને રાજા દાહેરે તેમને કેદ કરી લીધા છે, પણ જ્યારે તે જોશે કે ખલીફાનો કાસદ તેમની મુકતીનો પયગામ લઈ આવી પહોંચ્યો છે, ત્યારે મુસલમાનોને કદાચ છોડી પણ દે.

**હજ્જાજ**—આપની સલાહ ઠીક છે. હું હમણાંજ એક મિત્રતા ભર્યો સંદેશો દાહિર તરફ રવાના કરૂં છું.

આ પછી તરતજ એક પત્ર તૈયાર કરવામાં આવ્યો જેની ઉપર હજ્જાજે મોહર કરી. એ પછી હારૂન નામના એક નવજવાન મુસ્લીમ યુવાનને બોલાવી તે પત્ર તેને આપ્યો અને તેને બીજા દશ માણસો પણ આપ્યા અને તેમને શીરાઝને માર્ગે થઈ હીન્દુસ્તાન જવાની સુચના આપવામાં આવી.

હારૂન તરત પોતાના દસ સાથીદારો સાથે તૈયાર થઇ ગયો અને થોડીવારમાં હારૂનની સરદારી હેઠળ દસ ઈસ્લામી સિંહોનો નાનકડો કાફલો કાસદ રૂપે શીરાઝ માર્ગે રવાના થયો.

એ પછી હજ્જાજ પોતાના મહેલમાં ચાલ્યો ગયો અને સિંહલદ્વીપના મુસલમાનો પણ પોતાના ઉતારે પાછા ગયા.



## પ્રકરણ ૧૧ મું.

### દાહિરનો ગર્વ અને તુચ્છકાર.

બસરાથી રવાના થઈ હારૂન પોતાના સાથીઓ સાથે શીરાઝ પ્હોંચ્યો અને મકરાનને માર્ગે થઈ બેરૂનની હદ વટાવી સીંધમાં દાખલ થયો. મુસાફરી ઘણી લાંબી હતી. અને જંગલો પ્હાડીઓ અને બીય ઝાડીઓ વટાવવાની હતી. પરંતુ શુરવીર નવજવાનોના દીલમાં પોતાના દુઃખી મુસ્લીમ ભાઈઓની હમદર્દીનો દરીયો ઉછળી રહયો હતો. તેઓ માત્ર રાત્રે આરામ લેતા અને વહેલી સવારે જાગૃત થઈ

જરૂરી કામોથી પરવારી ઘોડા દોડાવી મુકતા. આવી રીતે સતત મુસાફરી કરીને કેટલાક દીવસોને અંતે તેઓ સિંધમાં દાખલ થયા. તેઓ કાસદ હોવાથી જે જે શહેર અને કસબામાંથી પસાર થતાં, ત્યાં તેઓ પ્રથમથી જાહેર કરતાં કે પોતે હજ્જાજના એલચી રૂપે છે અને દાહેર પાસે પત્ર લઈ જાય છે. આ કારણે (ખાસ કરીને તેઓ કાસદ હોવાથી) કોઈએ તેમને રોક ટોક કરી ન હતી. અંતે મુસાફરી પુર્ણ કરી તેઓ અલોર આવી પહોંચ્યા.

અલોરનો કીલ્લો બહુ ઉંચો અને લાંબો પ્હોળો હોઇ ઘણો મજબુત હતો. ઘીચ વસ્તી હતી છતાં સુંદર બજારોથી શહેર શોભતું હતું. દેવલ બંદલ કરતાં અહીં વધારે મંદીરો હતાં. કીલ્લામાં એક બાજુ રાજાની મહેલાતો હતી. દરેક મહેલમાં એક જુદું મંદીર હતું કારણ કે એ રાજાની જેટલી રાણીએ હતી તેટલા મંદીર હતા. આમ હોવાનું કારણ એ હતું કે રાણીઓ એક બીજાના મહેલમાં જવામાં હલકાઈ સમજતી હતી.

જ્યારે હારૂન શહેરમાં દાખલ થયો અને લોકોને જણાયું કે એ ખલીફા તરફનો એલચી છે, ત્યારે તરત રાજ્યના પ્રધાન બુદ્ધીમનને ખબર આપવામાં આવી. પ્રધાન બુદ્ધીમને હારૂનની મુલાકાત લીધી અને બીજે દીવસે દરબારમાં હાજર થવાનું જણાવી તેમને ઉતરવાની વ્યવસ્થા કરી.

બીજે દીવસે હારૂન દરબારમાં હાજર થયો. કેટલાક અઠવાડીયાથી રાજા દાહેર પોતાના રાજ્યમાં પ્રવાસે નીકળેલો હોવાથી તે હમણાં થોડાક દીવસથીજ પાછો આવ્યો હતો એટલે લાંબા સમય

પછી આ દરબાર ભરાયલો હોવાથી ખીચોખીચ ભરાયલો હતો.

એક બાજુ એક મોટું રત્નજડીત સિંહાસન ગોઠવેલું હતું જ્યાં રાજા દાહેર બેઠો હતો. તેને ડાબે જમણે અને પાછળ ત્રણ રાણીઓ બેઠી હતી. સિંહાસન પાસે પ્રધાન બુદ્ધીમનનું આસન હતું અને તેની પાસે રાજકુમાર જયસિંહ બેઠો હતો. એ પછી દરબારીઓ અને સરદારોના મોભા પ્રમાણેના ચઢ ઉતર આસનો ગોઠવવામાં આવ્યા હતા.

હારૂને પોતાના સાથીદારો સાથે પ્રવેશ કરતાંજ દરબારમાં ચુપકીદી પથરાઈ ગઈ. બધા આશ્ચર્યપુર્વક, મુસ્લીમો તરફ તાકી રહ્યા હતા. હારૂન કાંઈ પણ સંકોચ વિના ઠેઠ સિંહાસન સુધી ચાલ્યો ગયો અને બુદ્ધીમન પ્રધાનના આસન પાસે ઉભો રહ્યો. બુદ્ધીમને હારૂનને કહ્યું–"તમે ખલીફાનો કોઈ પત્ર લાવ્યા હો તો મહારાજા સમક્ષ રજુ કરો."

**હારૂન**–જી, હા ! હું પત્ર લાવ્યો છું, પરંતુ તે ખલીફતુલ મુસ્લેમીનનો નથી "

બુદ્ધીમન વચ્ચમાં બોલી ઉઠયો–"તો પછી ?"

**હારૂન**–"ખલીફતુલ મુસ્લેમીનના પુર્વ દેશોના વાઈસરોય હજ્જાજનો પત્ર લઈ હું આવ્યો છું." આમ કહી તેણે હજ્જાજનો પત્ર બુદ્ધીમનના હાથમાં મુકયો.

રાજાએ બુદ્ધીમનને હુકમ કર્યો કે એ પત્રને જોરથી વાંચી સંભળાવો આથી બુદ્ધીમને હજ્જાજનો પત્ર નીચે પ્રમાણે વાંચવો શરૂ કર્યો–

" શરૂ કરૂં છું અલ્લાહના નામ સાથે જે ઘણો મહેરબાન અને પરમ દયાળુ છે. આ પત્ર બસરાના ગવર્નર હજ્જાજ

બીન યુસુફ સકફી તરફથી સીંધના મહારાજા દાહેર તરફ છે.

મને જાહેર કરતાં અફસોસ થાય છે કે સીંહલદ્વીપથી બસરા આવવા માટે નીકળેલા ૫૮ મુસલમાનો જેમાં સ્ત્રી પુરૂષો અને બાળકો પણ છે તેઓ તોફાનના કારણે દેવલ બંદરે ઘસ-ડાઈ આવ્યા, જેમને આપના સૈનીકોએ ગીરફતાર કરી લીધા છે. મારા ધારવા મુજબ એ લોકોને ગેર સમજુતીથી પકડવામાં આવ્યા છે, નહિ તો આપની અને અમારી વચ્ચે કંઈ શતરૂતા કે વિરોધ નથી. અમે મુસલમાનો, કોઈ પણ મુસલમાનને મુસીબતમાં ફસાયલો જોઈ શકતા નથી. મુસીબતમાં સપડાયલા દરેક મુસલમાનને મદદ કરવી એ અમારી ફરઝ છે, આથી હું આપને અરજ કરૂં છું કે કેદ પકડાયલા મુસલમાનોને મુકત કરી આભારી કરશો."

દાહેર હજ્જાજનો આ પત્ર સાંભળી ખડખડાટ હસી પડયો, અને બોલ્યો " આ હજ્જાજ કેટલો બેવકુફ છે. શું તેને એટલી પણ ખબર નથી કે જેને અમે કેદ પકડયા છે એમને છોડવા માટે તો નથીજ પકડયા ?!"

બુદ્ધીમન—પરંતુ મહારાજ ! તેમને મુક્ત કરી દેવામાં આવે તો સારૂં.

દાહેર—કેમ ?

બુદ્ધીમન—કારણ કે, મુસલમાનો તેમને છોડાવવા હુમલો કરી દેશે અને આપણને નાહક યુદ્ધમાં ઉતરવું પડશે.

દાહેર—તો શું હું હુમલાથી ડરી જઈશ ?

આ વખતે હારૂન આગળ વધ્યો અને બોલ્યો—"હુઝુર ! આપ આ થોડા મુસલમાનોને મુક્ત કરશો તો તેમાં તમારી બદનામી નહિ પરંતુ નેકનામી થશે."

દાહેર—નહિ, હરગીઝ નહિ. હું એવું કદી કરીશ નહિ.

હારૂન—ઠીક, જો આપ કંઈ દંડ લેવા ચાહતા હોવ તો તે પણ અમે આપવા તૈયાર છીએ.

દાહેર—નાદાન ! જો દરેક માણસના વજન દીઠ ચાંદી કે સોનું આપે તો પણ એમને મુક્ત કરવામાં નહિ આવે.

હારૂન હવે એકદમ ક્રોધીત થઈ બોલ્યો—"જુઓ, અમે મુસલમાન છીએ. બનતા સુધી અમે સુલેહ અને શાંતીથી કામ લઈએ છીએ. પરંતુ જ્યારે એવી રીતે કામ નથી થતું ત્યારે......"

દાહેરે ગુસ્સાથી કહ્યું-" ત્યારે...? ત્યારે શું કરો છો ? "

હારૂન—(તલવારની મુઠ પર હાથ મુકતાં) અમે તલવારથી કામ લઈએ છીએ.

દાહેર—(ક્રોધથી) મારે તમારી તલવારજ જોવી છે.

હારૂન—નકામી હઠ ન કરો, રાજન ! પરીણામ સારૂં નહિ આવે !

દાહેર—ખબરદાર ! મારા અપમાનનો બદલો મોત છે !

આ વખતે બુદ્ધીમને કહ્યું-'બહાદુર નવજવાન ! તમે હજ્જાજને કહી દો, કે મહારાજા દાહીર મુસલમાનોને મુક્ત નહી કરે.'

હારૂન—ઠીક છે, જેવી આપની ઈચ્છા. પરંતુ હવે એ સમયની વાટ જોતા રહેજો કે જ્યારે ઈસ્લામી સિંહો તમારા ઉપર

તુટી પડશે અને તમારા મગરૂર માથાંઓને ધુળ ચાટતા કરી, તમારા ગર્વનું ખંડન કરશે.

દાહેર ક્રોધથી રાતો પીળો થઈ ગયો અને તલ્વાર ખેંચી ઉભો થઈ ગયો પરંતુ રાણીએ રાજાને કહ્યું કે "મહારાજ ! દરબારમાં ખુનરેઝી કરવી ઠીક નથી."

આથી દાહેર બેસી ગયો અને બોલ્યો—"જા તારા હજ્જાજને કહેજે કે અમારી તલવારનો સ્વાદ ચાખવો હોય તો મુસલમાનોને છોડાવવા આવે ! !"

હારૂન—ઠીક, અમે જઈ રહ્યા છીએ. પરંતુ તમે હવે યુદ્ધ માટે તૈયાર થઈ જાઓ, કારણ કે અમારા પાછા ફરતાંજ ઈસ્લામી વિરોના જુથ સિંધ ઉપર ધસી આવશે, માટે સાવધાન ! !

આમ કહેતાંજ હારૂન પોતાના સાથીદારો સાથે દરબારમાંથી બહાર નીકળ્યો અને ઉતારા ઉપર આવી, ઘોડાઓ પર સ્વાર થઈ બસરા તરફ રવાના થઈ ગયો.



## પ્રકરણ ૧૨ મું.

### ખલીફાનું ફરમાન.

જ્યારથી સિંહલદ્વીપના મુસલમાનો કેદ પકડાયાની વાત હજ્જાજે સાંભળી હતી, ત્યારથી તે બહુ બેચેન થઈ ગયો હતો. તેને રાજા દાહેર ઉપર પુષ્કળ ક્રોધ ચઢતો હતો. તે ઈચ્છતો હતો, કે ખલીફાનું ફરમાન

આવતાં તરતજ લશ્કર રવાના કરી દેવું. એકલા હજ્જાજનીજ આ હાલત નહતી. પરંતુ આખા બસરા શહેરમાં આ સિવાય બીજી કોઈ વાતજ ચર્ચાતી ન હતી. જ્યાં જુવો ત્યાં મુસલમાનો ટોળે વળી એ વાતનીજ ચર્ચા કરતા હોય. કયાંકતો ખલીફાના ફરમાન સંબંધે અધિરાઈ દર્શાવાતી હોય તો, વળી ક્યાંકતો હિંદ પર જેમ બને તેમ તાકીદે હુમલો કરી દેવાનો ઉત્સાહ દેખાડાતો હોય. વળી પુરૂષોનીજ આ હાલત ન હતી, પરંતુ બાળકો અને સ્ત્રીઓમાં પણ આ સિવાય બીજી કોઈ ચર્ચા ન થતી. આવા ઉશ્કેરાટ, ઉત્સાહ અને અધિરાઈમાં દિવસો વિતવા લાગ્યા. અંતે એક દીવસે શહેરમાં ખબર ફેલાઈ કે અમીરૂલ મોમીનીનનો એક કાસદ આજે આવી પ્હોંચ્યો છે. આ ખબર શહેરમાં વાયુવેગે પ્રસરી ગઈ, અને માણસોના ટોળે ટોળાં હજ્જાજના મહેલ તરફ જવા લાગ્યાં. જોતજોતામાં હજ્જાજના મહેલ આગળ હજારો ઈસ્લામીઓ ઉભરાઈ ગયા, ત્યારે હજ્જાજ મહેલમાંથી બહાર નીકળ્યો અને ઉંચા ચબુતરા પર ઉભો રહી મુસલમાનોને ઉદ્દેશી બોલ્યો—

'મુસલમાનો ! હું સારી રીતે જાણું છું કે સિંહલદ્વીપના મુસલમાનો માટે તમે બધા બેચેન થઈ ગયા છો. મને એ પણ ખબર છે કે હજારો સ્ત્રી બાળકો રોઝા પાળી (અપવાસ કરી) અને નમાઝ પઢી પોતાના મઝલુમ મુસલમાન ભાઇઓ માટે દુવાઓ માગે છે. યાદ રાખો, જેઓ ખુદાને યાદ કરે છે, તેમને ખુદા પણ યાદ કરે છે. તમારી દુઆઓ અને રોઝા વ્યર્થ નહિ જાય, અને ખુદાની ઈચ્છા હશે તો અમે અમારા મઝલુમ મુસલમાન ભાઈઓને ઝાલીમના પંજામાંથી મુક્ત કરાવીનેજ જંપીશું. હવે હું તમારી સામે ખલીફતુલ

મુસ્લેમીનનું ફરમાન વાંચી સંભળાવું છું.

## ફરમાન

"શરૂ કરૂં છું અલ્લાહના નામ સાથે જે ઘણો મહેરબાન અને દયાળુ છે."

આ પત્ર ખુદાના એક બંદા **વલીદ બીન અબ્દુલ મલીક** ખલીફતુલ મુસ્લેમીન તરફથી પુર્વના દેશોના વાઈસરોય હજ્જાજ બીન યુસુફ સકફી તરફ—

હમ્દ અને સલાત પછી જણાવવાનું કે તમારી અરજી અમને પ્હોંચી. સિંહલદ્વીપના મુસલમાનોની હકીકત સાંભળી ભારે બેચેની થઈ, અને એવો કયો મુસલમાન છે જેને પોતાના એક મુસલમાન ભાઇના દુઃખથી બેચેની નહિ થાય. આથી તમને હિંદ ઉપર હુમલો કરી મગરૂર રાજા દાહીરને સજા કરવાની પરવાનગી આપવામાં આવે છે, વળી તમને એ પણ પરવાનગી આપવામાં આવે છે કે તમારી ઇચ્છા હોય તેને આ લશ્કરનો સરદાર બનાવો. હિંદુસ્તાન ઘણું દુર છે, અને હિંદ ઉપરની આ ચઢાઈ એક ઈતિહાસીક ચઢાઈ સાબીત થશે, માટે સામાન્ય શીખાઉ માણસોની લશ્કરમાં ભરતી ન કરતાં અનુભવી અને તજરૂબાકાર મુજાહેદોનીજ ભરતી કરશો. વળી તેમને હીદાયત કરવી કે જ્યાં સુધી સુલેહ અને શાંતીથી કામ નીકળતું હોય, ત્યાં સુધી યુદ્ધ ન કરવું અને જ્યારે ન છુટકે લડવુંજ પડે ત્યારે એટલે સુધી લડવું કે યાતો શહીદ થઇ જવું અથવા દુશ્મનોને ધુળ ચાટતા કરી દેવા. વળી સાથે એ પણ તાકીદ કરવી કે

મંદીરો અને પ્રાથનાલયોનો કદી પણ નાશ ન કરવો. કોઈપણ સ્ત્રી, બાળક કે વૃદ્ધના ખુનથી તલ્વારને કલંકીત ન કરવી. ખેતરોમાં આગ ન લગાડવી, ગામો કે શહેરોનો નાશ ન કરવો, દુશ્મનોની દગાબાજીથી બચવું. હંમેશાં જમાઅત સાથે નમાઝ અદા કરવી. રોઝા રાખવા, અને હંમેશાં ખુદાને યાદ કરતા રહેવું. જો કે હું અને દમાશ્કના રહેવાશીઓ, એ મુજાહેદોથી ઘણે દુર હોઈશું, પરંતુ અમારી દુવાઓ, અને શુભાષીશો તેમની સાથે હશે. આજથી હુકમ આપવામાં આવ્યો છે કે દરેક મસ્જીદમાં, મુસલમાનોની સહી સલામતી અને ફતેહમંદી માટે દુઆઓ માંગવામાં આવે.

(સહી) વલીદ બીન અબદુલમલીક

જ્યારે હજ્જાજે ખલીફાનું ફરમાન પુર્ણ કર્યું, ત્યારે મુસલમાનોમાં ભારે જોશ વ્યાપી ગયો અને હર્ષોન્મત થઈ મુસલમાનો પોકારવા લાગ્યા કે......

"વલીદ ઝીંદાબાદ !......ખલીફતુલ મુસ્લેમીન ઝીંદાબાદ...... અમીરૂલ મોમેનીન ઝીંદાબાદ !"

જ્યારે ઝીંદાબાદના ગગનભેદી અવાજો પુર્ણ થયા ત્યારે હજ્જાજે કહ્યું–"ભાઈઓ ! અત્યારે અહીંઆં લગભગ આખા શહેરના મુસલમાનો મોજુદ છે, તો આ ચઢાઈ કોની સરદારી હેઠળ કરવી તે પણ અત્યારેજ નક્કી કરી નાંખીએ."

ચોતરફથી હજ્જાજને સંમતી આપતા અવાજો સંભળાયા.

**હજ્જાજ**–મને ડર છે કે હું જે નામ રજુ કરીશ તેને કદાચ

તમે ના પસંદ કરશો.

અનેક અવાજે—" નહિ હરગીઝ નહિ ! "

હજ્જાજ–ઠીક, તો સાંભળો. જેને હું આ ચઢાઈની સરદારી આપવા માગું છું તે એક ઉગતો જુવાન છે, તેને હજુ દાઢી કે મુંછ ઉગી નથી, પરંતુ તે એક સિંહ કરતાં પણ વધુ બળવીર, અને મુખ્લીસ મુસલમાન છે અને તેણે ઈરાનમાં પરાક્રમો કરી પોતાનું નામ ઉજવળ કર્યું છે. હું ધારૂં છું કે, તમે આ વીરલાને ઓળખી ચુકયા હશો. અગર ન ઓળખ્યો હોય તો હું તમને જણાવીશ કે એ શુરવીર નવજવાન મારો પિત્રાઈ ભાઈ છે, અને તેનું નામ **મુહંમદ બિન કાસીમ** બિન મુહમ્મદ બિન હકમ બિન અબી અકીલ સકફી છે."



## પ્રકરણ ૧૩ મું.

### મુહંમદ બિન કાસીમ.

હજ્જાજે, મુહંમદ બિન કાસીમનું નામ રજુ કરતાંજ ચોતરફથી 'મરહબા મરહબા!'ના અવાજો બુલંદ થયા. અને લોકોએ એકી અવાજે જણાવ્યું કે " હજ્જાજે બહુ યોગ્ય ચુંટણી કરી છે."

હવે હજ્જાજે કહ્યું–"તમે મારી પસંદગીને કબુલ રાખી છે તેથી મને બહુ આનંદ થયો છે. હું મારા પિત્રાઈ ભાઈનું નામ લેતાં એટલા માટે અચકાતો હતો, કે કદાચ તમારા મનમાં એમ થશે કે

મોટા મોટા ભડવીરોને મુકી હજ્જાજે પોતાના એક સગાને સરદાર બનાવી દીધો, આથી હું હજુ પણ કહું છું કે જો તમે મારી પસંદગીને યોગ્ય ન ગણતા હોવ તો હજુ પણ બીજા કોઈને પસંદ કરી શકો છો."

લોકો—મુહંમદ કાસીમ ઝીંદાબાદ!

હવે હજ્જાજે એક તરફ નજર કરી કહ્યું—"વ્હાલા ભાઈ! આમ આવો અને મુસલમાનોનો ઉપકાર માનો."

એક ઉછરતો યુવક ઉભો થાય છે. ધીમે પરંતુ મક્કમ પગલે હજ્જાજ પાસે આવે છે અને મુસલમાનો તરફ પોતાનું મુખ ફેરવે છે. યુવાન શું હતો જાણે એક સોળ સત્તર વરસનો ખુબ સુરત છોકરો. મોઢા પર મુંછનો દોરો પણ ફુટયો ન હતો. વિશાળ લલાટ, ચમકદાર આંખો, બીડાયલા ઓષ્ટોપર તરવરતી મક્કમના, યુવક છતાં મોઢા પર તરવરતું ગાંભીર્ય તેજ, પ્હોળી છાતી અને લાંબા પરંતુ મજબુત બાહુ એ બધાં વાનાં તેની વીરતાની સાક્ષી પુરી રહ્યાં હતાં.

મુસલમાનો તરફ ફરતાંજ તે યુવકે પ્રથમ સલામ કરી અને ગંભીર પરંતુ મીઠા અને બુલંદ અવાજે કહ્યું—

"બુઝુર્ગો અને મિત્રો! જ્યારથી મેં સાંભળ્યું છે કે સિંહલ-દ્વીપના નિર્દોષ મુસલમાનોને મગરૂર રાજા દાહીરે કેદ કરી લીધા છે. ત્યારથી હું બેચેન થઈ તડપી રહ્યો છું. ખુદાની કસમ! ત્યારથી મેં પેટ ભરીને ખાધું પણ નથી.......અને કેવી રીતે ખાઉં, કેવી રીતે આરામ કરૂં? જ્યારે મારા ભાઇઓ અને બુઝુર્ગો મુસીબતમાં ફસાયલા હોય ત્યારે સ્વાદીષ્ટ ભોજનો મારા ગળામાં કેવી રીતે ઉતરે? મેં

મારા ભાઈને વિનંતી કરી હતી કે મુજાહીદો સાથે મને પણ સિંધ મોકલે અને એક સીપાહી તરીકે લડી શહીદ થવાની તક આપે. પરંતુ મારા જેવા બીન અનુભવીને આપે આ મહાન કાર્ય માટે સરદાર બનાવી દીધો છે, અને એથી મારી ફરજ છે કે મારા ખુનનું ટીપેટીપું ઇસ્લામ અને ઈસ્લામીઓના લાભ અને હીતાર્થે વપરાય. છેવટમાં મારી વિનંતિ છે કે આપ બધા ભાઈઓ દુઆ કરો કે ખુદા મારા જેવા બીન અનુભવીને આ કાર્યમાં ફતેહમંદી આપે."

હજારો હાથ ઉંચા થયા અને મુસલમાનોએ ગળગળીત સાદે દુઆઓ માગી કે—"યા ખુદા... મુહંમદ બિન કાસીમને વિજયી કરજે. મઝલુમ મુસલમાનોને આઝાદ કરજે, મુજાહેદોનું રક્ષણ કરજે. અને ઈસ્લામનો ઝંડો અણનમ રાખજે!" ચો તરફથી "આમીન! આમીન!" ના અવાજ સંભળાયા.

એ પછી હજ્જાજે કહ્યું—"હવે માત્ર એ કાસદની રાહ જોવાની છે, જે રાજા દાહીરના દરબારમાં ગયો છે. જો રાજા દાહીરે આપણી મીત્રતા કબુલ કરી આપણા ભાઈઓને મુક્ત કરી દીધા, તો ઘણુંજ સારૂં થશે, પરંતુ જો તેણે ઈન્કાર કરી દીધો તો એ હાલતમાં આપણે ચઢાઈ કરવીજ પડશે. અને હવે સર્વ મુસલમાનોને અરજ કરવામાં આવે છે કે તેઓ મસ્જીદો અને ઘરોમાં હંમેશાં નમાઝ પછી ઈસ્લામી લશ્કરની ફતેહમંદી માટે સાચા દીલથી દુઆઓ માગે."

હવે કોઈને કંઈ કહેવાનું નહતું, આથી હજ્જાજે બધાને જવાની સુચના કરી અને મુસલમાનો "મુહંમદ બિન કાસીમ ઝીંદાબાદ"ના ગગન ભેદી પોકારો કરતાં વિખરાઈ ગયા.

હજ્જાજ પણ મુહંમદ બીન કાસીમનો હાથ પકડી પોતાના મહેલમાં દાખલ થઈ ગયો.



## પ્રકરણ ૧૪ મું.

## ઇસ્લામી લશ્કરની રવાનગી.

દરબારે ખિલાફતમાંથી સિંધ પર ચઢાઈ કરવાની પરવાનગી આવી ગયા પછી મુસલમાનો જોર શોરથી તૈયારી કરવા પાછળ મંડી પડયા હતા, કારણકે મુસલમાનો જાણુતા હતા કે મગરૂર રાજા દાહીર મુસલમાનોની માગણીને સ્વિકારી મઝલુમ મુસલમાનોને હરગીઝ મુક્ત નહિ કરે.

થોડા દિવસમાંજ હીંદ ગએલો હારૂન, દાહેરનો મગરૂરી ભર્યો જવાબ લઈને પાછો ફર્યો. જોત જોતામાં દાહીરની મગરૂરી અને મુસલમાનોને મુક્ત કરવાના કરેલા ઇન્કારની હકીકત સર્વત્ર ફેલાઈ ગઈ. અને હવે મુસલમાનો બમણા જોશથી તૈયારીઓ કરવા લાગ્યા. પત્થર ફેંકવાના યંત્રો દુરસ્ત થવા લાગ્યા. ( આ પત્થર ફેંકવાના યંત્રોના શોધક અરબો હતા. યંત્ર એક નાના બુરજ જેવડું હતું અને તે વતી કીલ્લાઓ ઉપર પત્થર વર્ષાદ વરસાવી શકાતો ) આ યંત્રોમાં કેટલાક તો એટલા મોટા મોટા યંત્રો હતા કે તેને પાંચસો માણુસો ખેંચતા ત્યારેજ ખેંચી શકાતું અને કામ આપતું. આ બધામાં એક યંત્ર બહુ મોટું હતું જેનું નામ 'અરૂસક' હતુ (જુઓ તારીખે હીંદ પાનું

૧૨૫) આ યંત્ર ખાસ ખલિફાનું હતું.

હીંદમાં દાહેરના કારાગારમાં કેદ પડેલા મુસ્લીમો તરફની હમદર્દીની એ હાલત હતી કે દરેક સશક્ત અરબ એમ ઇચ્છતા કે આ ચઢાઈમાં પોતે પણ જાય, પરંતુ હજ્જાજે જાહેર કર્યું હતું કે આ ચઢાઈમાં ફક્ત ૭ હજાર મુજાહેદો મોકલવામાં આવશે. મુકર્રર થએલી આટલી થોડી સંખ્યાથી હરેક માણસને એવી શંકા થતી કે આ ચઢાઈમાં તેને મોકલવામાં આવશે કે નહિ? વળી આ ચઢાઈની હકીકત આખા શામ (સીરીયા) માં ફેલાઈ ગએલી હોવાથી દરેક તરફથી મુજાહેદોના ટોળાં બસરા તરફ આવી રહ્યા હતા કે જેથી તેઓ પણ આ મહાન ચઢાઈમાં સાથ દઈ શકે. આવી હતી તે વખતના મુસલમાનોની એક બીજા તરફની હમદર્દી.

હવે એક બીજી મુશ્કેલી એ હતી કે દુર દુરથી જે મુજાહેદો આવ્યા હતા તેમને નિરાશ કરીને પાછા કાઢવા એ એમનું દીલ દુખાવવા સમાન હતું, આથી હજ્જાજે શામ (સીરીયા) અને ઇરાકથી આવેલા મુજાહેદોમાંથી ચુંટણી કરી. આવી રીતે ૬૦૦૦ બહાદુર ઇસ્લામી વીરોને ચુંટી કાઢવામાં આવ્યા. આ લશ્કરમાં બસરાનો એક પણ માણસ લેવામાં ન આવ્યો અને જે લોકો અઠવાડીયાઓથી તૈયારીઓ કરતા હતા તેઓ નિરાશ થઈ ચુપ બેસી ગયા. કેટલાક લોકોએ તો વળી એવો પ્રયત્ન કર્યો કે તૈયાર થએલા (ચુંટાએલા) માણસોમાંથી કોઈ ઇન્કાર કરે તો તેની જગ્યાએ પોતે ગોઠવાય, પરંતુ એક પણ માણસ એવો ન નીકળ્યો.

દરેક માણસને ખબર હતી કે સીંધ પર લશ્કર જઈ રહ્યું છે.

જ્યાં અસંખ્ય હિંદુઓ વસે છે અને બહાદુર લશ્કરો છે. અને બચીને પાછા આવવાની જરાય આશા નથી. પરંતુ શહાદતનો શોખ અને કેદ પડેલા મુસલમાનો તરફની હમદર્દી તેમને મોતના ડાચામાં લઈ જવાને પણ તૈયાર હતી. આ શુરવીરોને કોઈ જાતનો પગાર આપવામાં આવતો ન હતો કે નતો તેઓ લુંટના માલની આશા રાખતા હતા.

હજ્જાજે લશ્કર માટે દરેક જરૂરી વસ્તુઓ તૈયાર કરી હતી. એટલે સુધી કે સોય દોરા જેવી સામાન્ય વસ્તુ પણ લશ્કર સાથે મોકલવાનું ચુકયો ન હતો. ( જુઓ તારીખે હીંદ પાનું ૧૨૬ )

જ્યારે બધી તૈયારીઓ થઈ ચુકી ત્યારે જાહેર કર્યું કે જુમ્માની નમાઝ પછી લશ્કરની રવાનગી થશે. જુમાનો દિવસ આવી પહોંચ્યો, આખા બસરા શહેરમાં હીલચાલ મચી ગઈ. લોકો તઈયાર થઇ જામે મસ્જીદમાં એકત્ર થવા લાગ્યા, જુમ્આની નમાઝ બાદ હજ્જાજે મીમ્બર પર ઉભા થઈ કહ્યું:—

"મુજાહીદ ભાઈઓ! હું તમારી સામે કોઇ વીવેચન કરવા નથી ચાહતો, માત્ર તમને એટલીજ સુચના કરવા માગું છું કે જેઓ ખુદાના માર્ગમાં પોતાનાં માથાં કપાવે છે તેઓ શહીદીનો મરતબો પામે છે અને તેમને જન્નતમાં સ્થાન મળે છે. તમે એવા દેશમાં જઇ રહ્યા છો, જ્યાંના લોકો અર્ધ સંસ્કૃત છે. ખબરદાર! કોઈ પણ સ્ત્રી તરફ કુદ્રષ્ટી ન કરજો. જે સ્ત્રીની જાળમાં ફસાશે તે પોતાના દીન અને દુન્યા બન્ને ખરાબ કરશે. પાંચ વખત જમાત સાથે નમાઝ અદા કરજો. કુરઆન શરીફ પઢજો. જો તમારામાં મતભેદ પડે તો વધુમતીના કહેવા પ્રમાણે કરજો. મકાનોમાં આગ ન લગાડતા, ખેતીનો નાશ ન કરતા,

સ્ત્રીઓ, બાળકો અને વૃદ્ધોને કતલ ન કરતા. જેઓ અમાન માગે તેને અમાન આપશો. હવે તમે જાઓ, ઘોડેસ્વાર થઈ તઈયાર રહો, હું તમને વિદાય દેવા આવી પહોંચું છું."

તમામ મુજાહેદો અને લોકોએ "અલ્લાહો અકબર" ની ગગન ભેદી ગર્જના કરી અને રવાના થઈ ગયા.

હજ્જાજ અને મુહંમદ બિન કાસીમ પણ ઉઠ્યા અને મહેલમાં ગયા. મહેલમાં હજ્જાજની બીબી (મુહંમદ કાસીમની ભાભી) તેમની આતુરતાથી રાહ જોઈ રહી હતી. તેમને જોતાંજ તે આગળ આવી અને મુહંમદ કાસીમને પુત્ર સમ આલીંગન આપ્યું.

મુહંમદ કાસીમના પિતા તો ઘણા વર્ષો પુર્વે મરણ પામ્યા હતા આથી તેના પિત્રાઈ ભાઈ હજ્જાજે તેને ઉછેરી મોટો કર્યો હતો. આથી હજ્જાજની પત્ની મુહંમદ કાસિમને પુત્ર કરતાં વધુ પ્રેમ કરતી હતી. મુહંમદ કાસીમ પોતાના ઓરડામાં ગયો અને વસ્ત્ર પરિધાન કરી સશસ્ત્ર થઈ બહાર આવ્યો. હજ્જાજની પત્નીની આંખમાં આંસુ ભરાઈ આવ્યા. તેણે ગદગદીત કંઠે કહ્યું—"બેટા ખુદા તમને ફતેહ આપે. મારી દુઆ હંમેશાં તમારી સાથે છે!"

મુહંમદ કાસીમે કહ્યું—"હું આપને મારા માતુશ્રી સમજું છું. આપે અને મારા ભાઈએ મારી દરેક હઠ પુરી કરવા કદી પણ ના કહી નથી. મારાથી ભુલો પણ થઈ હશે, હવે જ્યારે હું બહુ દુર જઈ રહ્યો છું અને જીવતો પાછો ફરીશ કે નહી એ માત્ર ભવિષ્યના હાથમાં છે, તેથી હું આપની અને ભાઈની ક્ષમા માગું છું."

આંખમાં આંસુ લાવી તેની ભાભીએ કહ્યું–"મારા લાલ! મેં તને માફ કરી દીધો."

આ વખતે હજાજનું પણ દીલ ભરાઈ આવ્યું. હવે હજાજ અને મહંમદ કાસમ બહાર નીકળ્યા અને ઘોડેસ્વાર થઈ છાવણીમાં આવ્યા.

અહીં બધું લશ્કર તઈયાર ઉભું હતું. સામાન અને સરંજામ તો પ્રથમથી રવાના થઈ ચુકયો હતો. હજાજે ખેરાત કરવા માંડી અને એટલા બધા પૈસા લુટાવ્યા કે ગરીબો અને મીસ્કીનો માલા માલ થઈ ગયા. હજાજે ત્રણ વખત 'અલ્લાહો અકબર'નો નારો બુલંદ કર્યો. તરતજ સ્વારોએ ઈસ્લામી ઝંડા ફરકાવ્યા અને બધાએ એકી સાથે મળી 'અલ્લાહો અકબર'ની ગર્જના કરી. ગર્જના સાથેજ લશ્કરની કુચ શરૂ થઈ અને ધરતી ધમધમવા લાગી. ગર્જનાનો અવાજ સાંભળી બસરા વાસીઓને પણ ખબર પડી કે લશ્કરની રવાનગી શરૂ થઈ ગઈ. હજાજે મુહંમદ બિન કાસીમને કહ્યું "ભાઈ અહીંથી તમે ઈરાન જજો, ત્યાં બે દીવસ થોભી ને મકરાન થઈ દેબલ પહોંચી જજો. દરેક મંઝીલે બે બે માણસ રાખશો અને એમની મારફતે દરરોજ તમારી હીલચાલની ખબર આપશો. આ પછી "મુહમદ કાસીમ" પોતાના ભાઈને ભેટી વિખુટો પડયો અને લશ્કરને મોખરે જઈ પહોંચ્યો.

આવી રીતે ઈસ્લામી સિંહોનું લશ્કર બસરાથી રવાના થઈ ઈરાનના માર્ગે કુચ કરવા લાગ્યું.

# પ્રકરણ ૧૫ મું.

## ખુબસુરત કેદી.

દેબલના દરવાજા આગળથી તાહેરાને પકડી રાજા દાહેર, તાહેરાને પોતાની સાથે લઇ અલોર તરફ ચાલ્યો. માર્ગમાં તેણે તાહેરાને ફોસલાવવા ઘણાં ફાંફાં માર્યા પણ તાહેરાએ તેની એકેયે વાત સાંભળી નહિ.

રાજા દાહેર અરબી ઝબાનથી અજાણ હતો અને તાહેરાની માતૃભાષા અરબી હતી, પરંતુ તાહેરા કેટલાક વર્ષોથી સીંહલદ્વીપમાં રહેતી હોવાથી હીંદી ભાષા સારી રીતે બોલી શકતી હતી.

જ્યારે તેઓ અલોર પ્હોંચ્યા, ત્યારે રાજાએ તેને એક શણગારેલા ઓરડામાં રાખી અને તેની સેવામાં થોડીક દાસીઓ મુકી. વળી એક વૃદ્ધાને પણ ત્યાં મુકી કે જેથી તે તાહેરાને સમજાવી શકે. આવી રીતે તાહેરાના દીવસો પીંજરામાં પુરાયલા બુલબુલ સમાન રાજાના મહેલમાં વિતવા લાગ્યા. આ દરમ્યાન નવયુવાન હારૂન, હજ્જાજ નો પેગામ લઈ આવ્યો અને તિરસ્કાર યુક્ત જવાબ લઇ પાછો ગયો. પરંતુ હારૂનના આવવા જવાની ખબર તાહેરાને ન થઈ. અને થાત તો પણ તે શું કરી શકે તેમ હતું ? દાહેરે તાહેરાને લોભાવવા માટે સુંદર રેશમી વસ્ત્રો અને પુષ્કળ જવાહેરાત વીગેરે તાહેરા પાસે મોકલ્યું હતું પરંતુ તાહેરાએ એકેય વસ્તુને હાથ સુદ્ધાં લગાડ્યો ન હતો. તે જાણતી હતી કે સતીત્વ એક એવી ઉત્તમ અને અમુલ્ય વસ્તુ છે, કે આખી દુન્યાના ખજાનાઓની કીંમતે પણ તે વેચી શકાય નહિ. આથી તેણે

રાજા દાહેરે મોકલેલા વસ્ત્રો અને ઘરેણાં વીગેરે ને આંગળી સુદ્ધાં પણ લગાડી ન હતી.

દાસીઓએ તેને રેશમી વસ્ત્રો પરિધાન કરવા ઘણું સમજાવી પણ તેણે એકેય વાત ન માની. તાહેરાને તો એટલો બધો તિરસ્કાર આવી ગયો હતો, કે હિંદુ દાસીઓના હાથે રંધેલું અનાજ પણ ખાવામાં સંકોચ થતો, પણ બિચારીને ખાધા વગર છુટકો તો હતોજ નહિ, આથી ગમે તેટલા સંકોચ છતાં તેને લાચારીએ દાસીઓના હાથનું રંધાયલું ભોજન ખાવું પડતું. હિંદુ રાજાના મહેલમાં કેદી જેવી હાલતમાં પુરાયા છતાં, તેણે એક પણ વખતની નમાઝ જવા દીધી ન હતી. જ્યારે પણ નમાઝનો વખત થતો, વઝુ કરી નમાઝ અદા કરી લેતી.

જ્યારે આવી રીતે કેટલોક વખત વીતી ગયો છતાં, તાહેરા રાજા દાહેરના મીઠા શબ્દોથી ન છેતરાઈ. ત્યારે રાજા દાહેરે અંતે પોતાની અત્યંત સ્વરૂપવાન રાણી લાવીને તાહેરા પાસે મોકલી. રાણી લાવીનું વય પણ તાહેરા જેટલુંજ હતું. તે બહુ ભોળી અને નિખાલસ દીલની સ્ત્રી હતી.

એક દિવસે સુંદર વસ્ત્રો અને આભુષણો ધારણ કરી તે તાહેરા પાસે આવી. આ વખતે તાહેરા નમાઝ પઢી રહી હતી. લાવીએ આશ્ચર્યથી બાંદીઓને પુછ્યું કે " એ શું કરે છે ? "

એક બાંદીએ જવાબ આપ્યો—"મહારાણી, એ નમાઝ પઢી રહી છે."

લાવીએ આશ્ચર્યથી પુછ્યું—નમાઝ શી વસ્તુ છે ?

દાસી—ઈશ્વરની પ્રાર્થના ।

રાણી—વાહવાહ ! આ તે કઈ જાતની પ્રાર્થના ! ન તો સામે મુર્તિ છે કે ન તો દેવ ! ફરી પ્રાર્થના કેવી રીતે થઈ શકે ?

દાસી—મહારાણી, મુસલમાનો મુર્તિઓની પુજા કરતા નથી. ! તેઓ એક નિરંજન નિરાકારને માને છે, જે સર્વત્ર અને સર્વજ્ઞ છે !

રાણી—હાં, હાં ! તેથીજ દેવ દેવીઓ એના ઉપર કોપાયમાન થયાં છે અને તેને આ કેદની સજા ભોગવવી પડે છે.

આ દાસીઓ તાહેરા પાસે કેટલાક વખતથી રહેતી હોવાથી તાહેરાની દરેક હીલચાલથી જાણીતી થઈ હતી, તેમજ ખુદા પરસ્તી વિષે પણ તેઓ બહુ જાણી ચુકી હતી એટલુંજ નહિ, બલકે જ્યારે તાહેરા સવારે કુરઆન શરીફની તીલાવત કરતી, ત્યારે બધી દાસીઓ એક બાજુ બેસી શાંત ચીતે તેનું શ્રવણ કરતી.

દાસીએ, લાવીનું આશ્ચર્ય સાંભળી કહ્યું–"મહારાણી એ સવારે પણ કંઈ પઢે છે, જે સાંભળતાં દીલપર બહુ અસર થાય છે."

રાણી—એ શું પઢે છે ?

દાસી—એ કહે છે કે તે ખુદાનું કલામ છે, અને તેનું નામ કુરાન શરીફ છે.

લાવીએ હાસ્ય કરતાં કહ્યું–"મુસલમાનોનો એ પણ એક વિચીત્ર ભ્રમ છે !" ખેર, હું પણ કોઈ દીવસ તે સાંભળીશ !"

આ વખતે તાહેરા નમાઝ પુર્ણ કરી ચુકી અને દુઆ

માંગી ઉભી થઈ. મુખ ફેરવતાં તેણે રાણી લાવીને જોઇ, જે અત્યંત કીંમતી પોશાક અને અમુલ્ય ઘરેણાંઓથી લદાએલી હતી. એક તો રાણી લાવી હતીજ અત્યંત સુંદર તેમાં જવાહેરાતની ચમક અને રેશમી વસ્ત્રોએ તેની સુંદરતામાં સહસ્ત્ર ગણો વધારો કરી દીધો હતો.

આ વખતે એક દાસીએ આગળ આવી કહ્યું–'મુસલમાન કન્યા! મહારાજાની સૌથી નાની રાણી લાવી દેવી આપને મળવા આવ્યાં છે.

તાહેરા સ્મીત કરતી આગળ વધી અને બોલી–" રાણીજી ભલે પધાર્યા. "

તાહેરા જે વસ્ત્રો પહેરીને મહેલમાં આવી હતી, એજ કપડાં હજુ તેના અંગ ઉપર હતાં જે બહુ મેલાં અને ચીથરાં જેવા થઈ ગયાં હતાં, છતાં તાહેરાનું સૌંદર્ય એ મેલાં ચીથરાંમાંથી પણ ચમકી રહ્યું હતું.

લાવીએ આગળ વધી કહ્યું–ઓ સુંદર મુખવાળી કન્યા! હું તને જોઇને ખુશ થઇ છું.

તાહેરાએ જવાબ આપ્યો–એ આપની કૃપા છે.

**લાવી**—સુંદર કન્યા! તને અહીં કંઇ દુઃખ તો નથી ?

**તાહેરા**-રાણીજી! મને અહિં કેદી જેવી હાલતમાં પુરી રાખી છે, એ દુઃખ શું ઓછું છે ?

રાણી લાવી એક મખમલી આસન પર બેસી ગઈ અને તાહેરાને પણ પોતાની પાસે બેસવા કહ્યું. પરંતુ તાહેરા તો જમીનપર પાથરેલા ગાલીચા ઉપરજ બેસી ગઈ.

લાવીએ પુછયું—તારૂં નામ શું છે ?

તાહેરા—મારૂં નામ તાહેરા છે.

**લાવી—તું અહીં કેવી રીતે આવી ગઈ ?**

તાહેરા–રાણીજી ! મારૂં દુર્ભાગ્ય મને અહીં ખેંચી લાવ્યું ” આમ
કહી તેણે પોતાની વીતક કહી સંભળાવી.

લાવીએ કહ્યું–ઠીક, તાહેરા ! ફીકર ન કર. હા પણ તાહેરા !
આવા મેલાં વસ્ત્રો કેમ પ્હેરી રાખ્યાં છે ?

તાહેરા–શું કરૂં રાણીજી ! એના સિવાય મારી પાસે બીજાં
વસ્ત્રો પણ ક્યાં છે ?

લાવીએ કહ્યું–પણ મહારાજાએ તો અહિ ઘણી રેશમી સાડીઓ
વગેરે મોકલી છે !

તાહેરા–હા ! પણ તેવા વસ્ત્રો મુસલમાનો પ્હેરતા ન હોવાથી
મારાથી પ્હેરાય નહિ ! પણ જો મને સીવ્યા વગર કપડાં આપવામાં
આવે તો તેમાંથી હું મારા ઉપયોગ જેવાં બનાવી શકું.

લાવીએ કહ્યું–ઠીક હું કપડાં મોકલાવીશ.

આ વખતે સુર્યાસ્ત થવાની તૈયારી હતી. આથી રાણી લાવી
જવા તૈયાર થઈ અને કહ્યું–તાહેરા ! મને તારા ઉપર બહુ પ્રેમ આવે
છે હું ઈચ્છું છું કે, તું મારી પાસે રહે.

તાહેરા–પણ એક મારી શરત છે ?

**લાવી**—શી ?

તાહેરા—વચન આપો કે તમે મારી સાથે દગો નહિ રમો ?

લાવી—તાહેરા ! મારૂં વચન છે !

તાહેરા—તો રાણીજી મને પણ તમારૂં આમંત્રણ કબુલ છે ?

આ પછી તાહેરા પણ લાવી રાણી સાથે તેના આવાસમાં ગઇ અને બે ભીન્ન ભીન્ન ધર્મોની સુંદરીઓમાં બહેનપણીની ગાંઠ બંધાઈ.



## પ્રકરણ ૧૬ મું.

## ઇસ્લામી લશ્કરનું હિંદમાં આગમન.

જેમ ધુઘવાટા મારતા સમંદરના ઉછળતા અને આગળ ધસતા પ્રવાહને કોઇ રોકી શકતું નથી તેમ ઇસ્લામીઓના વ્હેતા પ્રવાહને અટકાવવાની પણ કોઇમાં શક્તિ ન હતી અને જેમ મહાકવી "ઇકબાલે" કહ્યું છે કેઃ—

"રૂકતા નથા કીસીસે સયલે રવાં હમારા"

તેમ ઇસ્લામી લશ્કરનાં પગલાં જે મુલ્ક જે દેશ કે જે ખંડમાં થયાં, ત્યાં તેમને અટકાવનારૂં કોઇ નહતું. એમતો આ ઇસ્લામી પ્રવાહને અટકાવવાની ઇચ્છા રાખનાર ઘણા હતા, પરંતુ તવહીદના આ પુજારીઓ જ્યારે 'અલ્લાહો અકબર' ની ગગન ભેદી ગર્જનાઓ સાથે એ અટકાયતો કરનાર સાથે અથડી પડતા, ત્યારે હજારોની સંખ્યાવાળા લશ્કરોને છીન્ન ભીન્ન કરી નાંખતા હતા. એવા તવહીદ પરસ્તોનું એક નાનકડું લશ્કર, મુજાહેદાના જોશ, ઇસ્લામી ભાઇચારો અને હૃદયમાં ઉછળતા કોમી હમદર્દીના સમંદર સાથે યુવાન સરદાર મુહંમદ બીન

કાસીમની સરદારી હેઠળ હીંદ આવવા માટે બસરાથી રવાના થયું.

હજ્જાજે હુકમ આપ્યો હતો કે લશ્કરે જમીન માર્ગે ઇરાન અને મકરાન થઈ હિંદમાં દાખલ થવું અને સીંધ પ્હોંચી દેબલ (દેવળ) બંદરના કીનારે છાવણી નાંખી બસરાથી દરીયા માર્ગે રવાના થએલ 'મુનજનીકીન' (પત્થર ફેંકવાના યંત્રો—ગોફણો) ના વહાણો આવી પ્હોંચવાની રાહ જોવી.

મુહંમદ કાસીમે બસરાથી રવાના થઈ ઈરાકની સરહદ વટાવી ઈરાનમાં પ્રવેશ કર્યો અને શીરાઝમાં કેટલાક દીવસ મુકામ કર્યા પછી મકરાનમાં છાવણી નાંખી. આ વખતે મકરાનમાં ઈસ્લામી ગવર્નર હતો અને હજ્જાજ તરફથી તેને અગાઉથી મળેલી સુચનાઓ મુજબ મકરાનથી સીંધ સુધી જુદી જુદી મંઝીલો પર તેણે અનાજ વીગેરેની વ્યવસ્થા કરી રાખી હતી.

મકરાનમાં કેટલાક દીવસ સુધી ઈસ્લામી ગવર્નરની પરોણાગત ચાખ્યા પછી ઈસ્લામી લશ્કર આગલ વધ્યું અને મકરાનની સરહદ પર થઇ સીંધમાં દાખલ થયું. જ્યારે ઈસ્લામી લશ્કર મકરાનમાં આવી પ્હોંચ્યું હતું, ત્યારે તેમના આગમનના સમાચાર આખા સીંધ દેશમાં પ્રસરી ગયા હતા, અને જે ત્વરીત વેગથી આ ઈસ્લામી સિંહો હીંદ તરફ વધી રહ્યા હતા એ વેગ જોઇને ચોતરફ ભય અને ગભરાટ ફેલાઈ ગયો હતો.

સિંધ અને મકરાનની સરહદ જે સ્થળે જોડાય છે ત્યાં "અર-

માબેલા" * નામનો એક મજબુત કીલ્લો હતો, જેમાં રાજા દાહેર તરફથી એક લશ્કર, સરહદનું રક્ષણ કરવા માટે રાખવામાં આવ્યું હતું. પરંતુ જ્યારે મુહંમદ બીન કાસીમ પોતાના છ હજાર વિરો સાથે અરમાબેલાના કીલ્લા પાસે આવી પ્હોંચ્યો ત્યારે તેમાં ન તો લશ્કર હતું કે નતો વસ્તી. કારણકે જ્યારે "અરમાબેલા" ના નીવાસીઓને ખબર પડી કે ઈસ્લામીઓનું લશ્કર પોતાના ભાઈઓનું વેર લેવા માટે ઝડપભેર આવી રહ્યું છે ત્યારે કીલ્લામાંના નાનકડા લશ્કરે હીંમત હારી દીધી અને કાયરની પેઠે કીલ્લાનો ત્યાગ કરી દીધો. આવી રીતે "અરમાબેલા" નો મજબુત કીલ્લો એક ટીપું *પણ ખુન રેડયા વગર * ઈસ્લામીઓના કબજામાં આવ્યો અને તેના બુર્જ ઉપર ઇસ્લામની ધ્વજા ફરફરવા લાગી.

પરંતુ હવે "અરમાબેલા" માં બેસી રહેવાનો સમય ન હતો કારણ કે 'અરમાબેલા' ઈસ્લામીઓના કબ્જામાં આવ્યાની હકીકત સાંભળતાં જ દાહીર પોતાના જંગી લશ્કર સાથે તેનો મુકાબલો કરવા નીકળી પડશે એ ચોક્કસ હોવાથી મુહંમદ કાસીમે રક્ષણ માટે થોડા સીપાહીઓ કીલ્લામાં રાખી આગળ કુચ કરી. હવે તેમની સામે એવું વીચ અને ગાઢ જંગલ હતું કે ધોળે દહાડે પણ તેમાં અંધકાર છવા-

* મૂળ નામ અરમનબેલા હતું, પણ તેને અરમાબેલ અને અરમાબેલા પણ કહેતા હતા.

* એ ઠીક નથી, કારણકે અહિં યુદ્ધ થયું હતું અને દાહિરની સેના પરાજિત થયા પછીજ નાસી ગઇ હતી. મુહંમદ બિન હારૂન અહિં જ મરણ પામ્યો હતો.

ચલો રેહેતો, પરંતુ જ્યારે ઇન્સાની શક્તીઓ ઇસ્લામીઓના પ્રવાહને અટકાવી શકતી ન હતી ત્યારે આ નીર્જીવ જંગલ તેમને કેવી રીતે રોકી શકે ? ઇસ્લામીઓએ પોતાની તલવારો મ્યાન કરી દીધી અને પોતાના હાથમાં કુહાડીઓ ધારણ કરી. જોત જોતામાં ૭ં હજાર કુહાડીઓ ઝાડોના મુળ ઉપર પડવા લાગી. ઘીચ અને ઘટાદાર વૃક્ષો પડવા લાગ્યાં અને માર્ગ મોકળો થવા લાગ્યો. અને એવી રીતે ઝાડ કાપતા અને માર્ગ બનાવતા ઇસ્લામીઓ આગળ વધતા રહ્યા. આ જંગલ પુરૂં થતાં તેઓ એક વિશાળ મેદાનમાં પ્હોંચ્યા જ્યાં તેમણે મૂકામ કર્યો.

હજ્જાજે લશ્કર રવાના થયા પછી ટપાલ માટે સરસ વ્યવસ્થા કરી હતી અને દરેક મંઝીલ પર બે બે ઘોડેસ્વારો નીમુક્ત કર્યાં હતા. જેઓ ટપાલ પહોંચાડનારા ખેપીઆ તરીકે કામ કરતા. જ્યારે હજ્જાજ પત્ર રવાના કરતો ત્યારે એક ઘોડેસ્વાર મારતે ઘોડે બીજી મંઝીલે જઈ પુગતો અને પત્ર આપતો આવી રીતે દરેક મંઝીલ પરના ચોકીયાતો ત્વરીત વેગે બીજી મંઝીલપર પત્ર પ્હોંચાડતા. આ પદ્ધતીથી મુહંમદ બીન કાસીમ અને હજ્જાજ વચ્ચે હંમેશા પત્ર વહેવાર ચાલુ રહેતો અને આવી રીતે હજ્જાજની અમુલ્ય સુચનાઓ મુહંમદ બીન કાસીમ ને મળતી રહેતી.

ઘીચ જંગલ વટાવ્યા પછી ઇસ્લામી લશ્કર ખુલ્લા મેદાનમાં છાવણી નાંખી પડયું હતું, ત્યાં હજ્જાજનો કાસદ પત્ર સાથે આવી પહોંચ્યો મુહંમદ બીન કાસીમે આ પત્ર આખા લશ્કરને એકત્ર કરી વાંચી સંભળાવ્યો જે નીચે મુજબ હતોઃ—

"મ્હારા વ્હાલા બંધુ !

"જેમ જેમ તમે દુશ્મનના મુલકમાં આગળ વધો, તેમ તેમ બહુ સંભાળ રાખો. હિંદના લોકો બહુ હુશ્યાર હોય છે. કયાંક એવું ના થાય કે તમારા ઉપર છૂપો હુમલો કરી બેસે. તમે દેબલના કીનારે પહોંચી વહાણોની રાહ જુઓ અને ત્યાંનો નકશો તઇયાર કરી મને મોકલો, અને સુચનાઓની રાહ જુઓ. બેરૂનના રાજા સામનીએ એલચી મોકલી આપણી સાથે સુલેહ કરી છે. માટે તેને મિત્ર ગણજો અને તેના રાજ્યમાં કોઈના પણ જાન માલને નુકશાન ન પ્હોંચે તેનું ધ્યાન રાખશો. સામનીએ વચન આપ્યું છે કે 'બેરૂન' સુધી દરેક મંઝીલ પર ખાધ ખોરાકીની વ્યવસ્થા કરશે. બીજું હમેશાં જમાત સાથે નમાઝ અદા કરો અને દુઆ માગો કે "લાહોલ વલા કુવ્વતા ઈલ્લા બિલ્લાહ" (અર્થાત ખુદા સિવાય કોઈને કંઈ તાકાત નથી) વિજય માટે ખુદા પર ભરોસો રાખો. બધા મુજાહિદોને મારા સલામ પહોંચાડો (હજ્જાજ)

પત્ર સાંભળી લશ્કરે 'અલ્લાહો અકબર' અને 'હજ્જાજ ઝીંદાબાદ'ની ગર્જનાઓ કરી. એ પછી બધા પોત પોતાના કામે લાગી ગયા. મહંમદ બીન કાસીમ પણ પોતાના તંબુ આગળ જાજમ પાથરી પોતાના સલાહકારો સાથે બેસીને આગે કુચ કરવા સંબંધી મસલત કરવા લાગ્યો.

સુર્ય પશ્ચિમ તરફ ઉતરી ગયો હતો અને આકાશ રક્તવર્ણ થઈ ગયું હતું. આ વખતે હિંદુ ઘોડેસ્વારોની એક ટૂકડી ઈસ્લામી છાવણી પાસે આવી પહોંચી અને સરદારને મળવાની ઈચ્છા વ્યક્ત કરી. તરતજ તેમને મુહંમદ બીન કાસીમની હુઝુરમાં લાવવામાં આવ્યા. આવનાર ટુકડીમાંથી એક માણસે આગળ આવી કહ્યુ "બેરૂનના

રાજા સામની આપના સેનાપતીની મુલાકાત કરવા માગે છે ”

તરતજ એક ઈસ્લામી મુજાહીદે મહંમદ બીન કાસીમ તરફ ઈશારો કર્યો.

એરૂનના રાજા સામનીની એવી ધારણા હતી કે ઈસ્લામી લશ્કરનો સેનાપતી કોઈ મહાન યોદ્ધો હશે, પરંતુ જ્યારે તેણે પોતાની સામે એક દાઢી મુછ વગરના યુવાનને જોયો, ત્યારે તેના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. થોડીવાર પછી તેણે પુછ્યું–

“ શું, આપ આ લશ્કરના સરદાર છો ?

**મહંમદ કાસીમ**—હું સરદાર નથી, માત્ર લશ્કરનો સામાન્ય સેવક છું.

**સામની**—અમે, ગવર્નર હજ્જાજ સાથે સુલેહ કરી લીધી છે તેથી આપને મળવા અને મિત્રભાવ દર્શાવવા આવ્યા છીએ.

**મહંમદ કાસીમ**—આપે કરેલા સુલેહ નામાની સુચના અમને મળી ચુકી છે અને આપ હવે નચીંત છો.

**સામની**—આપની કૃપા છે સરદાર ! આપને હું એ પણ બતાવવા માંગું છું કે દાહેરે એક મોટું લશ્કર દેબલમાં મોકલી આપ્યું છે અને તેથી દેબલપર ફતેહ મેળવવી બહુ મુશ્કેલ છે. વળી તેઓ તમારા ઉપર છુપો હુમલો કરવાનો પણ વિચાર ચલાવી રહ્યા છે અને તેથી આપે હુશ્યાર રહેવાની જરૂર છે.

**મહંમદ કાસીમ**—આપની વખતસરની સુચના માટે આપનો આભાર.

**સામની**—રાજા દાહેરે મને અને બીજા બધા ખંડીયા રાજાઓને પોતાની પાસે બોલાવ્યા છે, તેથી જણાય છે કે તે એક મોટું અને સંગઠીત લશ્કર તઈયાર કરવા માંગે છે.

**મહુંમદ કાસીમ**—અમને ખુદા ઉપર ભરોસો છે.

**સામની**—સઉથી મોટો ભરોસો તેનોજ છે. આપ જરૂર ફતેહ પામશોજ.

**મહુમદ કાસીમ**—ઈન્શા અલ્લાહ! (અર્થાત ખુદાની ઈચ્છા હશે તો)

**સામની**—હું શિકારના બ્હાને આપને મળવા આવ્યો હતો, તેથી હવે રજા લઈશ.

**મહુંમદ કાસીમ**—રાતની રાત રોકાઈ જાત, તો ઠીક થાત.

**સામની**—જી નહિ, કારણ કે દાહેરને શંકા જવાનો ડર છે.

**મહુંમદ કાસીમ**—જેવી આપની મરજી.

આ પછી સામની પોતાની ટુકડી સાથે રવાના થઈ ગયો. મહુંમદ કાસીમે રાત્રી ત્યાંજ વિતાવી અને બીજે દિવસે સહવારે નમાઝ વીગેરેથી પરવારી ઈસ્લામી લશ્કર દેબલના માર્ગે રવાના થયું.



# પ્રકરણ ૧૭ મું.

## કંગાળ કેદીઓ.

દેબલના દરીયા કાંઠેથી પકડાયેલા મુસ્લીમ કેદીઓ જેમને શહેરમાં લાવવામાં આવ્યા હતા અને મંદીર નીચેના એક ભોંયરામાં પુરવામાં આવ્યા હતા તેઓ ખુદા ખુદા કરીને પોતાના દીવસો વિતાવી રહ્યા હતા. અબી નામનો મંદીરનો એક મોટો પુજારી આ કેદીઓની દેખરેખ રાખતો હતો. જો કે અબી, એક પંડીત (બ્રાહ્મણ) હતો અને બ્રાહ્મણો જેમ અછુતોથી દુર નાસે છે, અરે! તેમનો પડછાયો પણ લેતા નથી, તેમ અબી પણ મુસલમાનો સાથે અછુતો જેવો વહેવાર રાખતો. જો કે તે તેમને ખાવા પીવાની કે બીજી કશી તકલીફ આપતો નહિ; પરંતુ તે તેમનાથી હંમેશાં દુર રહેવાનો પ્રયત્ન કરતો.

એ ઝમાનામાં મુસલમાનોને પણ અછુતો જેવાજ ગણવામાં આવતા, તેમ છતાં અબી પંડીત તે કેદીઓ પ્રત્યે કંઈક માયાળુ વર્તન રાખતો અને તેનું ખાસ કારણ યોગીનીએ ભાખેલી ભવિષ્યવાણી હતી. અબીને યોગીનીના કથન પર સંપુર્ણ વિશ્વાસ હતો અને તેને ખાત્રી હતી, કે મુસલમાનો આ કેદીઓની મદદે આવશે અને જરૂર યુદ્ધ જામશે.

જ્યારે ઈસ્લામી લશ્કરે હિંદમાં પ્રવેશ કર્યાના અને અરમાબેલા ઉપર કબજો કર્યાના સમાચાર આખા સિંધમાં ફેલાઈ ગયા તે અરસામાં અબી એક દીવસે આ મુસ્લિમ કેદીઓની મુલાકાતે આવ્યો. એ સમયે મુસલમાનો નમાઝ પઢી રહ્યા હતા. આથી અબી એક બાજુ ચુપ બેસી ગયો. જ્યારે મુસલમાનો નમાઝ પઢી ચુકયા ત્યારે અબીએ કહ્યું—

'તમારી આ નમાઝ પઢવાની પદ્ધતી મારા સમજવામાં ન આવી,

તમે જે, માથું ઝુકાવો છો, તે કોના તરફ હોય છે?'

ઝેદ નામના એક વૃદ્ધ મુસ્લિમે કહ્યું—અમે ખુદાને સીજદો કરીએ છીએ"

**અંબી**—પણ ખુદાની મુરતી અથવા ચિત્ર કયાં છે?

**ઝૈદ**—પંડીતજી! આજ સુધી કોઈએ ખુદાને નજરે જોયો નથી તેથી તેનું ચિત્ર બનાવવું કે મુર્તી બનાવવી મુશ્કેલ . ઉપરાંત ખુદા કોઈ આકારવાળી વ્યક્તિ કે વસ્તુ નથી. તે એક નુર-પ્રકાશ રૂપે હોઈ નિરંજન નિરાકાર છે!!

**અંબી**—પણ અમે લોકો તો ઈશ્વર (અથવા ભગવાની) ની મુર્તી સામે મુકીનેજ પુજા કરીએ છીએ.

**ઝૈદ**—તો શું કોઇ માણસ એમ કહી શકે છે કે તમે જે મુર્તીઓને પુજો છો, તેના જેવીજ સુરત ઈશ્વરની છે?

**અંબી**—અમારા રૂષી મુનીઓએ ભગવાનને જોયાજ હશેને??

**ઝૈદ**—જુઓ, પંડીતજી! ખુદાને આજ સુધી કોઈએ નજરે જોયો નથી, અને ન તો આ માટીપાંથી ઉત્પન્ન થએલા મનુષ્યો તેને જોઇ શકે છે. તમે લોકોએ આ જે મુર્તીઓ બનાવી છે તે કલ્પીત છે. માત્ર આત્માના સંતોષ ખાતર અથવા આત્માને છેતરવા માટે છે.

**અંબી**—ઠીક. અત્યારે હું તમારી સાથે ધાર્મીક વાદવીવાદ કરવા આવ્યો નથી. અત્યારે તો હું તમને એક બીજી વાત કહેવા આવ્યો છું.

ઝેદ—શું ?

અબ્બી—એમ જણાયું છે કે ઈસ્લામી લશ્કર એક યુવાન છોકરાની સરદારી હેઠળ મકરાન * માર્ગે આવી રહ્યું છે.

આ સાંભળી બધા મુસલમાન કેદીઓના મુખ હર્ષથી પ્રફુલ્લીત બની ગયાં અને બધા બોલી ઉઠયા "ખુદાનો શુક્ર......અમે ધારતા હતા તેમજ થયું."

અબ્બીએ આશ્ચર્યથી તેમના તરફ જોઇ કહ્યું–શું તમને ખાત્રી હતી કે મુસલમાનો હુમલો કરશેજ ?

ઝેદ—કાલે સવારે સુર્યનો ઉદય થવાની જેમ પુરી ખાત્રી છે તેમ અમને ઈસ્લામી લશ્કરના આગમનની પુરી ખાત્રીજ હતી.

અબ્બી—અને કયા કારણથી તમને ખાત્રી હતી ?

ઝેદ—એટલા માટે કે અમે મુસલમાન છીએ, અને એક ઝાલીમ રાજાની કેદમાં છીએ.

અબ્બી—અને તેથી તે તમને છોડાવવા આવે છે, એમજને ?

ઝેદ—એ સિવાય ઈસ્લામી લશ્કરનું અહિં સુધી આવવું ન થાય.

અબ્બી—ઠીક, તેઓ ગમે તે કારણે આવતા હોય, પરંતુ તેમની પાસે લશ્કર ઘણું થોડું છે.

ઝયદ—કેટલું ?

અબ્બી—માત્ર છ હજાર ! ! ×

---

× એમાં ભુલ થઇ છે. પ્રથમ ૭ હજારનું લશ્કર શામી યોધ્ધાઓનું બનેલું સોંપાયું હતું અને પછી મુહંમદ કાસિમ શીરાઝ પહોંચ્યો ત્યારે ૭ હજાર ઉંટ સ્વારોનું ઈરાકી લશ્કર પણ ત્યાં તેને આવી મળ્યું, જેની સાથે સર સામાન ઉપાડવા માટે ત્રણ હજાર ફાલતુ ઉંટ પણ હજ્જાજે મોકલાવ્યા હતા.

ઝયદ—આ દેશ માટે એટલું લશ્કર પુરતું છે.

અબી આશ્ચર્યથી કંઈ કહેવા જતો હતો કે કોઈના પગલાંનો અવાજ સંભળાયો અને દેબલનો સુબો સમની દસ સૈનીકો સાથે ત્યાં આવી પ્હોંચ્યો. સમનીને જોતાં અબી એક બાજુ ખસી ગયો. સમનીએ કહ્યું–

"મુસલમાનો ! હવે તમારા મૃત્યુનો વખત આવી પ્હોંચ્યો છે. તમારી મુક્તી માટે એવકુફ મુસલમાનોનું લશ્કર આવી પ્હોંચ્યું છે અને "અરમાબેલા" ઉપર કબજો પણ કરી લીધો છે. આ યુદ્ધ માત્ર તમારા લીધેજ થવાનું છે, જેથી મેં નિશ્ચય કર્યો છે કે આજે હું તમને પુરાજ કરી દઉં."

ઝયદ—જ્યારે કોઇના દીવસો અવળા આવે છે ત્યારે તેને ઉલ્ટી બુદ્ધિજ સુઝે છે. આપ જાણો છો કે આ લશ્કર અમારી મુક્તિ અને મદદ માટેજ આવ્યું છે અને તેથી જો લડાઈમાં કંઈ હાર જીત થશે તો અમારૂં અહીંઆ હોવું તમારા માટે અને તમારી કોમ માટે ફાયદાકારક સાબીત થઈ જશે. અને જો તમે અમને મારી નાંખશો તો મુસલમાનો તમારા એકે એક માણસનું ખુન રેડી દેશે.

સમનીએ ખડખડાટ હસતાં કહ્યું–બેવકુફો ! ખાત્રી રાખો, કે એવો કદી પણ વખતજ નહિ આવે, કારણ કે આવનાર મુસલમાનો માત્ર ૭ હજાર છે.

હવે અસલમને જોશ આવી ગયો અને તે બોલી ઉઠયો–૭ હજાર મુસલમાનો તમારા ૬૦ હજારના લશ્કરને માટે પુરતા છે.

સમનીએ ક્રોધ અને તીરસ્કાર મીશ્રીત અવાજે કહ્યું–સાઠ હજાર !

...અરે બેવકૂફ ! તારા એ છ હજાર મલેચ્છાઓને તો હું એકલોજ પુરો પડીશ.

**અસલમ**—તમે !..., કે જે માત્ર અમારા જેવા નિશસ્ત્રો સામે જોર દેખાડી રહ્યા છો તે ? જો તમને વિરતાનો દાવો હોય તો એક તલ્વાર મને આપો અને તમે બધાય મારા ઉપર હુમલો કરો. જો હુમલામાં તમે મને મારી નાંખશો તો સમજવું કે તમે ઈસ્લામી લશ્કર પર વિજય પામશો.

**સમની**—ખુબ જોશ આવે છે કેમ ? હમણાં હું તારો જોશ ઠંડો કરી દઉં છું, સિપાહીઓ ! આગળ વધો અને બધાના માથાં ધુળ ચાટતાં કરી દો.

હવે અબીએ વચ્ચે પડતાં કહ્યું–સરદાર ! આ લોકો આપણા કબજામાં છે. માટે જ્યાં સુધી યુદ્ધનું પરિણામ ન આવે ત્યાં સુધી આપણે તેમને કેદમાં રાખીએ તો શું ખોટું છે ?

**સમની**—તમારા જેવા લાકુબટ પંડીત પાસેથી આવી નામરદાઈ સિવાય બીજા શાની આશા રાખી શકાય ? પંડીતજી ! બાજુએ ખસો. આ ઉદ્ધતે મારૂં અપમાન કર્યું છે. એના બદલામાં હું બધાનું ખુન રેડી દઈશ. સિપાહીઓ ! આગળ વધો, અને પ્રથમ આ બાળકોને કતલ કરો કે જેથી તેમના તડફડતા નાનકડા શરીર જોઈ તેમનાં માત પિતાનાં કાળજાં ફાટી જાય.

સિપાહીઓ આગળ વધે છે. સ્ત્રીઓ પોતાના બાળકોને છાતીએ વળગાડી દે છે. આ વખતે એક યુવાન સ્ત્રી બોલી–ઓ બાળકોવાળી માતાઓ ! ખુદા અમારી પરિક્ષા કરી રહ્યો છે. અમારૂં ઈમાન

હમણાં કસોટી પર છે. ખબરદાર કોઈ ડગશો નહિ.

સ્ત્રીઓની આંખો આંસુથી છલકાય છે. સુંદર અને ભોળા મુખ-વાળા એ નાનકડા બાળકો પોતાની માતાના આંસુઓ તરફ હબકીને જોઈ રહ્યા છે. આ વખતે એક જુવાન સ્ત્રીએ પોતાના બાળકને જોરથી આલીંગન આપી કહ્યું–"બેટા! ઈસ્લામ તમારી કુરબાની ચાહે છે. જાઓ અને તમારા નિર્દોષ ખુનથી ઈસ્લામના મુળનું સિંચન કરો. એ મારા વ્હાલા બાળકો જાઓ."

તરત તમામ સ્ત્રીઓએ પોતાના બાળકોને અળગા કર્યા, અને કહ્યું–"જાઓ, ઈસ્લામના સંતાનો! તમારા નાનકડા માથા જલ્લાદોને અર્પણ કરી ઇસ્લામની ઈજ્જત રાખી લો.

આટલું કહેતાં સ્ત્રીઓની આંખોથી આંસુ છલકવા લાગ્યાં. કઠણ પરિક્ષાનો વખત હતો. નાના બાળકો આગળ વધ્યા અને એક સફમ ઉભા રહી ગરદનો ઝુકાવી દીધી. ન્હાના બાળકોની આ અડગત નિડરતા અને ધૈર્યતા જોઈ ઝમીને 'આફ્રીન'નો પોકાર કર્યો અને આકાશે 'મરહબા'નો સુર ફુંક્યો.

સ્ત્રીઓએ પોતાના મુખ ફેરવી લીધાં, કારણ કે આ કરૂણ દૃશ્ય જોવાની તેમની તાકાત ન હતી. પુરૂષોના મુખ ક્રોધથી લાલચોળ થઈ ગયાં અને અસલમની આંખો ગુસ્સાથી લાલ થઈ ગઈ.

નિર્દય સિપાહીઓએ પોતાની તલવારો ઉઠાવી, હવે અસ્લમથી આ ન જોઈ શકાયું. એક છલંગ મારી તે નજીકના સિપાહી ઉપર કુદયો અને એક એવો ફોલાદી ઠોંસો તેના મુખ ઉપર લગાવ્યો તેને લોહીની ઉલ્ટી થઈ ગઇ. બીજી પળે તેની તલવાર અસ્લમે આંચકી

લીધી અને હજુ તો, આ શું થઈ ગયું તેની સમનીને સમજ પડે તે પૂર્વે અસલમની તલવાર સમનીની છાતી ઉપર હતી.

ક્રોધ, શૌર્ય અને જુસ્સાથી અસલમ કૃતાંત કાળ જેવો બની ગયો હતો. તેણે લલકારીને સમનીને કહ્યું—"ઓ નામર્દ, તારા સિપાહીઓને પાછળ હઠવાનો હુકમ કર, નહિ તો એક પળવારમાં આ તલવાર તારી છાતીની આરપાર થઈ જશે."

સમની કંપી ગયો. તેણે વસ્તુસ્થીતી જોઈ લીધી. તેને ખાત્રી થઈ કે જો વાર થશે તો યમસદનનો માર્ગ સ્વીકારવો પડશે. તે ગુંગળાતા સાદે બોલ્યો—"સિપાહીઓ! પાછળ હઠો. અને જુવાન! તું તારી તલવાર મને સ્વાધીન કર.

અસલમ—શયતાન! આ તલવાર હવે હું મારી પાસેજ રાખીશ કે જેથી તું અને તારા હીચકારા સાથીઓ બાળકોના ખુન કરવા ન આવી શકો. જાવ, તમારું કાળું મુખ લઈ ચાલ્યા જાઓ, નહિ તો આ તલવાર હમણાં તમારા રક્તમાં સ્નાન કરશે."

સમની—ઠીક, હું ખુનરેઝી કરવા માગતો નથી. તેથી ચાલ્યો જાઉં છું.

આ પછી તે સિપાહીઓને લઈ ચાલ્યો ગયો. અસલમ દાંત પીસતાં બોલ્યો—નામર્દ! તું આ વખતે બચી ગયો છે, પણ બીજી વખતે નહિ બચી સકે.

આ વખતે સ્ત્રીઓએ પોત પોતાના બાળકોને ઉંચકી લઈ પ્રેમ ભર્યું આલીંગન કર્યું અને ખુદાનો ઉપકાર માન્યો.



## પ્રકરણ ૧૮ મું.

### એક આકાશમાં બે ચંદ્ર.

લાવી રાણી, તાહેરાને પોતાની સાથે લઈ ગઈ હતી અને પોતાની પાસેજ રાખતી હતી. જે જગ્યાએ તાહેરાને પ્રથમ રાખવામાં આવી હતી તે મહેલની એક બાજુનો ભાગ હતો. તાહેરાને પોતાના ઓરડામાંથી ક્યાંય પણ બહાર જવાની જરૂર ન હોવાથી તે તો હંમેશાં પોતાના ખંડમાંજ રહેતી. જ્યારે લાવી રાણી સાથે તાહેરા પોતાના ખંડમાંથી નીકળી ત્યારે તાહેરાને મહેલની ભવ્યતા અને વિશાળતાનો ખ્યાલ આવ્યો.

મહેલની સુંદરતા, ભવ્યતા અને શણગાર જોતી તાહેરા લાવી રાણી સાથે તેના આવાસમાં પહોંચી. ચોતરફ કીંમતી શણગાર ઝળકી રહ્યો હતો. અને ચોતરફ સોના ચાંદીના નાના નાના બુત, ગોઠવવામાં આવ્યા હતા.

લાવી રાણી એક મુલાયમ કોચ ઉપર બેસી ગઈ, હાથ પકડી તાહેરાને પણ પોતાની પાસે બેસાડી લીધી, અને બંને આમ તેમની વાતો કરતા રહ્યા. જ્યારે સંધ્યાકાળ થઈ ત્યારે લાવી રાણીએ કહ્યું–

' બ્હેન ! મારા કબજામાં પંદર વીસ ખંડ છે, જ્યાં ઈચ્છા હોય ત્યાં રહો.

તાહેરા—મહારાણી ! મને રહેવામાં તો વાંધો નથી, પણ...!

લાવી—પણ...શું ?

તાહેરા—મહારાણી અમે લોકો બુત તથા તસ્વીરોને સારા ગણતા નથી તેથી એવી જગ્યાએ રહેવું અમારા માટે કોઈ પણ રીતે દુરસ્ત નથી.

લાવી—ઓહો, એમ છે ? તો પછી બ્હેન ! મારી પાસેનો ખંડ વગર મુર્તીઓને છે ત્યાં રહો.

તાહેરા—બહુ સારૂં.

લાવી રાણી જેટલી સુંદર, જેટલી કોમળ અને જેટલી નાજુક હતી તેટલીજ ભોળી અને કપટહીન હતી. તેણે તાહેરાને જણાવી દીધું કે રાજાએ તેને ફોસલાવવા માટે મોકલી હતી, પરંતુ હને તેને તાહેરા સાથે પ્રેમ થઈ ગએલો હોવાથી કદી પણ તેની સાથે દગો નહિ કરે.

આવી રીતે બે જુદા જુદા ધર્મની સુંદરીઓ, બે જુદા જુદા દરજાની નવ યૌવનાઓ એક બીજાની મિત્ર બની ગઈ. તે બંનેને એટલો બધો સ્નેહ થઇ ગયો હતો, કે તેઓ બહુજ નજદીક બેસી અલગ અલગ થાળીમાં ભોજન કરતી હતી.

રાણીએ કેટલાક રેશમી, વગર સીવેલાં વસ્ત્રો તાહેરાને આપ્યાં, જેને તાહેરાએ તેને ઈસ્લામી રીવાજ પ્રમાણે સીવીને પોતાને માટે વાપરવા માંડયાં હતાં.

એક દિવસે બંને સુંદરીઓ વાતો કરી રહી હતી. સંધ્યાકાળનો સમય હતો પૂર્વ દીશામાં ચંદ્રનો ઉદય થવાની તૈયારી થતી હતી. આ વખતે લાવી રાણીએ કહ્યું—બ્હેન ! આજે મારી ઇચ્છા છે કે તમે પણ મારા જેવા વસ્ત્રો પહેરો.

તાહેરા—મહારાણી ! રાજાજીએ મોકલ્યા છે, એ વસ્ત્રો પહેરવાનું આપ કહો છો ?

લાવી—નહિ બેન ! રાજાજીએ મોકલેલા નહિ, પરંતુ મારાં

તદન નવાં વસ્ત્રો છે તેજ, મેં હજુ તેને હાથ પણ અડાડયો નથી. વળી મારે એ પણ જોવું છે કે એ વસ્ત્રોમાં તમે કેવા દીપો છો !

તાહેરાએ ઘણી આનાકાની કરી પરંતુ લાવીએ પુષ્કળ આગ્રહ કરવાથી તાહેરાએ કહ્યુંઃ-ઠીક, જેવી રાણીની ઇચ્છા. પણ જો હું એમ કહું કે મારા તૈયાર કરેલા ઇસ્લામી કપડાં આપ પ્હેરીલો, તો શું રાણીજીને ઠીક લાગશે ?

**લાદી**—ઘણીજ ખુશીથી.

થોડી વારમાં લાવી રાણીએ પોતાના નવાં વસ્ત્રો તાહેરાને આપ્યાં અને પ્હેરવામાં મદદ કરી. ઘેરદાર ચણીઓ, સુંદર પોલકું અને રેશમી સાડીમાં તાહેરા અપસરા સમાન ભાસવા લાગી. હવે રાણીએ પોતાના હીરા મોતીના અલંકારો પણ તાહેરાને પહેરાવ્યા. રાણીએ તેને આ વસ્ત્રોમાં જોઇ અને દોડીને તાહેરાને ગળે વળગી પડી અને તેના મુખ ઉપર પુષ્કળ ચુંબનો લઈ લીધાં, આથી તાહેરા શરમાઇ ગઈ. લાવી પણ શરમાઈ ગઈ. તાહેરાએ પુછ્યું-મહારાણીજી આપને આ શું સુઝયું ?

**લાવી**—બ્હેન ! અપ્સરાને સામે જોઈ મારા દીલપર કબજો ન રાખી શકી.

એ પછી લાવી રાણી તાહેરાને અરીસા પાસે લઈ ગઈ. અરીસામાં પોતાનુ પ્રતિબીંબ જોઇ, તાહેરા પોતે હેરાન થઇ ગઈ અને શરમથી દુર હઠી ગઈ.

કોઈએ કહ્યું કે-

નહિ વો દેખતે ઇસ ડરસે આઈના સાદીક
કોઇ ન અકસકો કહેદે તેરા જવાબ હુવા

**લાવી**—જોયુંને બ્હેન ! આ ચંદ્ર સમાન મુખને જોઈ કયા દીલને રોકી શકાય ?

**તાહેરા**—તો રાણીજી ! જો મારા દીલ પર પણ કબજો ન રહે તો ?

**લાદી**—તો બહેન ! તમારે પણ તેજ કરવું જે મેં કર્યું ! ?

આથી તાહેરાએ પોતાનો હાથ લાવીની કમરની આસપાસ વીંટાળી તેણીને પોતાની પાસે ખેંચી અને એક હાથે લાવી રાણીનું ચંદ્ર સનાન મુખડું ઉંચું કરી જ્યાં ચુંબન કરવા જાય છે ત્યાં, તો એક દાસીએ ગભરાયલી હાલતમાં પ્રવેશ કર્યો. આથી લાવી અને તાહેરા શરમાઈને અલગ થઈ ગયાં. દાસીએ હાથ જોડી કહ્યું ' રાણીજી ! મહારાજા પધારે છે. '

મહારાજાનું આગમન સાંભળી બંને જણાના હોશ ગુમ થઈ ગયા. લાવીએ–' કહ્યું ભલે પધારો......"

હજુ રાણીના શબ્દો પુરા પણ થયા ન હતા કે રાજા દાહેરે ખંડમાં પ્રવેશ કર્યો. અંદર પ્રવેશ કરતાંજ તેની નજર બે અપસરાઓ પર પડી. તે દ્વારમાંજ સ્તબ્ધ થઈ ઉભો રહી ગયો અને બોલી ઉઠયો–અહા ! શું એક આકાશમાં બે ચંદ્ર છે ?

તાહેરા શરમથી પાણી પાણી થઈ ગઈ હતી. દાહેરે તેના ઉપર નજર ફેરવી કહ્યું–કાં ? આ કુફ્ર આજે કેવી રીતે તુટયું ! અને આ કપડાં કેવી રીતે બદલ્યાં ?

**લાદી**—એ એહસાન મારા ઉપર છે.

**દાહેર**—ઠીક, ગમે તેના ઉપર એહસાન હોય, પણ થયું તે તો ખરૂંજ ને ?

હવે દાહેર એક તખ્ત ઉપર બેસી ગયો તેની સામે રાણી બેસી ગઇ, અને રાણીની પાછળ તાહેરા બેઠી.

લાવીએ, દાહેરનું લક્ષ તાહેરા તરફથી દુર કરવા વાત શરૂ કરતાં કહ્યું—નાથ ! આજે નિયમ વિરૂદ્ધ એકાએક આગમન થયું ?

દાહેર—પ્રીયે ! પેલા મલેચ્છ મુસલમાનોનું લશ્કર સમુદ્રના મોજાંની માફક દેબલ તરફ ધસી રહ્યું છે. અરમાબેલા ગયું અને બીજા ગામડાંઓ પણ ગયાં, આથી રાજગોરે સલાહ આપી છે કે દેબલ પાસે જે મહાદેવનું મંદીર છે તેમાં જો મારી સૌથી નાની રાણી પ્રાર્થના કરી મહાદેવજીની કૃપા યાચે તોજ વિજય મળે.

**લાવી**—નાથ ! તો શું મારે જવું પડશે ?

દાહેર—પ્રીયે ! તું જાણે છે કે સૌથી નાની રાણી તુંજ છે તેથી આપણા હિંદુ ધર્મના રક્ષણ ખાતર તારે જવુંજ જોઇશે.

**લાવી**—નાથ ! આપનો હુકમ મને માન્ય છે પણ સાથે કોણ કોણ આવશે ?

દાહેર—ઘોડેસ્વારોની એક ટુકડી અને પંડીત ચંદ્ર તમારી સાથે આવશે ?

**લાવી**—પણ મહારાજ ! તે તો સારો માણસ નથી.

દાહેર—પ્રીયે ! હવે તો તે તપશ્ચર્યા કરીને સુધરી ગયો છે.

**લાદી**—નાથ ! જેવી આપની આજ્ઞા. હું તૈયાર છું.

દાહેર—તો પ્રીયે ! ચાલો, બહાર સ્વારો અને કાફલો તૈયાર છે.

લાવી રાણી તરત ઉભી થઈ અને દાહેર સાથે રવાના થઈ ગઈ.

એ પછી તાહેરાએ પોતાનો નવો પોષાક કાઢી નાખી પોતાના ઈસ્લામી વસ્ત્રો પહેરવા માંડયા.



## પ્રકરણ ૧૯ હું.

## ઈસ્લામી લશ્કર દેબલ પહોંચે છે.

એક પછી એક મંઝીલ વટાવતું ઈસ્લામી લશ્કર દેબલ તરફ આગળને આગળ વધતું રહ્યું. જેમ જેમ લશ્કર સિંધના મધ્ય ભાગમાં પ્રવેશતું ગયું તેમ તેમ અનેક જાતની અફવાઓ દેશ ભરમાં ઉડવા લાગી, મુસલમાનો ઝાલીમ છે, મુસલમાનો રાક્ષસ જેવા છે, ક્રૂર છે, દયાહીન છે, અત્યાચારી છે એવી અનેક બનાવટી વાતો સિંધના શહેરે શહેર અને ગામડે ગામડે થવા લાગી અને જેમ જેમ આ અતિશયોક્તિ ભરેલી વાતો ફેલાતી ગઈ તેમ સિંધીઓમાં ધાસ્તી અને ગભરાટ વધતો ગયો.

આ વખતે સિંધની હદ પૂર્વમાં કનોજ, પશ્ચિમમાં મકરાન અને દરીયા કીનારા સુધી એટલે દેબલના અમુક ભાગ સુધી ઉતરમાં કાશ્મીર કંદહાર અને સેવસ્તાન તથા દક્ષિણમાં ગુજરાતની સરહદ સુધી હતી. આ વિશાળ દેશ ઉપર દાહેરની આણ વર્તતી અને સેંકડો નાના નાના રાજાઓ દાહેરને ખંડણી આપતા.

આવા એક વિશાળ દેશમાં વિશાળ રાજ્ય અને અતુલ સત્તા

ધરાવનારા દાહેરના મુલ્કમાં ઈસ્લામી મુજાહેદો નિડરતા પૂર્વક આગળ વધી રહ્યા હતા. જેમ જેમ ઈસ્લામી લશ્કર આગળ વધતું રહ્યું તેમ તેમ માર્ગમાં આવતા ગ્રામ્ય વાસીઓ ભયના માર્યા ગામડાં ખાલી કરીને આજુબાજુ નાસી જવા લાગ્યા.

પરંતુ આવા ઉજડ ગામોમાં પણ ઈસ્લામીઓએ ન તો આગ લગાડી કે નતો લુંટ કરી. બલકે તેઓ તો પોતાના મઝલુમ બિરાદરોની મુક્તી અર્થે આગળ ને આગળ દેબલ તરફ વધતા રહ્યા.

મુસલમાનોના ભયથી નાશી છુટેલા સેંકડો માણસો જેમ મુલતાન અને એરૂન તરફ ભાગી ગયા હતા, તેમ સેંકડો માણસો દેબલમાં પણ નાસી આવ્યા હતા, આ ભગેડુઓએ મુસલમાનોની સંખ્યા બહુ મોટી બતાવી તથા આ મલેચ્છો ગામો અને ખેતરો બાળતા ધસ્યા આવે છે એવી ગપ્પો ઉડાવવા માંડી.

આ ભુલ ભરેલી વાતોથી દેબલમાં ખળભળાટ ફેલાઇ ગયો. કીલ્લાના દરવાજા મજબુત બંધ કરી લેવામાં આવ્યા અને જો મુસલમાનો દેબલના કિલ્લાને ઘેરો નાંખે તો એ હાલતમાં નવી મદદ આવતાં સુધી બચાવ કરવાની જોશભેર તૈયારીઓ કરવા માંડી. કીલ્લા ઉપર રાત દીવસ સશસ્ત્ર સૈનીકો ચોકી ભરવા લાગ્યા.

અંતે ૭ હજાર ઈસ્લામી મુજાહેદોનું નાનકડું લશ્કર કુચ કદમ કરતું દેબલ પાસે આવી પ્હોંચ્યું. મુહંમદ કાસીમે તરત આસપાસનું નિરક્ષણ કરી દેબલ અને દરીયા કીનારા વચ્ચેના એક ખુલ્લા મેદાનમાં પડાવ નાંખ્યો. સમુદ્રના કીનારે સિહલદ્વીપથી આવેલા મુસલમાનોના વ્હાણો પડયા હતા, પરંતુ તે ઉપર સિંધી સૈનીકો ચોકી

કરતા હતા. મુસલમાનોના લશ્કરને જોતાંજ એ સૈનીકો નાશીને કીલ્લામાં ભરાઈ ગયા.

મુહંમદ કાસીમે છાવણી નાંખ્યા પછી હુમલો કરવાનો કે દેબલને ઘેરો નાંખવાનો કંઈ પણ પ્રયાસ કર્યો નહિ, બલ્કે બસરાથી સમુદ્ર માર્ગે રવાના થએલા વ્હાણો, જેમાં ગોફણ યંત્રો આવવાના હતા, તેની રાહ જોવા લાગ્યો. ઈસ્લામીઓ લાંબી રખડપટ્ટીથી કંટાળેલા હોવા છતાં તેઓ એકદમ કીલ્લા ઉપર હુમલો કરી સીંધીઓને તેમની ગૂસ્તાખીની સજા આપવા માગતા હતા. પરંતુ હજ્જાજના હુકમ પ્રમાણે ગોફણ યંત્રો આવતાં સુધી તેઓ કંઈપણ કરી શકે તેમ ન હતું, આથી તેઓ અત્યંત બેચેની પુર્વક વહાણોની રાહ જોઈ રહ્યા હતા.

અંતે હી. ૯૩ ના મોહર્રમ માસની પાંચમી તારીખે ગોફણ યંત્રો સાથેના વ્હાણો દેબલના કિનારે આવી પહોંચ્યા. આ વ્હાણો સાથે પણ ૨૦૦ વીર ઈસ્લામી મુજાહેદો આવ્યા હતા જેમને આ વ્હાણોના રક્ષણ માટે સાથે મોકલવામાં આવ્યા હતા. આ નવ આગંતુક વીરોમાં કેટલાક અનૂભવી અને યુદ્ધ નીપુણ ખડતલ યોદ્ધાઓ પણ હતા.

વ્હાણોએ લંગર નાંખતાંજ આ બધા નીચે ઉતરી આવ્યા અને મુહંમદ કાસીમ પાસે હાજર થઈ હજ્જાજનો પત્ર આપ્યો, જે નીચે પ્રમાણે હતો:—

"મારા પ્રિય બંધુ,

"સલામ બાદ માલમ થાય કે આજે અમારી અને બધા મુસલમાનોની નજરો તમારા તરફ ચોટેલી છે. તમારી ફતેહ માટે દુઆ કરવામાં આવે છે. ગોફણ યંત્રો આ પત્ર સાથેજ તમને પ્હોંચશે, તે

દુરસ્ત કરી લશ્કરના મોખરે ગોઠવો, અને જ્યારે કીલ્લા ઉપર હુમલો કરો ત્યારે લશ્કરના વિભાગ પાડી, જમણી પાંખ, ડાબી પાંખ, મધ્ય વિભાગ અને અમાનત વિભાગ એવા ભાગલા પાડો. અને દરેક ભાગ ઉપર અનુભવી સરદારની નીમણુંક કરી એ બધા ઉપર તમારી દેખરેખ રાખો. અબ્દુર્રહમાન બીન સલમ અકલબી, સુરીયાન અલઅબરૂક, મુજાશા બીન નઉબા, અને ખુઝૈમા બીન મુગીરા જેવા મુજાહેદો તમારી પાસે છે. તેમની સલાહ, સુચના અને મશ્વીરા મુજબ કામ કરો. મતભેદ પડે તો વધુમતીને માન આપો. હવે તમે દુશ્મનોની મધ્યમાં પહોંચી ચૂકયા છો એટલા માટે તમે સ્વતંત્ર છો અને જે વખતે જે બાબત સામે આવે તે પ્રમાણે નિર્ણય કરવાને સ્વતંત્ર છો. પરંતુ એટલું યાદ રાખો કે તમારી નજીવી ભુલથી પણ મુસલમાનો પર આફત ન આવવી જોઈએ, નહિ તો કયામતના દીવસે ખુદા તમારી પાસે જવાબ માંગશે. ગમે તેવો માણસ પણ 'અમાન' માગે તો તેને અમાન આપો. રાત્રે લશ્કરમાં ફરતા રહો અને દુશ્મનો તરફથી બે ખબર ન રહો. ખુદા જાણે છે કે તમારી મોહબ્બતે મને બેચેન કરી દીધો છે. ખુદા તમારી રક્ષા કરે અને તમને ફતેહ બક્ષે. મુજાહેદાને ઈસ્લામને મારા સલામ પહોંચાડો.

( હજ્જાજ ).

મુહંમદ કાસીમે આ પત્ર આખા લશ્કરને વાંચી સંભળાવ્યો. એ પછી જહાજોમાંથી ગોફણ યંત્રો ઉતારવાની ધમાલ શરૂ થઈ. ગોફણ યંત્રો નીચે ઉતરતાંજ તેને ઘોડા જોડી ખેંચવા માંડયા. ૨૦૦ વીરોની એક ટુકડી સૌથી મોખરે રાખવામાં આવી. લશ્કરે છાવણી ઉઠાવી અને વ્યવસ્થીત રીતે કીલ્લા તરફ પ્રયાણ કર્યું.

દેબલના કીલ્લા અને દરીયા કાંઠા વચ્ચે એકાદ માઇલનું અંતર હતું. જ્યારે ઈસ્લામી લશ્કર કીલ્લા આગળ આવ્યું ત્યારે તેમને જોતાંજ કીલ્લાના બુરજો ઉપરથી ચેતવણીના રણશીંગા ફુંકવામાં આવ્યા અને જોત જોતામાં શહેરમાં ખબર પડી ગઇ કે ઈસ્લામી લશ્કર હુમલો કરવા માટે કીલ્લા પાસે આવી પહોંચ્યું છે.

મુસલમાનો કયા પ્રકારના રાક્ષસ છે, તથા તેમનું કદ કેવું છે, તેમનાં મુખ કેવા છે એ બધું જોવા માટે શહેરના લોકો કીલ્લા ઉપર ચઢી ગયા. મુહંમદ કાસીમ એવી વ્યવસ્થીત રીતે આગળ વધી રહ્યો હતો કે કીલ્લામાંથી જે બાજુ નજર નાખવામાં આવતી ત્યાં મુસલમાનોનું લશ્કર નજરે પડતું.

કીલ્લાની સામે આવી, તીરના મારાથી દુર રહી શકાય એટલા અંતરે થોભી, ઈસ્લામી લશ્કરે છાવણી નાખવા માંડી. ડેરા તંબુ ઠોકવા માંડયા અને જોતજોતામાં કીલ્લાની સામે જાણે એક નવું નગર વસ્યું હોય એવો દેખાવ થઈ રહ્યો.



# પ્રકરણ ૨૦ મું.

## કપટજાળ.

અઢારમા પ્રકરણમાં આપણે જોઈ ગયા કે રાજા દાહેરના કહેવાથી તેની ખુબસુરત રાણી લાવી સીંધ ઉપર આવનારી આફત ટાળવા માટે દેબલ પાસેના મહાદેવના મંદીરમાં પ્રાર્થના માટે જવા

તૈયાર થઈ. આથી દાહેર બહુ ખુશ થયો, બન્ને જણા મહેલમાંથી બ્હાર આવ્યા. બ્હાર ચોગાનમાં એક હજાર ચુનંદા ઘોડેસ્વાર સૈનીકો અને થોડીક દાસીઓ વીગેરેનો કાફલો તૈયાર ઉભો હતો. રાણી લાવી એક ભવ્ય રથમાં સવાર થઈ. આ રથને સોના ચાંદીના નકશીદાર પતરાંથી જડવામાં આવ્યું હતું. રાજગોર ચંદ્ર એક જુદી પાલખીમાં બેઠો. આં પછી આ નાનકડો કાફલો વ્યવસ્થીત રીતે દેબલના માર્ગે રવાના થયો.

અલોર અને દેબલ વચ્ચે બહુ લાંબુ અંતર હતું. માર્ગમાં સીંધુ નદી, સુલ્તાન, એરૂન વીગેરે પ્રાંત પણ આવતા હતા. આ પ્રાંતોના સુબાઓને રાજા દાહેરે અગાઉથી આજ્ઞા મોકલી લાવી રાણીની રાહત નો પુરતો બંદોબસ્ત કર્યો હતો. આથી જ્યાં જ્યાં લાવી રાણીનો કાફલો પ્હોંચતો ત્યાં તેના આરામ માટે પુરતું લક્ષ આપવામાં આવતું. માર્ગમાં જ્યાં જ્યાં મુકામ થતો ત્યાં રાજગોર ચંદ્ર લાવી રાણી પાસે આવતો અને કલાકો સુધી જ્ઞાન ધ્યાનની વાતો કરતો.

આવી રીતે કુચ કદમ કરતો આ નાનકડો કાફલો દેબલની પાસે પ્હોંચી ગયો. અહિં પ્હોંચતાં ખબર પડી કે ઇસ્લામી લશ્કર આવી પ્હોંચ્યું છે અને દેબલ પાસે છાવણી નાખી છે. આ ખબરથી આ કાફલામાં ભય છવાઈ ગયો. રાણી લાવીને અલોરમાં એ પણ ખબર મળી હતી કે મુસલમાનોના લશ્કરનો સરદાર મહંમદ કાસમ બહુ યુવાન અને ખુબસુરત છે. ખાસ કરીને સ્ત્રીઓની એ એક ટેવ હોય છે કે જ્યારે તે કોઈ ખુબસુરત યુવાનના વખાણ સાંભળે છે ત્યારે તેમના હૃદયમાં તેને જોવાની ઉત્કંઠા ઉત્પન્ન થઇ જાય છે. લાવી રાણીના

હૃદયમા એવી જ ઉત્કંઠાએ ઘર કર્યું હતું જોકે તે જાણુતી હતી કે મુહંમદ કાસમના દર્શન દુર્લભ અને અશક્ય છે, આથી તે પોતાની ઉત્કંઠાને પોતાના હૃદયમાં દબાવી રહી હતી.

જે મહાદેવના મંદીરમાં લાવીને જવાનું હતું, તે મંદીર દેબલથી જરા દુર દરીયા કાંઠા પાસે એક ઘીચ-વનમાં હતું. એનો સીધો માર્ગ દેબલના કીલ્લામાં થઇને જતો હતો. પરંતુ દેબલના કીલ્લા સામે ઇસ્લામી લશ્કર એવી રીતે પડયું હતું કે કીલ્લા સુધી કોઇપણ રીતે જઈ શકાય તેમ નહતું. આથી આ સીધો માર્ગ ત્યાગી ઘીચ જંગલમાં થઇને કીલ્લાની પેલી પાર જતા માર્ગનો આસરો લેવો પડયો.

આ ઘીચ વનમાં જ્યારે લાવીના કાફલાએ પ્રવેશ કર્યો ત્યારે સુર્યાસ્ત થઇ ચુકયો હતો, અને ચંદ્રના રૂપેરી કીરણો ઘીચ ઘટામાં થઈ બ્હાર આવવાનો પ્રયાસ કરી રહ્યા હતા. થોડાક માર્ગ વટાવી કાફલાએ મુકામ કર્યો અને ભોજન વિગેરેની વ્યવસ્થા કરવા લાગ્યા.

ભોજન વિગેરેથી પરવારી રાણી પોતાના તંબુમાં બેઠી હતી. બ્હાર સનીકો વીગેરે તાપણા સળગાવી ગપાટા હાંકી રહ્યા હતા. ચાંદની પુરી કળાથી ખીલી રહી હતી. આ વખતે રાજગોર ચંદ્ર રાણીના તંબુમાં આવ્યો. ચંદ્રને જોતાં રાણીએ પુછ્યું-"કેમ, ગોર મહારાજ! શું છે?"

ચંદ્ર-મહારાણીજી! અહિં નજદીકમાં એક મહાત્મા રહે છે તેમના દર્શનાર્થે હું ગયો હતો, તેમણે મને કહ્યું કે જો લાવી રાણી મારી પાસે આવે, તો તેની મનોચ્છા પુર્ણ કરાવી શકું છું.

લાવી-શું તેઓ મારી ઇચ્છા પુર્ણ કરાવી શકશે?

ચંદ્ર–જી–હા.

લાવી–તો ચાલો, દસ વીસ સૈનીકોને પણ સાથે લઇ લો.

ચંદ્ર–પરંતુ રાણીજી મહાત્માએ પ્રથમથીજ કહ્યું છે કે કોઈ પણ માણસને સાથે લાવવાની જરૂર નથી.

લાવી–ઠીક, તો ચાલો, હું એકલી આવવા તૈયાર છું.

આથી બંને જણા તંબુમાંથી બ્હાર નીકળ્યા અને જે માર્ગે કાફલો આવ્યો હતો તે માર્ગે આગળ વધ્યા. કેટલીકવાર સુધી આગળ ચાલ્યા પછી જ્યારે તેઓ કાફલાથી ઘણે દુર નીકળી ગયા ત્યારે લાવીએ પુછ્યું "મહારાજ ! હજુ કેટલું દુર છે ?"

ચંદ્ર–હવે પાસેજ છે, રાણીજી !

વળી થોડેક દુર ચાલ્યા પછી રાણી અટકી ગઈ અને બોલી "ગોર મહારાજ ! હવે તો મારાથી બીલકુલ ચલાતું નથી."

ચંદ્ર–( લાવી ઉપર એક કામાંધ નજર નાખતાં ) રાણીજી ! ઇચ્છા હોય તો, હું આપને ગોદમાં ઉંચકી લઉં.

લાવી (ગુસ્સાથી)–શું બકો છો, મહારાજ !

ચંદ્ર–એમાં શું વધો છો ? રાણીજી !

લાવી–ચુપ રહો ! એક પતિવ્રતા સ્ત્રી કદી પણ એ વસ્તુ પસંદ કરશે નહિ.

ચંદ્ર—પરંતુ......પરંતુ......

લાવી—બોલો શું કહેવા માંગો છો ?

ચંદ્ર—રાણી ! શું મારે ખુલ્લું કરવું પડશે ?

લાવી—હા, સારૂં સારૂં વાત કરો.

ચંદ્ર—રાણીજી ! સારૂં વાત તો એ છે કે આપના આ ચંદ્ર સમાન મુખનો હું દીવાનો બન્યો છું અને આપના રૂપ દીપક પર પતંગની પેઠે બળી રહ્યો છું.

લાવી—બસ, ચુપ રહો. તમને આવી વાતો કહેતાં શરમ નથી આવતી ? જેને અત્યાર સુધી તમે રાણી માતા કહેતા હતા, તેની ઉપર કુદ્રષ્ટી કરતાં તમને લજ્જા નથી આવતી ? !

ચંદ્ર—પ્રીયે ! મેં લાંબા સમય સુધી મારા દીલ પર કબજો રાખી મુકયો. હવે તો તે બીલકુલ કબજામાં રહેવું નથી. આવો, કૃપા કરી આ બળતા હૃદયને પ્રેમ અમૃત પીવડાવી શાંત કરો.

આમ કહેતાં ચંદ્ર બે હાથ પહોળા કરી આગળ વધ્યો. લાવી એક છલંગ મારી બાજુ હઠી ગઇ અને બોલી—

" નીચ પાપી, કુતરા ! શું, એટલા માટેજ તું મને અહિં લાવ્યો છે ? "

ચંદ્ર—હા પ્રીયે ! અહિંજ નહિ પણ ઠેઠ અલોરથી દેબલ સુધી લાવવાનું પણ એજ પ્રયોજન છે. માટે હવે ગુસ્સો ન કરો અને મારા બાહુ પાશમાં જકડાઈ મારા હૃદયાગ્નીને શાંત કરો.

લાવી—હરામખોર ! આવું કાવતરૂં કરતાં શરમ ન આવી ? દુર થા, મારી સામેથી.

ચંદ્ર—લાવી નકામી હઠ કરવાથી કંઈ વળવાનું નથી. માની જાઓ.

આમ કહેતાંજ ચંદ્રે લાવીને પકડી લીધી. લાવીએ " મદદ " અને " બચાવો બચાવો " ની બુમો પાડવા માંડી.

ચંદ્ર—મુર્ખી ! તારા બરાડા નાકામા છે. આ ઘોર જંગલમાં ઈશ્વર પણ તને મદદ નહિ કરે.

લાવી—ઇશ્વર જરૂર મદદ કરશે—"ઓ કોઈ બચાવો...મદદ મદદ"

આ પળેજ એક અવાજ સંભળાયો—' ખબરદાર '

કામાંધ ચંદ્રે લાવીને મુકી દીધી ને ભયભીત નજરે સામે જોયું તો દસ બાર ઈસ્લામી વીરો તલ્વાર ખેંચી સામે ઉભેલા જણાયા. આ જોતાંજ કામાંધ ચંદ્ર થરથરવા લાગ્યો.



## પ્રકરણ ૨૧ મું.

### દાહેરની રાણી અને ઈસ્લામી સિપેહસાલાર.

લાવી રાણી પર અત્યાચાર કરવા તૈયાર થએલો ચંદ્ર 'ખબરદાર' નો પડકાર સાંભળી ગભરાઈ ગયો અને પોતાની સામેજ ખુલી તલ્વારો સાથે ઉભેલા દસબાર ઇસ્લામી સિપાહોને જોઈ થરથરવા લાગ્યો.

આ નવ આગંતુક સિપાહોમાં એક તો ઇસ્લામી લશ્કરનો સિપેહસાલાર મુહંમદ કાસીમ અને બીજો અબ્દુર્રહેમાન બીન સલમ અકલબી, ખરીમ અને બીજા મુજાહેદો હતા. જ્યારથી મુહંમદ કાસીમે દેબલને ઘેરો નાંખ્યો હતો, ત્યારથી હંમેશા મુહંમદ કાસીમ રાતના વખતે પોતાના શુરવીર સાથીદારો સાથે દુર દુર સુધી ફરવા નીકળતો

અને કીલ્લાની આસપાસ ફરીને બારીક નીરક્ષણ કરતો. આજે પણ તે પોતાના જોડીદારો સાથે ફરતાં ફરતાં આ માર્ગથી પસાર થઈ રહ્યો હતો કે લાવી રાણીની ' મદદ મદદ 'ની બુમોથી તેનું ધ્યાન આ ઝાડી તરફ દોરાયું, અને તેઓ દુઃમાં સપડાયલી સુંદરીની મદદે દોડી આવ્યા. સૌથી આગળ મુહંમદ કાસીમ હતો. તે ક્રોધભરી નજરોથી ચંદ્ર સામે જોઈ ગર્જ્યો—"આશું મામલો છે ?"

કમનશીબે ચંદ્ર કે લાવી અરબી ભાષા જાણતા નહતા. જ્યારે મુહંમદ કાસીમ હીંદી ભાષા જાણતો નહતો. આ વખતે અબ્દુરહેમાન બીન સલમ અકલબી આગળ આવ્યો અને સરદારના સવાલનો તરજુમો કરી ચંદ્રને હીંદા ભાષામાં પુછ્યું કે—' આ શું મામલો છે અને આ સુંદરી કોણ છે ?"

આ વખતે લાવી અને મુહંમદ કાસીમની નજરો એક થઇ. જાણે વિદ્યુતનો આંચકો લાગ્યો હોય તેમ એક બીજાના હૃદયના કોમળ તારો ઝણઝણી ઉઠયા ! બીચ ઘટાને ચીરતાં ચંદ્રનાં મૃદુ કીરણો લાવીના સૌંદર્યને પ્રકાશીત કરી રહ્યા હતા. અને એ મૃદુ પ્રકાશમાં અપસરા સમાન દીપતી લાવી મીઠી મીઠી નજરોથી મુહંમદ કાસીમને ટીકી રહી હતી. નવ જુવાન અરબ સરદાર, જેની મુછનો હજુ દોરો પણ ફુટયો ન હતો અને તેમ છતાંય તેનું ઘાટીલું સુંદર ને મજબુત શરીર, તેની લાબી ભુજાઓ, સહેજ ઉંચું કદ, પ્હોળી છાતી, વિશાળ કપાળ, ગૌર વદન અને ગૌર વદન ઉપર તરવરી રહેલી વીર રેખાઓ અને એ મુખ ઉપર હમણાં છવાઇ ગએલો ક્રોધપુર્ણ ભાવ વીગેરે તેની શુરવીરતા અને મર્દાનગીની સાબીતી આપી રહ્યો હતો. બને એક બીજાનું દેહ લાલીત્ય નીરખવામાં, અને

હૃદયના એક ખુણે ઝણઝણી ઉઠેલા તારોનું સુમ પણ મધુરૂં સંગીત સાંભળવામાં એટલા લીન અને બેખબર થઈ ગયા હતા કે જ્યારે ચંદ્રે જવાબ આપ્યો કે 'હુઝુર ! હું રાજગોર છું' ત્યારે એને જાણે ચમકી ઉઠયા.

ફરી અબ્દુર્રહેમાને પુછ્યું-આ સુંદરી કોણ છે ?

ચંદ્ર—એ મહારાજા દાહેરાની રાણી, લાવી છે !

લાવીનું નામ સાંભળતાંજ અબ્દુર્રહેમાન અને ખુદ મુહંમદ કાસીમ પણ ચોંકી પડયો, અને આશ્ચર્યથી બોલી ઉઠયો......"લાવી રાણી......(અબ્દુર્રહેમાન તરફ ફરીને)...પુછો એને કે આવા ભયાનક સ્થળે એનું આગમન કેવી રીતે થયું ?"

અબ્દુર્રહેમાને લાવીને પુછ્યું-"રાણી આવી ભયાનક જગ્યાએ કેવી રીતે આવ્યા ? શું આપને ખબર ન હતી કે આ બાજુ લશ્કરની છાવણી પણ છે ?"

આ પછી અબ્દુર્રહેમાને દુભાષીયા તરીકે એક બીજાની વાતચીત અને પ્રશ્નોઉત્તર એક બીજાને સમજાવ્યા જે નીચે મુજબ હતા.

ચંદ્ર-હુઝુર ! અહીંઆં પાસેજ એક મંદીર છે, જ્યાં લાવી રાણી વિજય માટે પ્રાર્થના કરવા જવાનાં હતાં.

આ વખતે રાણી લાવી મુહંમદ કાસીમ તરફ જોઈ સ્મીત કરતાં બોલી-"સરદાર ! હું અહીં પાસેના મંદીરમાં વિજય માટે પ્રાર્થના કરવા જતી હતી એ વાત સાચી છે, પરંતુ આ નીચ પંડિત મારા પતિને છેતરી પ્રાર્થનાને બહાને મને અહિં લઈ આવ્યો અને મને પોતાની હવસનો શિકાર બનાવવા ચાહતો હતો.

આ જંગલમાં આવ્યા પછી તેણે કહ્યું કે અહિઆં નજીક કોઈ મહાત્મા રહે છે, તેઓ તમારા મનની ઈચ્છા પુર્ણ કરશે. આથી છેતરાઈને હું છાવણીમાંથી આ પાપી સાથે બ્હાર નીકળી આવી.

**મુહંમદ કાસીમ**–ખેર ! તો તમારા મનમાં એવી કઈ પ્રબળ ઈચ્છાએ ઘર કર્યું હતું કે તમે એની વાતમાં ફસાઈ ગયા ?

**લાવી**—મારી ઈચ્છા......?

મુહંમદ કાસીમ–ગભરાવ નહિ, કહો.

**લાવી**—(શરમાઈને નીચી નજર કરતાં) મારી ઈચ્છા આપને જોવાની હતી.

મુહંમદ કાસીમ ચમકી પડયો. સાથેજ ચંદ્ર અને મુસલમાન સરદારો પણ ચમકી ગયા.

મુહંમદ કાસીમે પોતાની તીવ્ર દ્રષ્ટી લાવીના પુષ્પસમ મુખ પર જમાવતાં પુછયું "મને શા માટે જોવા ચાહતા હતા ?"

**લાવી**—મેં સાંભળ્યું હતું કે ઈસ્લામી લશ્કરનો સરદાર એક નવજુવાન છે જે નાની વય છતાં અત્યંત શુરવીર ને બળવાન છે.

**મુહંમદ કાસીમ**—ઠીક, હવે તમે શું ચાહો છો ?

**લાવી**—સરદાર ! હું આપનો આભાર માનું છું કે આપે મને આ ઝાલીમના હાથથી છોડાવી નહિ તો તે જરૂર આજે મારા નિષ્કલંક ચારિત્ર્ય પર ડાઘ લગાડત. હવે હું મારી છાવણીમાં જવા ઈચ્છું છું.

**મુહંમદ કાસીમ**—ઠીક. આ બદમાશને માટે તમારો શો વિચાર છે ?

**લાવી**—આપની ઇચ્છામાં આવે તેવી સજા તેને કરી શકો છો.

મુહંમદ કાસીમે પંડીતને કેદ કરવાનો હુકમ કર્યો, એ પછી લાવીને પુછ્યું—આપ આપની છાવણી સુધી જઈ સકશો કે સાથે કોઇને મોકલું ?

**લાવી**—શું, આપ મને પ્હોંચાડવા નથી આવી શકતા ?

**મુહંમદ કાસીમ**—જો આપની ઈચ્છા હો, તો જરૂર આવી શકું છું, ચાલો.

આ પછી મુહંમદ કાસીમ, અબ્દુર્રહેમાન અને ખુજેમા લાવી સાથે ચાલ્યા. મુહંમદ કાસીસના દીલમાં વિચાર આવ્યો કે લાવી જરૂર તેને કંઈ કહેવા ચાહે છે, પરંતુ ભાષાની અજ્ઞાનતાને કારણે લાચાર છે.

થોડેક દુર ચાલ્યા પછી લાવીએ કહ્યું—સરદાર ! એક મુસલમાન બાળા જે સિંહલદ્વીપથી કાફલા સાથે આવી હતી તેને રાજાના સિપાહીઓ પકડીને અલોર લાવ્યા છે અને તે મારી પાસે રહે છે.

હમણાં સુધી ઈસ્લામીઓને એ ખબર ન હતી કે મુસલમાન કેદીઓને કયા કીલ્લામાં રાખવામાં આવ્યા છે, આથી મુહંમદ કાસીમે પુછ્યું:—" બીજા કેદીઓ કયાં છે ?

**લાવી**—દેબલના કીલ્લામાં.

**મુહમદ કાસીમ**—તમારી પાસે જે બાળા છે તનું નામ શું છે ?

**લાવી**—તાહેરા.

**મુહંમદ કાસીમ**—તો તાહેરાને અલોરમાં રાખવાનું શું કારણ ?

**લાવી**—મારા સ્વામીની ઈચ્છાથી તેને ત્યાં રાખવામાં આવી છે.

**મુહંમદ કાસીમ**—તો શું આપ મહેરબાની કરી તેને અમારી પાસે નહિ મોકલી આપો ?

**લાવી**—એ મારી સત્તામાં નથી.

**મુહંમદ કાસીમ**—ખેર, તો તેને અમારા તથા બધા મુસલમાનોના સલામ કહેશો અને જણાવશો કે અમે તેમને છોડાવવા માટે આવી પહોંચ્યા છીએ.

**લાવી**—મને આશ્ચર્ય થાય છે કે આપના ખલીફાએ અને ગવર્નરે આપના જેવા નવયુવાનને આવી મોટી ચઢાઈ માટે જનરલ તરીકે પસંદ કર્યા ?

**મુહંમદ કાસીમ**—રાણી ! દરેક મુસલમાન બાળક જન્મથીજ લડવઈયો હોય છે, પછી તે સરદાર બને તો પણ લડી શકે છે અને સીપાહી બને તો પણ લડી શકે છે ! !

આ વખતે બધા રાણીની છાવણી આગળ આવી પ્હોંચ્યા. મુહંમદ કાસીમે કહ્યું—"જાઓ, રાણી ! અને પ્રયત્ન કરો કે તાહેરાને કંઈ તકલીફ ન થાય. બધા મુસલમાનો આપના ઉપકારવશ રહેશે."

**લાવી**—સરદાર ખાત્રી રાખો કે હું તેને કંઈ તકલીફ થવા નહિ દઉં, કારણ કે હું તેને બ્હેન ગણું છું, અને આજે આપે મારા ઉપર કરેલા ઉપકારને હું હંમેશાં યાદ રાખીશ.

આ પછી લાવી તંબુમાં ચાલી ગઈ અને મુહંમદ કાસીમ પોતાના સાથીદારો સાથે છાવણી તરફ પાછો ફર્યો.



## પ્રકરણુ ૨૨ મું.

### હુમલો

મુહંમદ કાસીમે દેબલના કીલ્લા સામે પડાવ નાખ્યા પછી ઈસ્લામી મુજાહેદોને હુકમ કર્યો હતો કે લશ્કરની આસપાસ એક ઉંડી ખાઈ ખોદવી. પડાવ નાંખ્યા પછી બીજે દિને સવારેજ ખાઈ ખોદવાનું કામ શરૂ થયું અને આ વીર ઈસ્લામી મુજાહેદોએ ૧૨ ગજ પહોળી અને ૬ ગજ ઉંડી એવી ખાઈ આખા ઈસ્લામી લશ્કરની આસપાસ તઈયાર કરી દીધી. વળી ખાઈ ખોદતાં જે માટી નીકળી તે ખાઈના કીનારા ઉપર સરખી રીતે મુકી એક મજબુત પુસ્તા જેવું બનાવી દેવામાં આવ્યું. આવી રીતે આ નાનકડું ઈસ્લામી લશ્કર ખાઈના કીલ્લામાં સુરક્ષીત થઈ ગયું.

જે રાત્રે મુહંમદ કાસીમે લાવી રાણીને ચંદ્ર પંડીતના અત્યાચારમાંથી બચાવી, તેને બીજે દીનેજ સવારની નમાઝ પછી મુહંમદ કાસીમે લશ્કરને તૈયાર થવાનો હુકમ આપ્યો. જોત જોતામાં આખું લશ્કર સુસજ્જીત થઈ ગયું. એ પછી ઈસ્લામી લશ્કર ખાઈના કીલ્લામાંથી બ્હાર નીકળી દેબલ સામે વ્યવસ્થીત રીતે ગોઠવાયું.

જ્યારે કીલ્લાના બુરજો ઉપરના રક્ષકોએ ઈસ્લામી લશ્કરને ખાઈના કીલ્લામાંથી બ્હાર આવતાં જોયું કે તેમણે ચેતવણીના રણશીંગડાં ફુંકવા માંડયાં, નગારૂં વાગવા લાગ્યું, અને જોતજોતામાં શહેરમાં ખબર ફેલાઈ ગઈ કે ઈસ્લામીઓ આજે હુમલો કરે છે. આથી સશસ્ત્ર સીંધી સૈનીકો કીલ્લાની છત ઉપર ફેલાઈ ગયા અને હુમલાની વાટ જોવા લાગ્યા.

મુહંમદ કાસીમે પત્થર ફેંકવાના નાના ને હલ્કા ગોફણ યંત્રો હતા તેમને આગળ ખેંચી મંગાવ્યા અને લશ્કરને મોખરે રાખી દીધા.

દેબલનું મોટું મંદીર કીલ્લાની બ્હારથી ઈસ્લામીઓ સાફ રીતે જોઈ શકતા હતા. જ્યારે આ બાજુ ઇસ્લામીઓ ગોફણ યંત્રો ખેંચવામાં રોકાયલા હતા ત્યારે બીજા હાથ પર કીલ્લામાં કેટલાક માણસો પેલા મોટા ઉંચા મંદીર પર ચઢતા દેખાયા. ઉપર ચઢીને તેમણે એક મોટો ઝંડો મંદીરના શીખરે લગાવી દીધો. આ મોટો ઝંડો પીતળની એક મજબુત દાંડી હતી જેના ઉપલા છેડા ઉપર ધજા લગાડેલી હતી. આ ધજાનો એક છેડો છેક જમીન સુધી પુગતો હતો. જ્યારે પીતળની દાંડી તેની જગ્યાએ મજબુત રીતે બેસાડી દેવામાં આવી કે મંદીરની એ રાક્ષસી ધજામાં પવન ભરાવો શરૂ થયો અને જેમ વહાણના સઢમાં પવન ભરાતાં વહાણ ગતીમાન થઈ જાય છે તેમ આ રાક્ષસી ધજામાં પવન ભરાતાં તે ધજા ગતીમાન થઈ, અને જમીન સુધી લટકતો તેનો છેડો ધીમે ધીમે ઉંચો થઈ હવામાં અદ્ધર ફરફરવા લાગ્યો, એટલુંજ નહિ, પરંતુ હવાની ગતી સાથે તે રાક્ષસી ધજા પેલી પીત્તળની દાંડી ઉપર ચક્કર લેવા લાગી. પછીતો હવાની ગતી સાથે તે ધજા એવી રીતે ફરકતી અને ચક્કર લેતી દેખાઇ કે જાણે તે આખા શહેર ઉપર ફરી રહી છે. આ રાક્ષસી ધજા માટે દીબલવાસીઓનું એમ માનવું હતું જ્યાં સુધી આ ધજા મંદીરના શીખરેથી ફરફરતાં આખા કીલ્લા ઉપર ફરફરાટ કરશે ત્યાં સુધી ગમે તેવો બળવાન શતરૂ પણ દીબલ પર વિજય પામી શકશે નહિ.

ઈસ્લામી લશ્કર આ રાક્ષસી ધજા અને તેની હવામાંની ગતી અને આટલે દુર સુધી સંભળાતા તેના ફરફરાટથી આશ્ચર્યચકિત થઈ

ગયું હતું. કીલ્લામાંના સૈન્યે જ્યારે ધજાને પુર્ણ ગતીએ શહેર ઉપર ઉડતાં જોઈ કે તેમણે કાનના પડદા ફાડી નાખે તેવા અવાજથી "મહારાજા દાહેરનો જય"નો પોકાર કર્યો.

આ વખતે મુહંમદ કાસીમે પણ અલ્લાહો અકબરના ત્રણ નારા બુલંદ કર્યા અને ત્રીજા નારા સાથે ૭ હજાર ઈસ્લામી વીરોએ યુદ્ધ ઘોષણા તરીકે એ ગર્જના ઉઠાવી લીધી. વાતાવરણ ગુંજી ઉઠયું અને કુફ્રના અંધકારમાં ફેલાયલી હીંદની ભુમી ઉપર તવહીદની ગુંજ થઈ રહી. ગર્જનાનો પોકાર અને પડઘો ખલાસ થતાંજ મુહંમદ કાસીમે ગોફણ યંત્રને પત્થર ફેંકવાનો હુકમ કર્યો. તરતજ ગોફણમાંથી પત્થર છુટવા લાગ્યા.

દેબલનો કીલ્લો જમીનથી એટલો ઉંચો હતો કે ગોફણ યંત્રોમાંથી વછુટતા પત્થર કીલ્લાની અંદર પ્હોંચાવાને બદલે દીવાલ સાથે અથડાઈને બહાર પડતા. માત્ર કોક કોક પત્થર અંદર સુધી પ્હોંચી જતું, અને જે માણસના માથા પર તે પડતું તેનું માથું ફાટી જતું અને તે તરતજ તરફડીને મરી જતો.

હીંદુઓ પણ ચુપ ન હતા. તેઓ પણ મુસલમાનો ઉપર તીરનો વરસાદ વરસાવ્યે જતા હતા, પરંતુ ઈસ્લામી લશ્કર એટલે અંતરે ઉભું હતું કે તીર ભાગ્યેજ ત્યાં સુધી પ્હોંચતું. આથી. કીલાના સૈનીકો ખીજવાતા અને ગાળો બોલતા.

બપોર સુધી કીલ્લા ઉપરથી તીર અને ઈસ્લામી લશ્કર તરફથી પત્થરનો મારો એ પ્રમાણે યુદ્ધ થતું રહ્યું, બપોરે ઝોહરની નમાઝ પછી ઈસ્લામી લશ્કર કીલ્લાની દીવાલ પાસે જઈ ઉભું. સૌથી આગળ

લશ્કરનો નવજવાન સરદાર મુહંમદ કાસીમ હતો. તેણે પીઠ ઉપરથી પોતાની કમાન ઉતારતાંજ એકી સાથે આખા લશ્કરે પણ કમાનો તૈયાર કરી અને કીલ્લાની છત ઉપરનું સૈન્ય સમજી શકે કે ઈસ્લામીઓ શું કરવા માગે છે તે પુર્વે એકી સાથે હજારો બાણાવળીઓની કમાનોમાંથી તીર વછુટવા લાગ્યા અને કીલ્લા ઉપરથી નીચે તાકી રહેલા સેંકડો લોકોને તડફડતા કરી દીધા. તેમના તીર પણ એવી રીતે નીકળતા હતા કે જાણે એકજ કમાનમાંથી અને એકજ હાથમાં છુટતા હોય તેમ સરખી રીતે અને એકજ પળે દુશ્મનો ઉપર જઈ પડતા. આથી કીલ્લાના સૈનીકોનું ધાણ નીકળી ગયું.

હિંદુ સૈન્યે પણ પુષ્કળ તીર વરસાવ્યા. આવી રીતે સંખ્યા કાળ સુધી એક બીજા ઉપર તીર વરસાવવાનું યુદ્ધ ચાલતું રહ્યું જ્યારે સુર્ય પશ્ચિમ તરફ ઢળી ગયો ત્યારે મુસલમાનોએ પાછું હઠવું શરૂ કર્યું.

છાવણી નજીક પ્હોંચતાંજ તેમણે વુઝુ કરી નમાઝની તૈયારી કરવા માંડી. મુહંમદ કાસીમ પણ વુઝુ કરી નમાઝીઓની સફમાં જવાની તૈયારી કરતો હતો કે દુરથી કોઈના પોકારવાનો અવાજ સંભળાયો, આથી મુહંમદ કાસીમ અને તેના સાથીઓએ અવાજની દીશા તરફ જોયું કે કોઈ ઘોડેસ્વાર જેવો આકાર જંગલની દીશા તરફથી આવી રહ્યો છે. નમાઝ માટે બહુ થોડોજ સમય બાકી હતો પરંતુ જંગલ તરફથી આવનાર આકાર, મિત્ર હતો કે શત્રુ તે જોવા માટે મુહંમદ કાસીમ તેની રાહ જોવા લાગ્યો.

## પ્રકરણ ૨૩ મું.

## પંડીત અળી, મુહંમદ કાસીમની હુઝુરમાં.

સુર્ય પોતાના વિશ્રામસ્થાનની લગોલગ જઈ પ્હોંચેલો હોવાથી તે પોતાના પ્રકાશીત કીરણોને અવની ઉપરથી સમેટી રહ્યો હતો, અને જેમ જેમ કીરણો ફીકાં થઈ વાતાવરણમાં વીલીન થતા જતા હતા તેમ તેમ વિજયી અંધકાર દેવી, સૃષ્ટી ઉપર પોતાનો પ્રભાવ જમાવ્યે જતી હતી. હજુ એટલુ અંધારૂં ફેલાઈ નહોતું ગયું કે પાસે ઉભેલા માણુસનું પણ મુખ ન જોઈ શકાય. તેમ એટલો પ્રકાશ પણ નહોતો કે ૨૫ થી ૫૦ કદમ દુરથી આવી રહેલા શખસને ઓળખી શકાય અને તેથી મુહંમદ કાસીમ અને તેના સાથીઓ આવનારને જોઈ રહ્યા હતા પરંતુ ઓળખી શકતા નહતા.

આ વખતે અચાનક મોઅઝઝને "અલ્લાહો અકબર. અલ્લાહો અકબર" કહી મગરીબની નમાઝ માટે અઝાન પુકારી. અઝાન સાંભળતાંજ મુહંમદ કાસીમ અને તેના સાથીઓ બેચેન થઈ ગયા. કારણકે તેઓ જાણુતા હતા કે "જ્યારે અઝાન સાંભળવામાં આવે ત્યારે દરેક મુસલમાને પોતાનું કામ છોડી દઈ પોતાના પેદા કરનાર ખુદાની બંદગીમાં લાગી જવું જોઇએ." પરંતુ આવા યુદ્ધના મેદાનમાં કસમયે આવનાર મિત્ર છે કે શતરૂ એટલું જાણ્યા સિવાય ચાલ્યા જવું ગેરડહાપણુ ભરેલું હતું.

થોડીકવારમાં પેલો ઘોડેસ્વાર નજીક આવી ગયો, એટલે મુસલમાનોએ જોયું કે નવઆગંતુક એક હિંદુ હતો. નજદીક આવતાંજ તે હિંદુ સ્વાર ઘોડા ઉપરથી ઉતરી પડયો અને જમીન સુધી ઝુકીને

મુહંમદ કાસીમને સલામ કરી. મુહંમદ કાસીમે તેને તરત અટકાવ્યો અને કહ્યું:—" હિંદી બિરાદર! આવી રીતે ઝુકવું કે જે એક જાતનો સીજદો (નમન) થઈ જાય છે તે બહુ મોટો ગુન્હો છે!"

હિંદી —હુઝુર અમારા દેશમાં નમનનો જે પ્રકાર છે, તે પ્રમાણેજ મેં નમન કર્યું છે.

મુહંમદ કાસીમ—એવી જાતના નમનને મુસલમાનો સખત નાપસંદ કરે છે, માટે ખબરદાર કદી પણ એવું નમન ન કરવું.

આ ધમકીથી તે હિંદી કંઈક ગભરાયેલો દેખાયો અને વિનીત-ભાવે કરગરી ઉઠયો-" હુઝુર! આયંદા એવી ભુલ નહિ કરૂં."

મુહંમદ કાસીમ—ઠીક, તમે શા માટે આવ્યા છો?

હીંદી—મારે કંઈ અરજ કરવી છે.

મુહંમદ કાસીમ—અત્યારે અમારી નમાઝ (પ્રાર્થના) નો સમય થઈ ગયો છે, માટે અમે પ્રાર્થના કરી લઈએ ત્યાં સુધી થોભી જાવ.

હીંદી—પરંતુ હું આ લશ્કરના સરદાર સાથે વાત કરવા માંગું છું.

એક મુસલમાને મુહંમદ કાસીમ તરફ ઈશારો કરતાં કહ્યું—" એ હીંદી! તારી સાથે વાત કરે છે એજ અમારા લશ્કરના સરદાર છે."

આ સાંભળી તે અજાણ્યો હિંદુ દીગમુઢ થઈ ગયો અને તે કંઇ બોલવા જતો હતો કે મુહંમદ કાસીમે તેને અટકાવીને કહ્યું—"હિંદી બીરાદર! અત્યારે વાતો કરવાનો વખ્ત નથી. પ્રાર્થનાનો સમય જાય છે. માટે અમે નમાઝ પઢી લઈએ ત્યાં સુધી તમો થોભી જાવ."

હીંદુ—હુઝુર! હું બહુ જરૂરી વાત કરવા આવ્યો છું પણ પ્રથમ આપ પ્રાર્થના કરી લો. *

મુહંમદ કાસીમ અને તેના સાથીઓ નમાઝ પઢવા માટે ચાલ્યા ગયા. હિંદુ ત્યાં ઉભો રહી તેમની પ્રાર્થના જોવા લાગ્યો. એ વખતે એવો રીવાજ હતો કે લશ્કરનો જે સરદાર હોય તેજ ઈમામ તરીકે નમાઝ પઢાવે. આથી મુહંમદ કાસીમ સૌથી આગળ જઈ ઉભો અને નમાઝ શરૂ થઈ. આખા લશ્કરના સિપાહો પણ નમાઝમાં શામીલ હતા તેથી ઘણી સફો બંધાઇ હતી. હજારો માણસોનું એકચીત્ત થઈ ઉભા રહેવું, રૂકુમાં જવું સીજદામાં જવું, વળી ઉભા થવું. આ એવું દ્રષ્ય હતું કે હિંદની કુફ્રના અંધકારમાં ગર્ક થએલી ભુમીએ કદી પણ જોયું નહતું.

પેલો હિંદુ પણ મુસલમાનોની આ અદભુત પ્રાર્થના જોઈ દીગમુઢ થઈ ગયો હતો, થોડી વારમાંજ નમાઝ પુર્ણ થઈ, ત્યારે મુહં-મદ કાસીમ તે હિંદુને લઈને પોતાના તંબુમાં આવ્યો.

હિંદુસ્તાનમાં રાજાઓ, સરદારો, અને અમીરો બહુ ભારે ઠાઠથી રહેતા હતા, તેથી તે હિંદુની ધારણા હતી કે ઈસ્લામી લશ્કરના સર-દારનો ઠાઠ જોવા જેવો હશે, પરંતુ જ્યારે તે મુહંમદ કાસીમના તંબુમાં દાખલ થયો. ત્યારે તેણે જોયું કે જમીન પર મખમલના ગલીચાઓને બદલે પુરાણા કામળા પાથર્યા છે. અને સરદારને પોતાને માટે પણ

* (અત્રે વાંચકોએ એ વાત યાદ રાખવાની જરૂર છે કે મુસલમાનો અને હિંદીઓ વચ્ચે જ્યારે પણ વાતચીતનો મોકો આવતો ત્યારે દુભાષીયા મારફતે વાતચીત થતી.)

ન ગાદી છે કે ન તકીયો. એટલુંજ નહિ પણ પ્રકાશ માટે દીપીકાઓ પણ નહતી બલ્કે તંબુની બહાર સળગાવવામાં આવેલી અંગેઠીઓનો પ્રકાશ.જ તંબુમાંના અંધકારને દુર કરી રહ્યો હતો. હજારો માઇલ દુરથી હિંદ જેવા મહાન મુલ્ક ઉપર ચઢાઇ લઈ આવેલા લશ્કરના સરદારની આ સાદાઈ જોઈ તે હિંદુ અવાચક બની ગયો. આ વખતે મુહંમદ કાસીમે પાથરેલા કામળા ઉપર બેસી ગયો અને તે હિંદુને બેસવાનો ઇશારો કર્યો.

હિંદુએ બેસતાંજ કહ્યું—સરદાર ! મેં તો સાંભળ્યું હતું કે મુસલમાનો બહુ માલદાર હોય છે, પરંતુ હું તો અહિંઆં તેનાથી ઉલ્ટુંજ જોઇ રહ્યો છું.

મુહંમદ કાસીમ—અમારા પેગંબર સલ૦ જેમના માટે આ સૃષ્ટી ઉત્પન્ન કરવામાં આવી હતી તેઓએ પોતાનું આખું જીવન સાદાઈમાં વિતાવી દીધું, કદી રેશમી વસ્ત્રો ન પહેર્યાં. કદી સોના ચાંદીના ઘરેણાંનો ઉપયોગ ન કર્યો, કદી પેટ ભરીને ન ખાધું, કદી નરમ બીછાનાઓ ઉપર ન સુતા, જો કે તેમના એક ઇશારા પર કીસરાનો તાજ આપના ચરણોમાં આવી શકતો હતો, આપના એક ઈશારે અરબ અને અજમના બહાદુરો પોતાના માથા મુકી દેવા તૈયાર હતા, છતાં અમારા મહાન પેગંબર સલ૦ એ કદી સારૂ ખાવાની પીવાની કે ઠાઠમાઠથી રહેવાની ઈચ્છા કરી નથી, તો અમે મુસલમાનો, એમના નમ્ર સેવકો, એમને પગલે ચાલનારાઓ, કેવી રીતે ઠાઠથી રહી શકીએ ?

હિંદુ—બેશક દરેક ધર્મવાળાએ પોતાના બુઝુર્ગોનું અનુકરણ કરવું જોઇએ.

**મુહંમદ કાસીમ**—ઠીક, આપ કોણ છો?

**હિંદુ**—હુઝુર! હું દેબલનો રહેવાશી છું. મારૂં નામ પંડીત અબી છે, અને હું પેલા મંદીરનો વડો પુજારી છું, જે શહેરમાં સૌથી મોટું ને સૌથી ઉંચું મંદીર છે.

**મુહંમદ કાસીમ**—તમે શા માટે આવ્યા છો?

**અબી**—એટલા માટે કે હું મારા માટે તથા મારા કુટુંબ માટે અમાન માંગી લઉં.

**મુહંમદ કાસીમ**—શા માટે તમને અમાન માગવાનો વિચાર આવ્યો?

**અબી**—એટલા માટે કે અમારા જ્યોતીષ શાસ્ત્રોમાં લખ્યું છે કે સિંધ ઉપર મુસલમાનોનો કબજો થશે.

**મુહંમદ કાસીમ**—શું, તમારો રાજા આ વાત નથી જાણતો?

**અબી**—સારી રીતે જાણે છે, પરંતુ જ્યારે વિનાશ કાળ આવે છે, ત્યારે વિપરીત બુદ્ધિજ સુઝે છે.

**મુહંમદ કાસીમ**—ઠીક, પંડીત અબી! હું તમને, તમારા કુટુંબને અને તમે જેના માટે ઈશારો કરો તે બધાને અમાન (રક્ષણ) આપું છું.

અબી બહુ ખુશ થયો અને બોલ્યો—"મેં સાંભળ્યું હતું કે મુસલમાનો બહુ નેક હોય છે, અને એનો મેં આજે અનુભવ કરી લીધો. હું આપનો આભાર માનું છું.

**મુહંમદ કાસીમ**—ઠીક, બીજું કંઈ કહેવું છે?

**અબી**—આપનો આ એહસાન જોઈ મારૂં દીલ ચાહે છે કે, હું આપને એ વાત દેખાડી દઉં કે જેથી આપ દેબલના કીલાને જીતી શકો.

**મુહંમદ કાસીમ**—તો તો આપની મોટી મહેરબાની થશે અને આપને પુષ્કળ ઈનામ આપીશું.

**અબી**—સરદાર ! એની કંઇ જરૂર નથી, આપે મને તથા મારા કુટુંબને 'અમાન' આપી છે એટલુંજ બસ છે. હવે, જરા ધ્યાનથી સાંભળો. કીલ્લાની બહાર ઉભા રહેતાં કીલ્લાની અંદર જે મોટું ને ઉંચું મંદીર છે, તેની ઉપર દઈવી ધજા ફરફરતી રહે છે. એ સંબંધમાં દેબલવાસીઓનું એમ માનવું છે કે જ્યાં સુધી એ ધજા સહી સલામત રીતે ફરફરશે ત્યાં સુધી દેબલ કદી ફતેહ થશે નહિ. એ ધજાને જો આપ કોઈ રીતે તોડી પાડો તો દેબલવાસીઓ પોતાની હાર માની લેશે અને કિલ્લો સોંપી દેશે.

**મુહંમદ કાસીમ**—ઈન્શાઅલ્લાહ, એ ઝંડાને હું કાલેજ ઉડાવી દઈશ.

**અબી**—તો વિજય તમારોજ છે ?

**મુહંમદ કાસીમ**—ઠીક પંડીતજી ! તમો જાણો છો કે અમે શા માટે અહિં આવ્યા છીએ ?

**અબી**—જી, હા ! દાહેરે થોડાક મુસલમાન મુસાફરોને કેદ કર્યા છે તેમને છોડાવવા માટે.

**મુહંમદ કાસીમ**—બરાબર છે. અમે સાંભળ્યું છે કે એ મુસલ-માન કેદીઓ આ કીલામાં છે ? શું, તમે બતાવી શકશો કે કેદીઓને ક્યાં રાખવામાં આવ્યા છે ?

**અબી**—જી, હા ! કીલ્લામાં મોટા મંદીરની પાસે જે ગોળ ઘુંમટ વાળું મંદીર દેખાય છે તેની નીચે ભોંયરામાં છે અને તેમની દેખરેખ પણ હુંજ રાખું છું અને તેમનાજ કહેવાથી મને આપ સુધી આવી અમાન માગવાની હિંમત થઇ છે.

મુહંમદ કાસીમે ખુશ થઈ પુછયું—"શું તેઓ બધા સારી રીતે છે ?"

**અબી**—જી, હા. બધા મઝામાં છે.

**મુહંમદ કાસીમ**—ઠીક, તો પંડીતજી ! તેમને અમારા બધાના સલામ જણાવશો અને કહેશો કે અમારા ખુનના છેલ્લા ટીપાં સુધી અમે લડીશું અને તેમને દાહેરની કેદમાંથી છોડાવીશું.

આ પછી પંડીત અબી, મુહંમદ કાસીમની રજા લઈ વિદાય થયો.



## પ્રકરણ ૨૪ મું.

### ખુનખાર જંગ.

પંડીત અબીના ગયા પછી મુહંમદ કાસીમે થોડીવાર આરામ કર્યો. એ પછી ઈશાની નમાઝ અદા કર્યા પછી એક ગુલામને મોકલી "જઉબા" ને બોલાવ્યો. વાંચકોને યાદ હશે કે ખલીફા વલીદે ઈસ્લામી લશ્કરની સાથે "અરૂસક" નામનું મોટું ગોફણયંત્ર પણ મોકલ્યું હતું. જઉબા એક પુરજોશ મુજાહેદ હતો અને હંમેશાં આ "અરૂસક"ને ચાલાવવાનું કામ કરતો હતો.

થોડીવારમાંજ જઉબા આવી પહોંચ્યો અને મુહંમદ કાસીમને

સલામ કરી સામે બેસી ગયો.

મુહંમદ કાસીમે પુછ્યું—ભાઈ જઉબા! દેબલના મોટા મંદીર ઉપર જે ઉંચો ઝંડો ફરફરે છે એ જોયો છે?

**જઉબા**—જી, હા. જોયો છે. આપ એજ ઝંડાની વાત કરો છો ને જેની ઉપર લાંબી ધજા હવામાં ચક્કર ખાય છે?

**મુહંમદ કાસીમ**—હા, હું એજ ઝંડાડી વાત કરૂં છું. શું તમે તેને તોડી શકો છો?

**જઉબા**—જી, હા, સરદાર! હું તેને તોડી શકું છું પણ એ ઝંડાને તોડવાથી શું થશે?

**મુહંમદ કાસીમ**—આ હિંદુઓ બહુ વહેમી હોય છે. તેમનું એવું ધારવુ છે કે જયાં સુધી એ ઝંડો કાયમ છે, ત્યાં સુધી કીલ્લા ઉપર કોઈ વિજય પામી શકશે નહિ. આથી તેમની હીંમત પસ્ત કરવા માટે આ ઝંડો તોડવાની જરૂર છે.

**જઉબા**—આપ નચિંત રહો, સરદાર! ઈન્શાઅલ્લાહ, કાલે હું તેના ફુરચા ઉડાવી દઈશ. પણ આપ જાણો છો કે એ ગોફણયંત્રને ખેંચવા માટે પાંચસો માણુસોની જરૂર પડે છે.

**મુહંમદ કાસીમ**—મને સારી રીતે ખબર છે. તમને કાલે એક હજાર સ્વાર આપવામાં આવશે. જેમાંથી પાંચસો તે યંત્રને ધકેલશે અને પાંચસો માણુસો તેની સાંકળો ખેંચશે."

**જઉબા**—ઠીક, તો હવે મને રજા છે?

**મુહંમદ કાસીમ**—હા, જાવ.

એ પછી મુહંમદ કાસીમ ખાઈને સુઈ ગયો. સવારમાં નમાઝ

પુર્ણ થતાંજ આખું લશ્કર સુસજ્જીત થઈ ખાઈના કીલ્લામાંથી બહાર નીકળ્યું.

આજે મુહંમદ કાસીમે હુકમ આપ્યો હતો કે દરેક મુજાહીદ સંપુર્ણ રીતે સુસજ્જીત થઈને નીકળે. તેથી વધારાના સામાનમાં ખાસ કરીને નીસરણીઓ, કીલ્લો તોડવાના ઓજારો, દોરડા વીગેરે વસ્તુઓ સૈનીકોએ પોતાની સાથે લીધી હતી.

લશ્કર તૈયાર થઇ બહાર નીકળતાંજ મુહંમદ કાસીમે તેના પાંચ ભાગ કરી દીધા. તેમાંથી એક હજારની એક ટુકડી "અરૂસક" નામના ગોફણ યંત્રને ધકેલવા અને ખેંચવા માટે જુદી કાઢી. ત્યાર પછી એક ટુકડી ખરીમને, બીજી ટુકડી ઉજલ બીન અબ્દુલમલક બસરી, ત્રીજી ટુકડી મુજાશા બીન નોબા, અને ૪થી ટુકડી પોતાની સરદારી હેઠળ મુકી. આ ટુકડીઓમાંથી મુજાશાને કીલ્લાની દક્ષીણ તરફ, ખુરૈમા ઉત્તર તરફ, અને ઉજલને પશ્ચિમ તરફ મુકર્રર કર્યાં, અને પોતે પોતાની ટુકડી સાથે પુર્વ તરફના ભાગમાં રહ્યો. આવી રીતે વિભાગ પડયા પછી દરેક ટુકડીના આગેવાનને હુકમ આપી દીધો, કે કીલ્લામાં સૌથી ઉંચા મંદીર ઉપર ફરફરતી ધજા તુટી જાય ત્યારે તરત તમારે હુમલો કરી દેવો.

આ પછી ચારે ટુકડીઓ કીલ્લાની જુદી જુદી દિશાઓ તરફ રવાના થઈ ગઈ.

હિંદુઓએ જ્યારે ઈસ્લામી લશ્કરને કીલ્લા તરફ વધતું જોયું ત્યારે તેઓ જોર-જોરથી બુમો પાડવા લાગ્યા અને તીરોનો એક ધારો મારો શરૂ કરી દીધો. પણ ઈસ્લામી લશ્કર કીલ્લાથી એટલા અંતર

ઉપર હતું કે તીર તેમને નુકશાન કરવાને બદલે દુર પડી જતા. જ્યારે ઈસ્લામી લશ્કરને ચોતરફ ફેલાયલું જોયું, ત્યારે હિંદુ લશ્કર પણ કીલ્લાની દીવાલ ઉપર ચોતરફ ફેલાઈ ગયું.

હિંદુઓ તરફથી તીર અને પત્થરનો મારો શરૂ થઈ ગયો હતો પરંતુ ઈસ્લામી લશ્કર ચુપ હતું. આથી હિંદુઓ અજાયબીમાં પડી ગયા હતા, કે લશ્કર હુમલો કરવાને બદલે શાંત કેમ ઉભું છે. ? !

જ્યારે બીજા હાથ ઉપર ઈસ્લામી લશ્કરમાં નિરવ શાંતી ફેલાઈ રહી હતી, ત્યારે ઈસ્લામી મુજાહેદોની આંખો દેબલની તે રાક્ષસી ધજા ઉપર ચોંટી રહી હતી જે હવામાં ચક્કર ખાતી અને ફરફરાટ બોલાવતી કીલ્લા ઉપર ઉડી રહી હતી. જ્યારે સુર્ય કંઈક ઉંચો આવ્યો અને તેના કીરણોમાં પણ ગરમીની અસર વધવા લાગી ત્યારે ઈસ્લામી લશ્કરનું રાક્ષસી ગોફણયંત્ર ગતીમાં આવ્યું. પાંચસો મુજાહેદો તેને આગળથી ખેંચવા લાગ્યા અને પાંચસો મુજાહેદો પાછળથી ધકેલવા લાગ્યા.

આ રાક્ષસી ગોફણયંત્ર શું હતું જાણે એક નાનકડો કીલ્લો હતો. મોટા લાકડાના પાટડા (બીમ) થી તેની ગોઠવણ કરવામાં આવી હતી. આગળનો ભાગ (કીલ્લા તરફનો) લોખંડની મજબુત જાળથી ગુંથાયલો હતો. તેની ઉંચાઈ સો ગજ કરતાં વધુ હતી. લંબાઈ પહોળાઈ જાણે એક નાનકડું મજબુત ઘર. તેમાં એવી વ્યવસ્થા કરવામાં આવી હતી કે અંદર બેસનાર માણસને સામેથી કે બહારના તીરના કે પત્થરના હુમલાથી કંઈ પણ નુકશાન ન થાય અંદરની ગોઠવણ એવી રીતે કરવામાં આવી હતી એક મુકર્રર

જગ્યાએ પત્થર (જેનું વજન દસ કે પંદર મણથી વધારે હોય તેવું)* મુકવામાં આવતું. ત્યાર પછી એક મોટા પાટડાના છેડાને મજબુત સાંકળો બાંધી તેને સેંકડો માણસો ખેંચતા. અમુક અંતર સુધી ખેંચ્યા પછી તેને આંચકા સમેત છોડી મુકતાં પેલો વજનદાર પત્થર સનસનાટ કરતો હવામાં અદ્ધર ઉડતો અને ધારેલા ઠેકાણે જઈ કચ્ચરઘાણ કાઢી નાંખતો.

જ્યારે 'અરૂસક' જેવા રાક્ષસી ગોફણયંત્રને ગતીમાં આવેલો જોયો ત્યારે કીલ્લા ઉપરથી ભારે ધુમરાણ મચાવવામાં આવ્યું અને એ યંત્રને આગળ વધતું અટકાવવા અને તે યંત્રના ખેંચનારાઓને દુર રાખવા માટે તેના ઉપર કીલ્લામાંથી પત્થર અને તીરોનો ભયંકર મારો શરૂ કરી દેવામાં આવ્યો.

જ્યારે કીલ્લા ઉપરથી તીરો અને પત્થરનો મારો અસહ્ય થઈ પડયો છે ત્યારે "અરૂસક" ને ખેંચનારા મુજાહેદો અરૂસકની પાછળ

---

* વર્તમાન યાંત્રીક યુગમાં મહાયુદ્ધ સમયે એવી તોપો બનાવવામાં આવી છે કે જે એક ટન્ન (૫૬ મણ)નો ગોળો એક મીનીટમાં ૪૦ થી ૪૫ માઈલના અંતર ઉપર ફેંકી શકે છે. એ જોતાં ૧૨૦૦ વર્ષ પહેલાં જ્યારે તોપો નહતી ત્યારે કીલ્લાઓ પર મારો ચલાવવા રાક્ષસી ગોફણયંત્રો બનાવવામાં આવ્યા હતા, જે અડધા અડધા ટન જેટલા રાક્ષસી પત્થરથી કીલ્લાઓ ઉપર મારો ચલાવતાં. મુશ્કેલી માત્ર એટલી હતી કે આવું યંત્ર અડધા કલાકમાં અથવા એક કલાકમાં એક પત્થર ફેંકતું તેથી ખાસ કરીને કોઈ ખાસ પ્રસંગ ઉપરજ તેનો વપરાશ થતો. (અનુવાદક)

આવી ગયા અને પાછળથી ધકેલવા લાગ્યા. હજુ પણ કીલ્લા તરફથી તીરોનો વર્ષાદ વરસી રહ્યો હતો પરંતુ હવે તે કોઈને કંઈ પણ ઈજા કરી શકતા ન હતા અને વજનદાર અરૂસક ધીમે ધીમે આગળ વધી રહ્યું હતું.

આ વખતે મુહંમદ કાસીમે "અલ્લાહો અકબર"નો નારો બુલંદ કર્યો. તેનીજ સાથેજ તેની ટુકડીઓએ નારાને ઉઠાવી લીધો. મુહંમદ કાસીમની ટુકડીની ગર્જના સાંભળી ઉત્તર દક્ષિણ અને પશ્ચિમ તરફના મુજાહેદો પણ સમજ્યા કે હુમલો શરૂ થઇ ગયો. તેમણે પણ "અલ્લાહો અકબર"ના નારાઓની ગર્જના કરી અને પોત પોતાની ટુકડી સાથેના ગોફણયંત્રોને ગતીમાન થવાનો હુકમ કર્યો. ચોતરફથી હુમલો શરૂ થઈ ગયો. તે સાથેજ કીલ્લા ઉપરથી તીરોનો ભયંકર મારો શરૂ થયો.

'અરૂસક'ની અંદર બેઠેલા જઉબાએ અમુક જગ્યાએ પ્હોંચતાંજ 'અરૂસક'ને રોકવાનો હુકમ કર્યો અને પોતે નીચે ઉતરી આવ્યો એ પછી કીલ્લાની અંદરના મંદીરની સીધ બાંધી અરૂસકનું મોઢું તે તરફ ફેરવ્યું. પત્થર ફેંકવાના મોટા રાક્ષસી પાટીયાને દુરસ્ત કરવામાં આવ્યો. એ પછી ૧૫ વીસ માણસોએ મળી એક ૧૦ મણનો રાક્ષસી પત્થર તે ઉપર મુકયો. એ પછી તેની સામેના સ્પીંગ-જોડેલા એક પાટીઆને બાંધેલી વજનદાર સાંકળોને પાંચસો મુજાહેદો ખેંચવા લાગ્યા. એક મીનીટ બે મીનીટ દસ મીનીટને વીસ મીનીટ સુધી જોર લગાવતાં પત્થરવાળું પાટીયું ગતીમાં આવ્યું. હવે જઉ-બાએ મંદીર ઉપરથી ધજાનું નીશાન તાકી પાટીયું બરાબર તે સામે મુકી એક જોર સાથે સાંકળો છોડી દેવાનો હુકમ કર્યો. 'અલ્લાહો અકબર'ના એક ગગન ભેદી નારા સાથે એક જબરદસ્ત આંચકા

સમેત સીડીઓ મુકી દેવામાં આવી. અને મા અલ્લાહ! પેલો દશ મણનો રાક્ષસી પત્થર એક કાગળના ગોળાની માફક હવામાં ધનધનાટ કરતો અદ્ધર ઉડયો. હજારો મુજાહેદોની નઝર ધસારો કરતા તે પત્થર પાછળ ચોંટી ગઈ. કીલ્લા ઉપર ઉભેલા હિંદુ સૈનીકોએ આ રાક્ષસી પત્થરને પોતાના માથા પર થઈ સનસનાટ કરતો આગળ વધતો જોયો અને આગળને આગળ તે પત્થર ધસતો ગયો. હિંદુઓ સમજી શકે કે આ રાક્ષસી પત્થર શામાટે ફેંકવામાં આવ્યો છે તે પુર્વે તો તે વજનદાર પત્થર રાક્ષસી ધજાવાળા મંદીરના ઘુંમટ ઉપર જઈ કડાકા સહિત તે સાથે અથડાઈ પડયો. એક ભયંકર અવાજ થયો. હિંદુ સૈનીકો ભય ભરી આંખે એ કડાકા તરફ જોઈ રહ્યા. મંદીરનો ઘુંમટ તુટી પડયો. તે સાથેજ રાક્ષસી ધજા ઉછળીને નીચે પડી અને બે મીનીટ પ્હેલાં હવામાં જેનો ફરફરાટ બોલતો હતો અને હીંદુઓની માન્યતા પ્રમાણે વર્ષોથી જે દેબલનું રક્ષણ કરી રહી હતી, તે રાક્ષસી ધજા નીચે પડી ગઈ. તુટેલા ઘુંમટનો ભાગ નીચે પડતાં મંદીરના ચોગાનમાં બેખબર બેઠેલા સેંકડો સ્ત્રી પુરૂષો ચગદાઈને મરણ પામ્યાં.

ધજાના પડતાંજ કીલ્લાની ચો તરફથી મુજાહેદો એ "અલ્લાહો અકબર" ની ગર્જના કરી દીધી અને ગર્જના સાથેજ લશ્કરે ધસારો કર્યો.

ભયભીત થએલા હિંદુ સૈનીકો હજુ તો સમજી શકે તે પુર્વે ચો તરફથી ઈસ્લામી લશ્કર, કીલ્લાની રાક્ષસી દીવાલો પાસે જઈ પહોંચ્યું અને કીલ્લાની દીવાલો સાથે સીડીઓ ટેકવી દીધી. અલ્લાહો અકબરના બીજા એક ગગન ભેદી પોકાર સાથે વીર મુજાહેદો લાંબી લાંબી શમશીરો સાથે સીડીઓ પર ચઢવા લાગ્યા.

હીંદુ સૈનીકો આ નવી આફત જોઇ તત્ક્ષણ હોશીયાર થયા તેમણે ભાલા તીર પત્થર વીગેરેથી પુષ્કળ મારો ચલાવ્યો. કીલ્લાનો વડો સરદાર સમની ક્રોધયુક્ત શબ્દો ઉચ્ચારતો અને સૈનીકોને પાણી ચઢાવતો કીલ્લા ઉપર આમ તેમ દોડવા લાગ્યો.

ઈસ્લામી સૈનીકો ઢાલની આડ લઈ મજબુત કદમે સીડીઓ પર ચઢી રહ્યા હતા. તેઓ જાણતા હતા કે લોહી તરસ્યા સૈનીકો ખુલ્લી તલ્વાર સાથે ઉપર ઉભા છે અને માથું ઉંચું કરતાંજ તે ગરદન ઉપરથી જુદું થઈ પડશે. પરંતુ જેઓ તલવારની છાયામાં ઉછરીને મોટા થયા હોય તેમને તે વળી મોતનો ડર હોય ?

કીલ્લાની દીવાલ જમીનથી ૪૦ ફીટ ઊંચી ને મજબુત હતી. આવી ઉંચી દીવાલ સાથે મુકેલી સીડીઓ પર થઈ ચડવું અને દુશમનોના તીર ભાલા ને તલવારથી બચી, તેમના હુમલાને દુર રાખી બુર્જમાં કુદી પડવું કંઈ બાળકનો ખેલ ન હતો. વળી જરાક સમતોલપણું ગુમાવે તો ૪૦ ફુટ ઉંચેથી નીચે પડી કમોતે મરવાનો પણ ડર હતો.

સઉથી પ્હેલો જે વીર મુજાહીદ કીલ્લાના બુર્જની ઠેઠ ઉપર પ્હોંચ્યો તે ખુઝેમા કુફી હતો. તેણે બરાબર ઉપર જતાં પોતાની લાંબી તલવારથી બુરજ ઉપર બેઠેલા હીંદુ સઈનીકો તરફ ખાલી ઘા ઉછાળવા શરૂ કર્યાં, આથી ડોકું તાણી ખુઝેમાને જોઈ રહેલા સઈનીકો પાછા ખસ્યા. ખુઝેમાએ આ સુંદર તકનો અચુક લાભ લીધો. એક હેદરી નાઅરા સાથે તે છેલ્લી સીડી ઉપરથી કુદ્યો અને હિંદુ સઇનીકો આ વીર મુજાહેદનો ઉદ્દેશ સમજી શકે તે પૂર્વે તે તેમની સામે જઈ પડયો. હવે તલવારોના ઘા રમઝટ બોલવા

લાગ્યા. બુર્જ ઉપરના સઇનીકો ખુઝેમાની આસપાસ ફરી વળ્યા.

ખુઝેમાએ જોરથી એક નારો લગાવ્યો અને અત્યંત વીદ્યુત વેગથી તેની ઇરાની શમશીર ચમકવા લાગી. શું મજાલ હતી કે કોઇ દુશ્મન નજીક આવી શકે ? !

એક બાજુ જ્યારે એ બુર્જ ઉપરના સઇનીકો ખુઝેમાને મારવા તેની આસપાસ વિંટળાઇ ગયા, ત્યારે બરાબર એજ વખતે બીજા બહાદુરો સીડીઓ ઉપરથી કુદી કુદીને બુર્જમાં આવી લાગ્યા અને જ્યાં એકનો મુકાબલો કરવા ૧૦ સઇનીકો અશક્ત હતા, ત્યાં વધતી જતી સંખ્યાને તેઓ ક્યાં અટકાવી શકે તેમ હતું ? મુજાહેદો તો આવતાજ ગયા. બીજા બુરજો ઉપર પણ એજ હાલત હતી. * ખુઝેમાની યુક્તિ પ્રમાણે મુહંમદ કાસીમ અને તેના મુજાહેદો પણ બીજા બુરજોમાં કુદી પડયા, ઘમસાણનું યુદ્ધ મચી રહ્યું હતું. હિંદી તલવારો અને ઇરાની શમશેરો અથડાઇ રહી હતી. તણખા ઝરી રહ્યા હતા. એક એક ઘા અને તે સાથે ઝમીન પર વધતા જતા રક્ત પ્રવાહમાં વધુ માનવ-માથાં તડફડતાં દેખાતાં હતાં.

એક તો પેલી દઇવી મનાતી રાક્ષસી ધજા તૂટી પડવાથી હિંદુ સૈનીકો ભયભીત તો થઇ ચુકયાજ હતા, તેમાં આ રાક્ષસી હૂમલો, કીલ્લા ઉપર ચઢવું અને ખુનખાર યુદ્ધે હિંદુઓને વધુ નાહિંમત બનાવી દીધા, છતાંય તેઓ પુરા બળ સાથે મુસલમાનોનો મુકાબલો કરી રહ્યા હતા.

---

* બીજી તરફ એજ રીતે ઉજલ બિન અબ્દુલ મલિક બસરી પણ કિલ્લા ઉપર ચઢી ગયો હતો.

બપોરનો સમય થઈ ચુકયો હતો. ખુનખાર યુદ્ધ જોઈને સુર્ય પણ ગરમ થઈ ગયો હતો, અને આ મુઠીભર મુજાહેદો દેબલના અસંખ્ય લશ્કરને છીન્ન ભીન્ન કરી રહ્યા હતા એ જોઈ અરબ શમશીરોના પ્રત્યેક ઘા પર આફરીન બોલતો સુર્ય આગળ પ્રયાણ કરવા લાગ્યો. અને છતાંય યુદ્ધ તો ઘમસાણ ચાલતું રહ્યું

દેબલમાં કુલ ૨૦ હજાર સૈનીકોનું બળવાન લશ્કર હતું. જ્યારે મુસલમાનો માત્ર છ હજાર હતા. મુસલમાનોની સંખ્યા આટલી નજીવી હોવા છતાં ૨૦ હજારનું હીંદુ સૈન્ય બ્હાર ખુલ્લા મેદાનમાં નીકળી મુસસમાનોનો મુકાબલો ન કરી શકયું એજ બતાવી આપે છે કે ઈસ્લામીઓની શુરવીરતા સામે ટક્કર લેવાનું મનોબળ તેમનામાં ન હતું.

અધુરામાં પુરૂ ઈસ્લામી લશ્કરે આજે રાક્ષસી ધજા તોડી નાખતાં હિંદુઓમાં દૈવી કોપનો ભય છવાઈ ગયો હતો. પરીણામે જ્યારે ઈસ્લામી વીરો અલ્લાહો અકબરના નારાઓ સાથે કીલ્લા ઉપર ચઢી આવ્યા, ત્યારે તેઓ તૂટેલા અને ભયભીત હૃદયે ઈસ્લામીઓનો મુકાબલો કરી રહ્યા હતા.

ત્રણ બુરજો ઉપર જ્યારે મુસલમાનો ઠીક સંખ્યામાં ચઢી ચુકયા ત્યારે તેમણે વ્યવસ્થિત રીતે લડવાનું શરૂ કરી દીધું હવે હિંદુ સૈનીકો ના પગ ઉખડી ગયા તેઓએ 'હર હર મહાદેવ'ની ગર્જના સાથે મુસલમાનો ઉપર એક ભયંકર હુમલો કરી દીધો, પરંતુ હવે મુસલમા- નોની પણ બહુ મોટી સંખ્યા બુરજો ઉપર ચઢી ચુકી હતી. આથી હીંદુઓનો પ્રયાસ નીષ્ફળ નીવડયો. હવે તેઓ વધુ વાર ઉપર રહેવામાં ડહાપણ ન સમજ્યા અને બુરજો ઉપરથી ઉતરીને નાસવા માંડયું,

મુસલમાનો પણ તેમની પાછળજ લાગેલા હતા.

એક બુર્જ પર મુહંમદ કાસીમ પોતાના જોડીદારો સહિત-ઘમસાણ યુદ્ધ ખેલી રહ્યો હતો. સમનીના ચુનંદા સૈનીકોથી આ બુર્જ રક્ષાયલો હોવા છતાં મુહંમદ કાસીમ તેના ઊપર ચઢવામાં ફતેહમંદ થયો હતો. અને પોતાના બીજા જોડીદારો ઊપર આવી જાય, ત્યાં સુધી પોતે એકલો સેંકડો સૈનીકો વચ્ચે વિદ્યુત વેગે તલ્વાર વીંઝી રહ્યો હતો.

કીલ્લાના બધા બુરજો અને કીલ્લાની દીવાલ જે લગભગ ૨૦ કે ૨૫ ફુટ પ્હોળી હતી. તે ઉપર ખુનખાર લડાઈ જામી હતી. જેમ જેમ મુસલમાનોની સંખ્યા કીલ્લા ઊપર વધતી ગઈ તેમ તેમ મુસલમાનો વધુ જોરથી લડતા રહ્યા. અંતે સમનીએ પુઠ ફેરવી અને તે સાથેજ તેના સૈનીકો પણ નાઠા

હવે ઇસ્લામી સિંહો તલ્વાર વીંઝતા અને છલંગો મારતા તેમની પાછળ દોડવા લાગ્યા. રસ્તામાં જે કોઈ સશસ્ત્ર સૈનીક મળતો તેની ગરદન પર એક ભયંકર ઘા પડતો અને બીજીજ પળે તે જમીન પર તરફડતો દેખાતો.

આવા ઊશ્કેરાટ અને ખુનખાર પ્રસંગે પણ જે શખસ હથીયાર નાખી દેતો તેને જીવતદાન આપવામાં આવતું.

હવે ઇસ્લામી સિંહો કીલ્લામાં ચો તરફ ફેલાઈ ગયા અને જ્યાં જ્યાં પણ સશસ્ત્ર હિંદુ સૈનીકો દેખાયા ત્યાં હુમલો કરી તેમને મારી નાંખવામાં આવ્યા.

આવી રીતે ૭ હજાર ઇસ્લામી સૈનીકોએ ૨૦ હજાર સૈનીકોથી

રક્ષાયલા દેબલના મજબુત કીલ્લાને હસ્તગત કરી લીધો. *



## પ્રકરણ ૨૫ મું.

### કુફ્રસ્તાનમાં તૌહીદની ગુંજ.

પ્રીય વાંચક ! થોડીવારને માટે આત્ર, આપણે દેબલના કીલ્લામાં પ્હોંચી જઈએ અને ત્યાં ચાલી રહેલા ખુનખાર જંગનું પરિણામ નજરે જોઈ લઈએ.

જ્યારે ઈસ્લામી મુજાહેદો કીલ્લામાં દાખલ થઈ ગયા ત્યારે હિંદુ સૈનીકો તદ્દન હિંમત ખોઈ બેઠા. અને આમ તેમ નાસવા લાગ્યા. પુરૂષોને નાસ્તા જોઇ સ્ત્રીઓ પણ ભયભીત બની ઘરમાં સંતાઈ ગઈ. આખા કીલ્લામાં એક ઓધામ મચી ગયું જુદે જુદે ઠેકાણે હીંદુ સૈનીકો નાસવા અને ઈસ્લામી મુજાહેદો તેમની પુંઠ પકડતા જણાતા હતા. કેટલેક ઠેકાણે થોડા હીંદુ સૈનીકો એકઠા થઇ જઈ પાછળ આવતા મુસલમાનોનો મુકાબલો કરવા લાગતા અને પરિણામે મોતને ઘાટ ઉતરી જતા. કેટલાક ભયભીત હિંદુ સૈનીકો પોકારો પાડતા

---

* આ કિલ્લો દાહિરના પુત્ર કેશવ (જેને ઈસ્લામી ઈતિહાસકારોએ જયસીંહ કે જયસીંઆ નામે ઓળખાવ્યો છે.) ના હવાલામાં હતો, પણ તે છુપી રીતે રાતોરાત પોતાના ચાર હજાર સૈનીકો સાથે નાસી ગયો હતો, અને કિલ્લાના રક્ષણનો ભાર બીજા સરદારોને માથે નાખી ગયો હતો.

આમતેમ નાસતા હતા અને તેથી ગડબડાટ અને ધુમરાણ એટલા જોરથી થઈ રહી હતી કે કીલ્લાની બહાર માઈલો સુધી તેનો પડઘો પડી રહ્યો હતો.

મંદીરના મેદાનમાં બે હજાર સઈનીકોથી ઘેરાયલો સમની હાથમાં ખુલ્લી તલ્વાર સાથે ઉભો ઉભો, નાસતા સઈનીકોને વારંવાર અવાજ આપી પાછા વાળવા પ્રયત્ન કરતો. ક્રોધ, નિરાશા અને સામે મુખ ફાડી ઉભેલી નામોશી ભરી હારથી તે હતાશ થઈ ગયો હતો. તે વારંવાર લલકારીને કહેતોઃ—

"બહાદુરો ! આ શી કાયરતા છે ? હજુ પણ તમે આ મલેચ્છો કરતાં બમણા છો. હજુ પણ જો તમે એકત્ર થઈ જાઓ અને સામટો હલ્લો કરો તો વિજય તમારો છે. આ મલેચ્છો, જે આપણા કેદીઓને છોડાવવા આવ્યા છે, તેમને કાપી નાંખો. સાંભળો ! જો તમે બાયલાપણું બતાવશો તો આ મલેચ્છો તમારો ધર્મ ભ્રષ્ટ કરશે, અને તમારા બાળકોને પોતાના ગુલામ બનાવશે. શું આ બધું તમે પસંદ કરો છો ? આગળ વધો, મારા વીરો ! અને આ પાપીઓના કકડા કરી નાખી આ ભુમીને પવિત્ર કરીદો. બોલો હરહર મહાદેવ !"

સમનીના આ શોર્યયુક્ત ભાષણથી પણ હિંદુ સઇનીકોને પાણી ન ચડયું. અસલમાં તેઓ પેલી "વી ધજા તુટવાથી એટલા ના હિંમત થઈ ગયા હતા કે એ વ્હેમપરસ્તો હવે મુસલમાનોનો મુકાબલો કરવાને પણ ધ્રુજતા હતા.

આ વખતે મુહંમદ કાસીમ તલ્વારનાં ખેલ ખેલતો અને એકેક વારમાં બુત પરસ્તોના માથાને ધુળભેગાં કરતો ત્યાં આવી પહોંચ્યો.

મુહંમદ કાસીમ સાથે માત્ર ૫૦૦ સીપાહીઓ હતા. સામે ખુલ્લા ચોગાનમાં સમની ૨૦૦૦ સૈનીકોથી વીંટળાઈને ઉભો હતો. અલ્લાહો અકબરની એક ગગનભેદી ગર્જના સાથે મુસલમાનોએ પોતાનાથી ચારગણી વધુ સંખ્યા ઉપર હુમલો કરી દીધો. હિંદુઓ અને મુસલમાનો વચ્ચે ખુલ્લા મેદાનમાંની આ પહેલી હાથોહાથની લડાઈ હતી. એક બાજુ નિરાશ થએલા ૨૦૦૦ સઈનીકો હતા, બીજી બાજુ ૫૦૦ જોશીલા મુજાહેદો હતા. છતાં ખુનખાર ઝપાઝપી થઈ. ઈરાની અને હીંદી શમશીરોનો ખણખણાટ થવા લાગ્યો. હરહર મહાદેવ અને અલ્લાહો અકબરની ગર્જનાઓ કાન પર અથડાવા લાગી. નજર સામે ખુન ખુન ને ખુનનો પ્રવાહ દેખાવા લાગ્યો. અત્યંત ભયાનક દ્રશ્ય હતું.

મુહંમદ કાસીમ પણ જોશ પુર્વક લડી રહ્યો હતો. તેની વીજળી વેગે ફરતી શમશીર દુશ્મનોના મુખમાંથી પણ આફરીનના પોકાર કઢાવી દેતી. જુસ્સામાં એક વખતે મુહંમદ કાસીમ પોતાની ટુકડી કરતાં આગળ નીકળી ગયો. તેને એકલો જોતાંજ ૨૦, ૨૫ હિંદુ સઈનીકો તેની આસપાસ ફરી વળ્યા. આ વખતે આખા મેદાનમાં ધમસાણનું યુદ્ધ મચી રહ્યું હતું. હિંદુઓની સંખ્યા ૪ ગણી હોવાથી દરેક મુસલમાન ચાર ચાર હીંદુઓનો મુકાબલો કરી રહ્યો હતો, અને બધા પોતાના હરીફોને હંફાવવામાં એટલા મશગુલ હતા કે મુહંમદ કાસીમ વીસ પચીસ દુશ્મનો વચ્ચે ઘેરાઈ જવા છતાં કોઈનું ધ્યાન તે બાજુ ન પહોંચ્યું. પરીણામે તેને વધુ મદદ ન મળી છતાં આ નવજવાન સરદાર તલ્વાર વીંઝતો અને દુશ્મનોને ધુળ ચટાડતો રહ્યો.

મુહંમદ કાસીમ જ્યાં લડી રહ્યો હતો, ત્યાંથી પચાસ કદમ દુર હઠીને સમની ઉભો હતો અને તલ્વાર તાણીને લડવાને બદલે

મોત મુબારીઝ જુસ્સો પાડી રહ્યો હતો અને સઈનીકોને હીંમત આપી રહ્યો હતો. અનેક સિપાહીઓની વચમાં ઘેરાયલા મુહંમદ કાસીમને જોઈને તથા જે વીરતાપુર્વક તે બે ડઝન દુશ્મનોને હંફાવી રહ્યો હતો એ જોઈને સમની દંગ થઈ ગયો અને પોતાની પાસેના એક સઈનીકને બોલાવી પુછ્યું કે એ નવજવાન કોણ છે?

જવાબ મળ્યો કે એ નવજવાન, ઈસ્લામી લશ્કરનો સિપેહ-સાલાર મુહંમદ બીન કાસીમ છે. ઈસ્લામી લશ્કરના આ યુવાન સિપેહ સાલારને નજરો નજર * જોઈને અને તેની શુરવીરતા નિહાળીને સમનીનું મુખ ફાટી ગયું. આ વખતે પંડીત અબી ત્યાં આવ્યો અને કહ્યું.

"મહારાજ! જુઓ, એ ઈસ્લામી લશ્કરનો સરદાર કેટલો નાનો છે? અને છતાં કેવી બહાદુરી પુર્વક લડી રહ્યો છે?

**સમની**—પંડીતજી! મને આશ્ચર્ય થાય છે કે આ મલેચ્છો કેવી બલાના માણસો છે!?

**અબી**—આ યુદ્ધ અને ખુનામરકી અટકાવવાનો હજુ એક માર્ગ છે કે મુસલમાન કેદીઓને સોંપી દઈ સુલેહ કરી લો.

**સમની**—કેદીઓને છોડી દઉં? અને તે પણ આ મલેચ્છોથી ડરીને? અરે પંડીતજી! જુઓ તો ખરા, હું એકજ હુમલામાં આ છોકરાને ધુળ ચાટતો કરી દઉં છું.

**અબી**—મહારાજ! બહુ ભુલ ખાઓ છો.

**સમની**—પંડીતજી! તમે જુઓ તો ખરા, હું હમણાં મેદાન

---

* આ સમની પેલો બેરૂનવાળો સમની નહિ હોય જે ૧૬મા પ્રકરણમાં મુહંમદ કાસીમને મળી ચુકયો હતો.

સાફ કરી દઉં છું."

એમ કહેતાંજ સમની છલાંગ મારી કુદી પડયો અને મુહંમદ કાસીમ તરફ હુમલો કર્યો. મુહંમદ કાસીમે પણ કેટલીક વારથી લડતાં લડતાં પોતાની આસપાસના અનેક શત્રુઓનાં ધડ માથાંથી જુદાં કરી દીધાં હતાં. તે હુમલા કરી કરી પુષ્કળ થાકી ગયો હતા, છતાં અગાઉના જેવી ચાલાકી અને ચપળતાથી તેના હુમલા થતા હતા. સમનીએ નજીક આવતાં જ એક ભયંકર હુમલો મુહંમદ કાસીમ ઉપર કરી દીધો. સમનીને પોતાની તરફ ધસતાં જોઈ યુવાન મુજાહીદ પેંતરો બદલી દુર ખસી ગયો. સમનીનો વાર ખાલી ગયો. હવે બન્ને એક બીજા ઉપર તલ્વારના ઘા મારવા લાગ્યા. સમનીએ લાગ જોઈ એક કારી ઘા મુહંમદ કાસીમ ઉપર કર્યો. મુહંમદ કાસીમે તે ઘા ઢાલ ઉપર ઝીલી લીધો. ઢાલ પર તલ્વાર અથડાતાજ સમનીનો હાથ બુઠો પડયો. આ વખતે મુહંમદ કાસીમે એક સિંહ સમા છલાંગ મારી તલ્વારનો ઘા કર્યો. છલાંગ સાથેજ સમનીની નઝર ઝપકી ગઈ. નજર ઝપકતાંજ તે ચુકયો. ચુકતાંજ તેની ગરદન પર ઘા પડયો અને મુખમાંથી 'આહ' કરે તે પ્હેલાં તેનું ગર્વીત માથું જમીનના ખુન પર તડફડવા લાગ્યું અને તેનું ધડ એક ઘટાદાર વૃક્ષની માફક ચક્કરી ખાઈને પડયું. બરાબર આ સમયે મુહંમદ કાસીમે 'અલ્લાહો અકબર'ની ગર્જના કરી અને ગર્જનાને મુસલમાનોએ ઉપાડી લીધી અને આખો કીલ્લો અલ્લાહો અકબરની ગુંજથી ગરજી રહ્યો.



## પ્રકરણ ૨૬ મું.

### મેળાપ.

મધ્યાહનનો સુર્ય પોતાના પ્રખર તાપથી પૃથ્વીને તપાવી રહ્યો હતો છતાં યુદ્ધતો જારી હતું. ઝોહરની નમાઝનો વખત પણ થઈ ચુક્યો હતો, પરંતુ હમણાં નમાઝ પઢવા જેટલી પણ ફુરસદ ન હતી શત્રુઓનો મુકાબલો હતો. દરેક મુસલમાન લડવામાં મશગુલ હતો, અને અત્યારે કોઈને તલ્વાર વિંઝવા ને ધડથી માથાને અલગ કરવા સીવાય બીજી કશી ખબર નહતી. આ વખતે લગભગ આખા કીલ્લામાં તલ્વાર ચાલી રહી હતી. દરેક મુસલમાન, કીલ્લાના, ગમે તે ખુણામાં હોવા છતાં હીંદુઓ સાથે જંગ ખેલી રહ્યો હતો. જો કે હીંદુઓ પણ પોતાની રહી સહી સંપુર્ણ કુવ્વત સાથે લડી રહ્યા હતા, છતાં મુસલમાનો એક ઇંચ પણ પાછળ હઠતા ન હતા. બલકે બમણા જોશ પુર્વક પોતાના દુશ્મનોને ધુળ ચાટતા કરી રહ્યા હતા.

આ વખતે મુસલમાનો જંગમાં એટલા તલ્લીન થઈ ગયા હતાકે તેમને પોતાના તનમનનું ભાન ન હતું. આ પળે મંદીરના ચોગાનમાં મુહંમદ કાસીમે સમનીને ઠાર કરી 'અલ્લાહો અકબર' નો પુરજોર નારો લગાવ્યો. આ ના'રાને આજુ બાજુના મુસલમાનોએ ઉઠાવી લઈ બમણા જોરથી ગર્જના કરી. આ ગર્જનાનો પડઘો આખા કીલ્લામાં પડી રહ્યો અને કીલ્લામાં જ્યાં જ્યાં મુસલમાનો હતા તેમણે બધાએ આ ના'રાને બમણા જોરથી પોકાર્યો. જાણે આકાશમાં ગર્જના થતી હોય એવો આ તવહીદની ગર્જનાની નારો હતો, જેણે હારી ચુકેલા અને હીમંત ખોઈ ચુકેલા હીંદુઓને વધુ નાહિંમત કરી દીધા.

મંદીરના ચોગાનમાં પણ આ વખતે નાસો ગોસોની લડાઈ ચાલી રહી હતી. સમની મરાતાંજ સઈનીકોના હોશ ઉડી ગયા હતા, છતાં તેઓ તુટેલે દીલે મુકાબલો કરતા રહ્યા. આ વખતે મંદીરના મોટા દ્વારમાંથી અલ્લાહો અકબરની ગર્જના સંભળાઈ, જેને લડતા મુસ્લીમોએ ટેકો આપી એ ગર્જનાને બુલંદ કરી. મુહંમદ કાસીમ અને લડતા સૈનીકોએ મંદીર તરફ આશ્ચર્યથી જોયું કે તવહીદનો અવાજ અંદર ક્યાંથી આવ્યો? પરંતુ એ તરફ જોતાંજ તેમની અજાયબી દુર થઈ, કારણ કે લગભગ પચાસેક મુસલમાન સ્ત્રી પુરૂષો અને બાળકો તલ્વારો સાથે આવતા દેખાયા. મુહંમદ કાસીમ અને તેના જોડીદારો સમજી ગયા કે આ તેજ લોકો છે જે સિંહલદ્વીપથી આવતાં અત્રે કેદ પકડાઈ ગયા હતા અને જેમની મુક્તિ અર્થે આ ૭ હજાર જાંનિસાર મુજાહેદોને પોતાના આ ગરીબ મઝલુમ ભાઈઓની મદદ અર્થે અહીં સુધી હલ્લો લાવવો પડયો હતો. બધા ચાહતા હતા કે દોડીને પોતાના મઝલુમ ભાઈઓને ભેટી પડે, પરંતુ યુદ્ધ વ્યવસ્થા તેમને તેમ કરતાં રોકી રહી. મંદીરમાંથી નીકળતા આ નાનકડા ટોળાંએ તરતજ હિંદુઓ પર હુમલો કરી દીધો અને જાણે પોતાને આટલા દીવસ સુધી કેદમાં રાખ્યાનું વેર લેતા હોય તેમ પુરજોશથી લડવા લાગ્યા. એક તો સમનીના મૃત્યુથી હિંદુ સૈનીકો હિંમત ખોઈ બેઠા હતાજ ત્યાં આ બન્ને તરફના મારાથી તેઓ ગાભરા બની ગયા અને જીવ લઈ નાસવા લાગ્યા. હવે મુસલમાનોએ તેમની પુઠ પકડી અને ધડાધડ તલવારોના ઘા મારી કતલ કરવા લાગ્યા. જે પણ હથીઆરબંધ હિંદુ રસ્તામાં મળતો તેને તરત કતલ કરવામાં આવતો અને જે કોઈપણ માણસ હથીઆર નાંખી દઈ તાબે થતો

તેને બચાવી લેવામાં આવતો.

જોત જોતામાં મેદાન સાફ થઈ ગયું. આ વખતે કેટલાક મુસલમાનોએ કહ્યું, "પ્રથમ ઝોહરની નમાઝ અદા કરી લેવી જોઈએ" આથી તરત થોડા મુસલમાનો મંદીર સામેના ચોગાનમાંના કુવા પર પહોંચ્યા અને પાણી કાઢવા લાગ્યા અને બીજા મુસલમાનો વુઝુ બનાવવા લાગ્યા. બાકીનાં મુસલમાનોએ, હથીઆર મુકી દઈ શરણે આવેલા હીંદુઓને કેદ કરવા માંડયા.

હવે પાંચ મુસલમાનોએ મળી અઝાન પોકારી, હિંદુસ્તાન કે જે તે વખતે એક સંપુર્ણ કુફ્રસ્તાન હતું અને જ્યાં એકને બદલે અનેક પત્થરના ખુદાઓ પુજવામાં આવતા હતા, ત્યાં તવહીદની પહેલી ગુંજ થઇ, તવહીદનો નારો બુલંદ થયો. એક ખુદા અને એક રસુલના નામની દાવત પોકારી લોકોને મુક્તિ માર્ગે બોલાવવામાં આવ્યા. મુસલમાનો આ અઝાન (યાને મુક્તિ ને માર્ગે જવાનો પેગામ) સાંભળી એકત્ર થયા અને બધાએ ઝોહરની નમાઝ અદા કરી.

નમાઝ પુર્ણ થતાં, મુસલમાનો પોતાના મઝલુમ ભાઇઓને ભેટી પડયા કે જેમને છોડાવવા માટે તેઓ આટલે દુર સુધી આવ્યા હતા. ઈસ્લામી ભાઈચારાનું એક અનેરૂં દ્રશ્ય હતું! કયાં સિંહલદ્વીપના મુઠીભર મુસલમાનોનું સપડાવું અને કયાં ૭ હઝાર મુજાહેદોનું તેમની મુક્તિ અર્થે આટલી લાંબી ચઢાઈ લઈ આવવું ?! અને એ ચઢાઇમાં ફતેહમંદ થયા પછી એ મઝલુમો અને મઝલુમોની વહારે આવેલા એ શુરવીરોનો મેળાપ અસરકારક હતો. સમાનતા અને ઈસ્લામી ભાઈચારાની એ ચમકદાર ઝલક હતી, અને એવી ઝલક

જ્યાં સુધી મુસલમાનોમાં રહી ત્યાં સુધી મુસલમાનોના પ્રવાહને દુન્યાની કોઈ શકતી રોકી ન શકી....ખેર.

એક બીજાના ખબર અંતર પુછાયા બાદ મુહંમદ કાસીમે પુછયું.—ભાઈઓ તમને કોણે મુક્ત કર્યા, અને તમારી કરુણ હાલત પર કોને દયા આવી ?

નવજુવાન અસલમ આગળ આવ્યો અને બોલ્યો "સરદાર ! અમને અમારા ચોકીદારે મુક્ત કર્યા."

મુહંમદ કાસીમ—તમારો ચોકીદાર કોણ હતો ?

અસલમ—અમે પંડીત અબીની દેખરેખ હેઠળ હતા.

મુહંમદ કાસીમ—ખરેખર ! પંડીત અબી એક સારો માણસ છે. મેં તેને વાયદો કર્યો છે કે તેને તથા તેના કુટુંબને તથા તે જેને માટે કહે તે બધાને હું અમાન આપીશ. પરંતુ ઠીક, હવે વાતો કરવાનો વખત નથી. ઘણા સીપાહીઓ હજુ ઘરોમાં સંતાઈ બેઠા છે તેમને નિઃશસ્ત્ર કરવાની જરૂર છે. માટે દરેક જણ શહેરમાં ફેલાઈ જાઓ અને દરેક હથીયારવાળા માણસને જે તે તાબે ન થાય તો કતલ કરી નાંખો.

તરત મુસલમાનો સોસો માણસની ટુકડીઓમાં વ્હેંચાઈ ગયા અને શહેરમાં ફેલાઈ ગયા. દરેક ઘરમાંથી હથીયારવાળા સૈનીકોને પકડી પકડી બ્હાર કાઢવા લાગ્યા. ઇતિહાસ આજે પોકારી પોકારીને સાક્ષી આપી રહ્યો છે કે મુસલમાનોએ તે હથીયારવાલા સૈનીકોને કાપી નાંખ્યા પરંતુ જે લોકોએ હથીયાર નાંખી દઈ શરણ માંગ્યું તેમને ત્યા સ્ત્રીઓ અને બાળકોને રંજાડયા નહિ.



## પ્રકરણ ૨૭ મું.

### પંડીત અબી ઇસ્લામને ચરણે.

મુહંમદ કાસીમ પોતે પણ સો માણસોની એક ટુકડી સાથે મંદીરના ચોગાનમાં ઘુસ્યો. અંદર જતાં મહમદ કાસીમ અને તેની ટુકડીના સિપાહીઓ આશ્ચર્ય ચકિત થઈ થંભી ગયા. કારણ કે મંદીરની અંદરના વિશાળ ચોગાનમાં અગ્નિની જ્વાળાઓ ભડકી રહી હતી અને તેની ચોતરફ યુવાન કુમારીકાઓ અને આધેડ દાસીઓ સુંદર વસ્ત્રો અને આભુષણો ધારણ કરી જાણે પુજા કરી રહી હોય તેમ હાથ જોડી ઉભી હતી. આ બધી કુમારીકાઓ અને સ્ત્રીઓ આ મંદીરની દાસીઓ હતી. મુહંમદ કાસીમ અને તેના સાથીઓ આ દ્રષ્ય જોઈ સ્થંભિત થઇ ગયા.

સૈનીકો સાથે મુહંમદ કાસીમને અંદર પ્રવેશતાં જોઈ દાસીઓ અને પંડયાઓ ભયભીત થઈ ગયા અને આ મુસ્લિમ વિજેતા ને ભયભરી નજરોથી જોવા લાગ્યા. ખાસ કરી નવ યુવાન કુમારીકાઓ હરીણીની માફક ભયથી ફીકી પડી ગઈ હતી, તેમના ચ્હેરાનો ગુલાબી રંગ ફીકાશ મારી ગયો હતો અને હોઠ જાણે સુકાઈ ગયા હતા.

આ વખતે પંડીત, મંદીરની અંદરના ભાગમાંથી બ્હાર આવ્યો અને મુહંમદ કાસીમને જોઈ તેની પાસે આવી સલામ કરી અને કહ્યું.

"હુઝુર ! શું હું અને મારૂં કુટુંબ અમાનમાં છીએ ?"

મુહંમદ કાસીમ—હા, ઓ બુઝુર્ગ પંડીત ! તમે મુસલમાન કેદીઓ ઉપર બહુ મોટો ઉપકાર કર્યો છે, અને તેથી બધા મુસલમાનો

તમારા આભાર હેઠળ દબાયલા છે.

**પંડીત અબી**–અને હું આપના એહસાન હેઠળ છું. કારણ કે અત્યારે આખા કીલ્લામાં ધરપકડ ચાલી રહી છે ત્યારે આપની કૃપાથી મારૂં ઘર સલામત છે. શું એ મારા માટે ઓછું છે?

**મુહંમદ કાસીમ**–મ્હેં પ્હેલાંજ મારા સીપાહીઓને ચેતવણી આપી દીધી હતી કે તમને કોઈ પણ પ્રકારે ઈજા ન થાય. તમે અમારા બંધુઓને મુક્ત કરી અમારા ભાઈઓ તરફ જે હમદર્દી બતાવી છે તે અમે ભુલી શકીએ તેમ નથી.

**પંડીત અબી**–હૂઝુર! મારાથી જે કંઈ નજીવી સેવા બની શકી તેજ માત્ર કરી, એમાં મેં કશું વધારે કર્યું નથી.

**મુહંમદ કાસીમ**–અને હવે પંડીતજી! આપના એ નજીવા એહસાનના બદલામાં મેં જે કરવા ધાર્યું છે તે હું કરીશ અને દુન્યાને એક દાખલો દેખાડીશ કે મુસલમાનો એહસાન ફરામોશ નથી, પરંતુ એહસાન માનનારા છે.

**પંડીત અબી**–મને આપના શબ્દો પર વિશ્વાસ છે, હૂઝુર!

**મુહંમદ કાસીમ**–ઠીક, પણ પંડીતજી! આ આગ શા માટે બાળવામાં આવી છે અને આ સ્ત્રીઓ તથા કુમારીકાઓ શા માટે હાથ જોડી ઉભી રહી છે?

---

* જયારે યુદ્ધ ચાલુ હતું ત્યારે આ ચિતા ખડકવામાં આવી હતી અને તેમાં ઉત્તમ વસ્ત્રો અને કીમતી આભુષણો પ્હેરેલી ૭૦૦ યુવાન કુમારીકાઓ અને દાસીઓને સતી કરવામાં આવનાર હતી.

[જુઓ હિંદનો ઈતીહાસ પાનું ૧૨૬]

પંડીત–હુઝુર ! એ ચિતા છે અને એમાં એ દાસીઓને સતી* કરવામાં આવશે.

મુહંમદ કાસીમ અને સીપાહીઓ આ સાંભળી પરેશાન થઈ ગયા. મુહંમદ કાસીમે કહ્યું–" આ કેવી મુર્ખાઈ છે કે સેંકડો કોમળ માનવ જીવોને આવી ઘાતકી પદ્ધતિએ મારી નાખવામાં આવે છે ?

પંડીત–હુઝુર ! અમારી એવી શ્રદ્ધા–માન્યતા છે કે જો અમારા પુરૂષો મરી જાય અથવા યુદ્ધમાં હાર થાયતો સ્ત્રીઓએ જીવતાં બળી મરવું જોઈયે.

મુહંમદ કાસીમ–કેવું દયાહીન કૃત્ય છે ?

પંડીત–હુઝુર ! અમારી સ્ત્રીઓ એ પસંદ કરે છે.

મુહંમદ કાસીમ–પણ હજુતો પુરૂષો પણ જીવતા છે, શામાટે તેમને સતા કરવામાં આવતા નથી ?

પંડીત–એટલા માટે કે દરેક કોમ અને પુરૂષની આબરૂ સ્ત્રીઓથી છે, તેથી અમો નથી ચાહતા કે અમારી સ્ત્રીઓ ગેર કોમોની ગુલામ બની આબરૂને કલંક લગાડે.

મુહંમદ કાસીમ–ત્યારે, શું પુરૂષો ગુલામ બને છે એથી આબરૂને કલંક લાગતુ નથી ?

પંડીત–જી હા ! જરૂર લાગે છે.

મુહંમદ કાસીમ–તો પછી તેમને પણ શા માટે આ નાજુક સ્ત્રીઓ સાથે બાળવામાં આવતા નથી ?

પંડીત–એટલા માટે કે અમારા ધર્મ શાસ્ત્રોમાં સ્ત્રીઓને સતી

સવા ત્રિષે હુકમ છે, પરંતુ પુરૂષો માટે નથી.

મુહંમદ કાસીમ-કદાચ એવો અન્યાયી હુકમ એટલા માટે હશે કે એ પુસ્તકોના કર્તા પુરૂષો હશે. તેથી મારી સામે આ નિર્દોષ સ્રીઓને બાળવા દેવામાં નહિ આવે. બલ્કે હું હુકમ આપું છું કે આ સ્રીઓને બદલે આ મંદીરના બધા પંડયાઓને જે આ સ્રીઓને બાળવા ઉભા છે તેમને આગમાં નાંખી બાળી દો.

પંડીત અબીએ આ હુકમ બધા પંડયાઓને સંભળાવ્યો. જે સાંભળતાં જ મસ્તકાય પંડયાઓ ગભરાટમાં પડી ગયા અને "દયા દયા" ના પોકારો કરી મોટેથી રડવા લાગ્યા.

મુહંમદ કાસીમે ગુસ્સાથી કહ્યું"–કમબખ્તો ! આ કુમારીકાઓ અને સ્રીઓને બાળવા માટે તમે તઈયાર હતા અને હવે તમારે મરવું પડે છે ત્યારે રડો છો ? જાલીમો ! આજે આગમા બળવાની મઝાતો તમારે ચાખવીજ પડશે.

આ સાંભળી પંડયાઓ વધુ જોર જોરથી રડવા લાગ્યા અને દયા યાચવા લાગ્યા.

અંતે મુહંમદ કાસીમને દયા આવી ગઈ. તેણે બધા પંડયાઓને માફ કરી દીધા, આથી તેઓ આશીષ આપતા ત્યાંથી ચાલ્યા ગયા. એ પછી બધી દાસીઓને અટકમાં રાખવામાં આવી અને મંદીરમાંથી તથા આસપાસથી જેટલું રોકડ નાણું, સોનું, જવાહેરાત વીગેરે નીકળ્યું તે લઈ લેવામાં આવ્યું. એ પછી એક ટુકડી સમનીના મહેલમાં એવા હુકમ સાથે મોકલી કે મહેલમાંથી બધા સ્રી પુરૂષો

તથા ધન દોલતને લઈ આવે. થોડીવારમાંજ સીપાહીઓ, સ્ત્રીઓ, સમનીની બે પુત્રીઓ અને કીમતી સામાન સાથે હાજર થયા. મુહંમદ કાસીમે સમનીનો ભંડાર ખોલી કેદીઓને પોત પોતાનું ભોજન બનાવી લઇ ખાવાનો હુકમ કર્યો. રાત પડી ચુકી હતી અને સીપાહીઓ આખા દીવસનાં પરીશ્રમથી થાકી લોથ થઈ ગયા હતા. આથી ભોજન આદીથી પરવારી ઇશાની નમાઝ બાદ રાત્રીના ચોકી પ્હેરાની વ્યવસ્થા કરી બધાએ આરામ કર્યો.

બીજે દીવસે સવારે નમાઝ વીગેરેથી ફુરસદ મેળવી મુહંમદ કાસીમ લશ્કર સાથે મંદીર આગળના તે મોટા મેદાનમાં આવ્યો જ્યાં તેણે સમનીને માર્યો હતો. ગઈ કાલની લાશો હજુ મેદાનમાં પડી હતી. આથી કેદીઓને હુકમ કર્યો કે તેઓ આ લાશોને તેમના ધર્મની વીધી પ્રમાણે બાળી નાખે. આથી કીલ્લા બહાર એક મોટી ચિતા ખડકવામાં આવી અને તે કેદીઓએ અગ્નીમાં લાશોને બાળી નાખી.

હવે મુહંમદ કાસીમે અબીને કહ્યું—પંડીતજી! હવે આપની શી ઇચ્છા છે?

**પંડીત**—હુઝુર! મને માત્ર મારા કુટુંબ અને મારા માટે આપની કૃપા અને ક્ષમા બસ છે.

**મુહંમદ કાસીમ**—તે તો આપને આપવામાં આવી છે?

**પંડીત**—એથી વધારે મને કંઈ જરૂર નથી, હુઝુર!

**મુહંમદ કાસીમ**—જુઓ, પંડીતજી! આ સ્ત્રીઓ, કુમારીકાઓ ધન દોલત બધું તમારી સામે છે જે જોઈએ તે લઇ લો.

પંડીતે આભાર દર્શાવતાં કહ્યું—હુઝુર! મારે કંઈ નથી જોઈતું.

**મુહંમદ કાસીમ**–ઠીક, જેવી આપની ઈચ્છા. હવે હું આપને એક વિનંતી કરૂં છું, પંડીતજી! આપ બહુ નેક અને ભલા માણસ છો. મારી ઈચ્છા છે કે તમો ઈસ્લામનો સ્વિકાર કરી લો, હું તમારા ઉપર દબાવ નાંખવા નથી ચાહતો, કારણ કે જુલ્મ કરવું એ અમારા ધર્મમાં મના છે, માત્ર તમારી ખુશીની વાત છે.

**પંડીત**–મારી પણ એજ ઈચ્છા હતી. હું ખુશીથી મુસલમાન થાઉં છું.*

પંડીતના આ જવાબથી ચો તરફ ખુશાલી વ્યાપી ગઈ અને "અલ્લાહો અકબર" ની ગર્જનાઓ થવા લાગી. મુહંમદ કાસીમે પંડીતને કલમો પઢાવી મુસલમાન બનાવ્યો. તેજ વખતે બીજા પણ કેટલાક સ્ત્રી પુરૂષો મુસલમાન બન્યાં. એ બધાને મુક્ત કરી દેવામાં આવ્યા. હવે મુહંમદ કાસીમે જઝીઆ વેરો લઈ બધા કેદીઓને છોડવા માંડયા. જેઓ ગરીબ હતા તેમને એમને એમ છોડી મુકવામાં આવ્યા. લુંટના માલનો પાંચમો ભાગ કાઢી બાકી ૪ ભાગનો માલ સીપાહીઓ વચ્ચે વ્હેંચી દેવામાં આવ્યો. એ પછી સમનીની પુત્રીઓ, દાસીઓ, અને લુંટના માલનો પાંચમો હીસ્સો દરબારે ખીલાફતમાં મોકલવા માટે સો માણસોની દેખરેખ હેઠળ વ્હાણુ મારફતે હજ્જાજને મોકલવામાં આવ્યો. દેબલનો હાકીમ સમની યુદ્ધમાં ખપી ગયો હોવાથી પંડીત અબી જે હવે મુસલમાન થઈ

---

* મુહંમદ બિન કાસિમે આ નવ-મુસ્લિમ પંડીતને "મોલાએ ઈસ્લામ" અથવા "મોલાના ઈસ્લામી" ખિતાબ આપ્યો.

(* જુઓ હિંદનો ઈતિહાસ.)

ગયો હતો, તેને દેબલનો સુબો બનાવવામાં આવ્યો અને બીજી વ્યવસ્થા કરી મુહંમદ કાસીમે પોતાના લશ્કર સાથે બેરૂન તરફ કુચ કરી.



## પ્રકરણ ૨૯ મું.

### જાળમાં સપડાયલી સિંહણ.

પ્રીય વાંચક ! દેબલના કીલ્લામાં ખુનખાર જંગના ઉશ્કેરણી ભર્યા પ્રસંગોમાં આપણે એક અગત્યના પાત્રને તો વીસરી ગયા છીએ. દેબલમાં ઇસ્લામી શમશેરો અને હીંદી તલ્વારો અથડાઇ, ખુનની નીકો વહી, આગના તણખા ઝર્યા અને ઇસ્લામી મુજાહેદો વીજય પામ્યા. વ્હાલા વાચક ! હવે આવ, હું તને અલોરમાં રાજા દાહેરના મહેલની સહેલ કરાવુ જ્યાં તાહેરા નામની મુસ્લીમ કુમારીકા કેદ પડેલી છે.

૧૮ મા પ્રકરણમાં આપણે જોઇ ગયા છીએ કે લાવી રાણી દેબલ જવાં રવાના થઈ ત્યાર પછી તાહેરા પોતાના ઓરડામાં ચાલી ગઈ.

લાવીના કહેવાથી તેણે પ્હેરેલાં હીંદવાઇ વસ્ત્રો હવે તિરસ્કાર પુર્વક ઉતારી નાંખ્યા અને પોતાના ઇસ્લામી વસ્ત્રો પ્હેરી ખુદાની ઇબાદતમાં મશગુલ થઈ ગઈ. તાહેરાને અહિંઆ દરેક પ્રકારનું સુખ હતું, તેનો પડતો બોલ ઉંચકી લેવા દાસીઓ ખડે પગે તૈયાર રહેતી, પરંતુ તાહેરાને આ શાહી ઠાઠ માઠ પ્રત્યે અનહદ તિરસ્કાર હતો.

વળી પોતાના પ્રીય જનોથી વીખુટા પડયાને પણ દીવસો, ને અઠ-વાડીયાં ને મહીનાઓ વીત્યા હતાં. તેમના પણ કંઈ સમાચાર મળતા ન હતા. વળી વારંવાર દાહેર તરફથી થતી અયોગ્ય માગણીથી પણ તે કંટાળી ગઈ હતી અને ઈચ્છતી હતી કે આ સોનેરી પીંજરામાંથી કેમેય કરીને છટકી જવાય,

એક દીવસે તાહેરા પોતાના ઓરડામાં બેસી નવા કપડાં સીવી રહી હતી. તેનાથી થોડે દુર બે ત્રણ દાસીઓ પણ બેઠી હતી. બધાં ચુપ હતાં અને તાહેરાને જોઈ રહ્યાં હતાં. તાહેરાએ પોતે તઈયાર કરેલાં વસ્ત્રો પરીધાન કર્યાં હતાં, તેમાં તેની સુંદરતા અનહદ વધી ગઈ હતી. તે નીચું મુખ કરી પોતાના કામમાં એવી મશગુલ હતી કે રાજા દાહેર ધીમે પગલે ઓરડામાં ચાલ્યો આવ્યો તેની કોઈને ખબર ન પડી. બારીમાંથી આવતા સુર્યના સોનેરી કીરણો તાહેરાના ખુબસુરત મુખ ઉપર ચમકી રહ્યાં હતાં. ધીમો મંદ વાયુ તેની લાંબી કાળી કેશ લટોને તેના મુખ પર નૃત્ય કરાવી રહ્યો હતો. આ દ્રષ્ય જોઈને દાહેર દંગ થઈ ગયો. કોઈ દઈવી લોકની આ અપસરાને પોતાના કબ્જામાં જોઈ તેના દીલ ઉપર શયતાન સવાર થઈ ગયો, અને તે ભુખ્યા વરૂની માફક તે નિર્દોષ હરીણી તરફ તાકી રહ્યો.

બરાબર આ વખતેજ તાહેરાએ ગરદન ઉઠાવી ઉચું જોયું. જોતાંજ ચોંકી, ચોંકતાંજ સફાળી ઉભી થઈ અને અસ્તવ્યસ્ત વસ્ત્રોને ઠીક કર્યાં. દાસીઓ પણ દાહેરને જોઇ ઉભી થઈ ગઈ અને દાહેરને નમન કર્યું. દાહેરે દાસીઓ તરફ કરડી નજર કરતાંજ દાસીઓ બહાર ચાલી ગઈ.

હવે કામાંધ દાહેર આગળ વધ્યો, અને તાહેરા પાછળ ખસી અને સંકોચાઈને એક બાજુ ઉભી રહી. દાહેરે કામાંધ નજરોએ તાહેરાના યૌવન મસ્ત અંગો પર ટીકતાં કહ્યું:—

દાહેર—શું તું હાથે કપડાં સીવે છે ?

તાહેરા—હા

દાહેર—શા માટે આ દાસીઓ પાસે નથી સીવડાવતી ?

તાહેરા—મને મારૂં કામ હાથેજ કરવાની ટેવ છે.

દાહેર—ઠીક, તો અહિંનાં તૈયાર કપડાં શામાટે પહેરતી નથી ? તે તને બહુ શોભે છે ! ?

તાહેરા—ગેર ઈસ્લામી વસ્ત્રો પહેરવાં એ મને ઠીક નથી લાગતું !

દાહેર—તો આજે એક વખત પહેરી લે.

તાહેરા—જી નહિ ! મેં હવેથી કદી પણ ગેર ઈસ્લામી વસ્ત્રો ન પહેરવાના કસમ ખાધા છે.

દાહેર થોડીવાર ચુપ રહ્યો અને ત્યાર પછી બોલ્યો–તાહેરા ! રૂપસુંદરી તાહેરા ! તને ખબર નથી કે તું કેટલી ખુબસુરત છો ! તારા મદભર્યાં નયનોએ મને દીવાનો બનાવી દીધો છે. મને તારા ઉપર બહુ પ્રેમ છે. આવો પ્રેમ આજ સુધી મેં કોઈ ઉપર કર્યો નથી. હું ઈચ્છું છું કે તને મારા સિંધ દેશની મહારાણી બનાવી દઉં, કે જેથી આખા દેશની પ્રજા તારા જેવી સુંદરતાની દેવીના ચરણોમાં માથું ઝુકાવે.

તાહેરા—રાજાજી ! ન તો હું એવું માન ઈચ્છું છું, કે નતો હું એ માનને લાયક છું.

દાહેર—નહિ નહિ તાહેરા ! એમ ઈન્કાર ન કર ! તને ખબર નથી કે તારા ઈન્કારથી મારા આ દીવાના દીલ ઉપર કેવી છુરીઓ ચાલે છે !!

એમ કહેતાંજ તે આગળ વધ્યો અને તાહેરાનો હાથ પકડયો. છંછેડાયલી સિંહણ સમાન તાહેરાએ હાથને ઝટકાવી દીધો અને દુર જઈ ઉભી, પરંતુ દાહેર એક છલંગ સમેત આગળ વધ્યો અને તેનો હાથ પકડી લીધો. હવે તાહેરા તડફડવા લાગી, અને પોતાને છોડી દેવા વિનંતીઓ કરવા લાગી.

પરંતુ નિષ્ઠુર અને કામાંધ દાહેર પર તેની ક્યાં અસર થાય તેમ હતું ?

દાહેરે તેને સમજાવતાં કહ્યું—સુંદર પંખી ! તું મારા પીંજરામાં છે. માની જા, અને અયશ કર.

તાહેરાએ છુટવાનો પ્રયત્ન કરતાં કરગરતાં કહ્યું—આહ ! હું કંઈજ ચાહતી નથી, મને છોડી દો.

દાહેર—તાહેરા ! જો તું નહીંજ માને તો પછી હું બળાત્કારે પણ તને મારી બનાવીશ.

તાહેરા આ વખતે પોતાનો હાથ છોડાવવા સફળ થઈ, તેણે દાહેરને એક ધક્કો મારી દુર કરી દીધો અને કહ્યું—

'કામાંધ ! તું બળાત્કારથી મારો જીવ લઈ શકશે પણ મારી

આબરૂ તો નહિજ. !

દાહેર—જો તું હઠજ કરે છે, તો પછી જોઈ લે, કે હું અત્યારેજ તારા ગર્વને ખંડીત કરૂં છું.

એમ કહેતાંજ દાહેર, તાહેરા પર ધસી ગયો અને તેને પકડી લીધી. તાહેરા પણ બે ખબર ન હતી. તરતજ તેણે પોતાના વસ્ત્રોમાં છુપાવેલું તીક્ષણ ખંજર ખેંચી કાઢયું. ખંજર જોતાંજ દાહેર, તાહેરાને છોડી બે ડગલાં પાછળ ખસી ગયો.

સુર્યના કીરણોથી ઓરડો પ્રકાશીત હતો અને એ પ્રકાશમાં ક્રોધયુકત તાહેરાના હાથમાં ઉગામેલું ખંજર ચમકી રહ્યું હતું.

દાહેરે પણ હવે પોતાની તલ્વાર ખેંચી ગુસ્સાથી કહ્યું—ત્યારે શું તાહેરા ! તું એમ ઈચ્છે છે કે મારી તલ્વારથી હું તારા ટુકડા કરી નાંખું ?

તાહેરા—નીચ કુતરા ! પવિત્રતા પર કલંક લગાડી બે આબરૂભરી જીંદગી ગુજારવી તેના કરતાં હું ઈજ્જતભરી મોતને વધારે પસંદ કરૂં છું.

દાહેર—તો, શું તું મરવા તૈયાર છે ?

તાહેરા—બીલકુલ તૈયાર છું.

દાહેર—તો તઈયાર થા !

એમ કહેતાંજ તે આગળ વધ્યો. તેનું ધારવું હતું કે તાહેરા તલ્વારથી ડરી જઈ તાબે થઇ જશે. પરંતુ તાહેરા તો એક તસુ પણ ન હટી. દાહેરે ક્રોધમાં આવી તલ્વારનો ધીમો ઝટકો ખંજરવાળા

હાથ ઉપર લગાવ્યો. પરંતુ તાહેરા કુદીને દુર ખસી ગઈ, વાર ખાલી ગયો. દાહેર ફરીવાર લપકયો......આ વખતે એક તીક્ષ્ણ અવાજ સાંભળ્યો:—

"ખબરદાર! રાજન! ખબરદાર!!" અવાજ સાંભળતાંજ દાહેર અને તાહેરા એ અવાજ તરફ જોવા લાગ્યા.



## પ્રકરણ ૨૯ મું.

## યોગીની.

તાહેરા પર અત્યાચાર કરવા તઈયાર થએલો દાહેર "ખબરદાર" આવાજ સાંભળી સ્થંભિત થઈ ગયો. બંનેની દ્રષ્ટી આ અવાજ કરનાર તરફ ગઈ. સામેથી યોગીની આવી રહી હતી. તેના હાથમાંનું ત્રીશુળ ચમકી રહ્યું હતું. આંખો રકતવર્ણી અને કેશ કલાપ અસ્તવ્યસ્ત રીતે વીખરાયલો પડયો હતો. મુખ પર ધીકાર અને અશાંતિના ચીહનો સ્પષ્ટ રીતે જણાતાં હતાં.

યોગીનીને જોતાંજ દાહેરનું મુખ ફીકકુ પડી ગયું, અને બોલ્યો "ઓહો! કોણ માતા યોગાની?!"

**યોગીની**—હા હું યોગીની છું.

**દાહેર**—આપે સેવક પર મહા કૃપા કરી.

**યોગીની**—હા, પણ તમારી આંખો તમારા દીલનું પ્રતિબીંબ પાડે છે કે અત્યારે મારૂં આગમન તમારે માટે નાપસંદ થઈ પડયું

છે. ઠીક અત્યારે હું તમને બીજી વાત કહેવા આવી છું.

દાહેર—કહો, માતાજી!

યોગીની—તમે જાણી જોઇને મુસલમાનોને છંછેડયા છે.

દાહેર એ સાંભળી ખડખડાક હસી પડયો અને બોલ્યો હું કયાં તેમના દેશપર ચઢાઈ લઈ ગયો હતો?

યોગીની—અને તેઓ પણ કયાં તમારા પર ચડાઈ કરી આવ્યા છે?

દાહેર—હા પણ સાંભળ્યું છે કે એક બડમુછીયો (મુછ વિનાનો) છોકરો લશ્કર લઈ દેબલ પર ચઢી આવ્યો છે, પણ થોડાજ વખતમાં આપ સાંભળશો કે તે માર્યો ગયો.

યોગીની—અફસોસ! રાજન! જો આ કાન એવું સાંભળત તો કેવું સદભાગ્ય હોત? રાજન! શા માટે તમે તમારા દેશના, તમારી પ્રજાના દુશ્મન બનો છો?

દાહેર—મારી પ્રજાનો દુશ્મન હું શા માટે બનું?

યોગીની—તમે મુસલમાન કેદીઓને શા માટે છોડી દેતા નથી?

દાહેર—કારણ કે તેઓ વગર પરવાનગીએ મારી સરહદમાં પ્રવેશ્યા છે તેથી. બલ્કે બેચાર દીવસમાંજ હું તે બધાને કત્લ કરાવી દઇશ.

યોગીની—કોને કત્લ કરશો? રાજન!

દાહેર—કેદીઓને!

યોગીની—કયાં છે કેદીઓ?

દાહેર—દેબલમાં.

યોગીનીએ એક ઠંડો નિશ્વાસ નાંખતાં કહ્યું-અફસોસ ! રાજન ! દેબલ તબાહ થઈ ગયું, સમની યુદ્ધમાં ખપી ગયો, મંદીર બરબાદ થઈ ગયું, દાસીઓ અને સમનીની બે પુત્રીઓ તથા અઢળક સંપતી ખલીફાની હુઝુરમાં મોકલાઈ ગયાં અને જે મુસલમાનો માટે આ ઝગડો હતો તેઓ આઝાદ થઈ ગયા.

દાહેર આ સાંભળી ભયભીત થઈ ગયો. તે દુઃખ, શોક અને આશ્ચર્યથી પાસેના તખ્ત પર ફસડાઈ પડયો અને બે હાથ વચ્ચે માથું દબાવતાં બોલ્યો— "માતાજી ! આ બધું કોણે કર્યું ?"

યોગીની—રાજન ! જેને તમે બડમુછીયો છોકરો કહો છો તેણે ?

દાહેરે થોડી વાર શાંત રહ્યા પછી કહ્યું–માતાજી ! કંઈ પરવાહ નહિ, હું જ્યાં સુધી એ મલેચ્છો પર દેબલનું વેર નહિ લઉં, ત્યાં સુધી ઝંપીને બેસીશ નહિ.

યોગીનીએ શોકથી માથું હલાવતાં કહ્યું–અફસોસ ! રાજન વેર તમારા જેવા પુરૂષો લઈ શકતા નથી. તમે કે જે એશઆરામમાં ડુબેલા છો, તમારા રાજમહેલમાં અનેક રાણીઓ અને અનેક રખાતો છે. અને આરામને તમે તમારા જીવનનું સાર્થક સમજ્યા છો. તમારા જેવો માણસ વેર કેવી રીતે લઈ શકે ? આ ભુમી મારી પણ જન્મભુમી છે, આ ભુમી પ્રત્યે મને પ્રેમ છે. હું ઈચ્છું છું કે તમે જાગૃત થાઓ, અને આ દેશને બચાવો, નહિ તો આની પણ એજ હાલત થશે જે દેબલની થઈ !

દાહેર—તમે મને જેટલો ભુંડો કહેશો તે બરાબર છે, કારણ કે

આજ સુધી હું એશઆરામમાં ડુબી રહેલો હતો. પરંતુ હવે હું તે તરફ નજર પણ નહિ કરૂં, અને મુસલમાનો પર વેર લેવા એક મોટું લશ્કર અને સેંકડો હાથીઓ હું મુસલમાનો સામે મોકલીશ, જેઓ એક પણ મુસલમાનને જીવતો નહિ છોડે.

યોગીની—જાણો છો, કે આ મુસલમાનોએ શામાટે હુમલો કર્યો હતો ?

દાહેર—મુસલમાન કેદીઓને છોડાવવા માટે.

યોગીની—અને રાજન ! એ મુસલમાનોએ કેદીઓને છોડાવી લીધા. હવે માત્ર આ એક છોકરી (તાહેરા તરફ ઇશારો કરીને) તમારી પાસે છે. તેથી સલાહ ભરેલું તો એ છે કે તેને મુહંમદ કાસમ પાસે મોકલી સુલેહ કરી લો.

દાહેરે ગુસ્સાથી કહ્યું—ડરીને હું સુલેહ કરી લઉ ? આ છોકરી મને પસંદ છે અને હું તેને સીંધની મહારાણી બનાવીશ.

યોગીનીએ ગુસ્સાથી કહ્યું—રાજન ! સીતાને હરી જનાર રાવણનું સત્યાનાશ નીકળી ગયું. શું આ છોકરી માટે તમે તમારા દેશનું સત્યાનાશ વાળવા તૈયાર થશો ?

દાહેર—માતાજી ! ખાત્રી રાખો, કે હું મલેચ્છોને ચાંચડની માફક મસળી નાખીશ.

યોગીની—રાવણ પણ એમજ કહેતો હતો,

દાહેર—પણ હું રાવણ નથી, માતાજી !

યોગીની—જો તમો તમારૂં સારૂં ઇચ્છતા હોય તો મુસલમાનો

સાથે છેલ્લી લડાઈ ન થઈ જાય ત્યાંસુધી આ છોકરી પર કંઈ પણ અત્યાચાર ન કરતા.

દાહેર—આપની આજ્ઞા મને મંજુર છે.

યોગીની આ સાંભળી એક પગલું આગળ વધી અને પળ માત્રમાં વાયુમાં અદ્રશ્ય થઈ ગઈ.

તાહેરા એક હાથમાં ખંજર પકડી ખુણામાં ઉભી હતી. દેબલમાં મુસલમાનોએ મેળવેલા જવલંત વિજયના સમાચારથી તેનું દીલ આનંદીત થઈ ગયું હતું અને તે મનમનિ મનમાં ખુદાનો આભાર માની રહી હતી. આ વખતે દાહેરે કહ્યું—“ તાહેરા ! મેં તને નાહક સતાવી, હું તારી માફી ચાહું છું અને હવેથી હું તને કંઈ પણ ન કહીશ. ” આમ કહી દાહેર ખંડમાંથી ચાલ્યો ગયો.

તાહેરા પણ ખંજરને પોતાના વસ્ત્રોમાં સંતાડી એક સોફા ઉપર બેસી ગઈ અને બનેલા બનાવ અને સાંભળેલી ખબરો પર વિચાર કરવા લાગી.



## પ્રકરણ ૩૦ મું.

## દાહેરની મદાંધતા.

તાહેરાના ખંડમાંથી નીકળી દાહેર પોતાના ખંડમાં પહોંચ્યો અને યોગીની પાસેથી સાંભળેલી હકીકત પર વિચાર કરવા લાગ્યો. તેને હજુ સુધી દેબલના પતન ઉપર વિશ્વાસ આવતો ન હતો, કે

દેબલનો કીલ્લો મજબુત હોઈ સમની પાસે લશ્કર પણ ઘણું છે અને એવી સ્થીતીમાં મુઠીભર મલેચ્છો દેબલ પર વીજય મેળવે એ અશક્યજ નહિ પરંતુ અસંભવિત પણ છે, અને છતાંય યોગીનીએ સંભળાવેલી વાત ખરી હોય તો ?

આવા ને આવાજ વિચારો અને ચિંતાઓમાં કેટલાક દિવસ પસાર થઈ ગયા.

અંતે આ બાબતની ખરી ખાત્રી થવાનો દિવસ આવી પહોંચ્યો. એક દિવસે રાજા દાહેર દરબાર ભરી બેઠો હતો કે સેવકોએ ખબર આપી કે મહંમદ કાસીમ તરફથી એક કાસીદ પત્ર લઇ આવ્યો છે. તરત કાસદને દરબારમાં બોલાવવામાં આવ્યો. કાસદે સીંહાસન નજીક જઈ પત્ર રજુ કર્યો, દાહેરના પ્રધાન બુદ્ધીમને પત્ર લઈ તે વાંચવો શરૂ કર્યો—

"ખુદાના બંદા અને ઈસ્લામી લશ્કરના સેનાપતી મુહંમદ બિનકાસીમ તરફથી સીંધ દેશના રાજા દાહેર તરફ.

અફસોસ છે કે આપે મુસલમાનોને કેદ કરી તે હીંદના સંતાનોને સીંધ પર હુમલો કરવાનું આમંત્રણ આપ્યું. પહેલી વખતેજ જ્યારે અમારો કાસદ પત્ર લઈ આપની પાસે આવ્યો ત્યારેજ આપે તેમને મુક્ત કરી દીધા હોત તો કેવું સારૂં થાત ? હવે દેબલ પર કબજો કરી લેવામાં આવ્યો છે અને ત્યાં લાંબા સમયથી કેદ કરી રાખેલા મુસલમાનોને છોડાવી લેવામાં આવ્યા છે. માત્ર તેઓમાંની એક યુવતી જેનું નામ તાહેરા છે તે અલોરમાં આપની પાસે કેદ છે, તેથી આપને માટે એજ

યોગ્ય છે કે આપ તેને માનભેર અમારી તરફ રવાના કરો. જો આપ એ પ્રમાણે કરશો તો આપણા વિરોધનો અંત આવશે, કારણ કે અમે લોકો નાહકની ખુનરેઝી કરવાનું પસંદ કરતા નથી અને તેથી આ મિત્રભાવે લખેલા પત્ર પ્રમાણે કરશો એવી આશા છે. "

(સહી) મહંમદ કાસીમ

આ પત્ર સાંભળી દાહેરના રોમરોમમાં અગ્ની પ્રગટી નીકળ્યો. ક્રોધીત અવાજે બોલ્યો–" દેબલ પર વિજય મેળવી મહંમદ કાસીમ મગરૂર થઈ ગયો છે, અને તેથીજ તે આવો પત્ર લખવાની હીંમત કરે છે. પરંતુ એ મલેચ્છને મારી તાકતનો અંદાજો જણાતો નથી. મંત્રીજી ! કહી દો એ મલેચ્છને કે તાહેરા મારી પાસે છે, અને મારી પાસેજ રહેશે. દુન્યાની કોઈ શક્તિ તેને મારી પાસેથી ખુંચવી શકશે નહી. "

દાહેરના ગર્વ યુકત વેણી સાંભળી કાસીદને ગુસ્સો ચઢયો તેણે કહ્યું–"રાજન ! મુહંમદ કાસીમ મગરૂર નથી, પરંતુ આપ છો. કદાચ આપને આપની ફોજોની તાકાત અને લશ્કરની વધુ સંખ્યા ઉપર ગર્વ હશે ! પરંતુ આપ ખુદાને ભુલી જાવ છો, તે મહાશક્તિ શાળી ખુદા આપની આ અતુલ અને અતુટ શક્તિને એક પળવારમાં મીટાવી દેશે. યાદ રાખો કે ખુદા હંમેશા અશક્ત અને કમજોરોને સાથ આપે છે, કારણ કે જો તે અશક્તનો સાથ ન આપે તો આપ જેવા બળીયાઓ તેમને ચગદી નાંખે. ભલે આપ બળવાન હોવ અને અમે અશક્ત હોઈએ, પરંતુ યાદ રાખો કે ખુદા અમારી મદદે છે, અને જેમ અમે દેબલ પર વિજય મેળવ્યો છે તેમ આપના આખા રાજ્ય

ઉપર વિજય મેળવીશું.

દાહેર—નાદાન ! દેબલમાં તો કાયરો વસતા હતા તેથી તમે વિજય મેળવ્યો છે, પરંતુ હવે અમારા જે મહાવીરો સાથે બાથ ભીડવાની છે તેમની સાથે તો મુકાબલો કરવો પણ તમારે માટે મુશ્કેલ છે. હું તમને અને તમારા સેનાપતિને ચેતવણી આપું છું કે દેબલથી એક કદમ પણ આગળ વધશો નહિ, નહિતો એક પણ મલેચ્છ જીવતો નહિ રહે.

કાસીદ—રાજન ! આપ મુસલમાનોને ઓળખતા નથી, તેથીજ આવી સલાહ ભરેલી અમારી વાતને અવગણવામાં આવે છે. અમે તો એ લોકો છીએ, જેઓ ખુદા સિવાય કોઈથી ડરતા નથી. જે કામ અમે શરૂ કરીએ છીએ, તેનો અંત લાવીનેજ મુકીએ છીએ. અમે તો નક્કીજ કર્યુ છે કે તાહેરાને મુકત કરાવવી અથવાતો લડતાં લડતાં પ્રાણ આપી શહીદ થવુ.

દાહેર—એમ જણાય છે કે તમે બધા અહિંજ પુરા થઈ જશો.

કાસીદ—રાજન ! એજ તમારી ભુલ છે. કારણ કે અમે તો તમારા રાજ્યના તખ્તાને ઉલટાવ્યા વગર એક કદમ પણ પાછળ હઠીશું નહિ.

દાહેર—મંત્રીજી ! મગરૂર મહંમદ કાસીમને જવાબ લખો અને આ અસભ્ય કાસદને જલ્દીથી રવાના કરો.

પ્રધાન બુદ્ધીમને રાજા દાહેરના કહેવા મુજબ જવાબ લખી રાજાને આપ્યો. રાજાએ તે ઉપર પોતાની મહોર લગાવી મંત્રીને પાછો આપ્યો. મંત્રીએ તે પત્ર કાસદને હવાલે કરતા કાસદ તરત રવાના

થઈ ગયો.

કાસદના જવા પછી દાહેરે મંત્રીને કહ્યું-મંત્રીજી! બેરૂનના રાજા સામની, સેવસ્તાનના રાજા બીજહરા,* બુધીયાના રાજા કાકા અને બેતના રાજા મોકાને મારી તરફથી ફરમાન લખો કે તેઓ મુહંમદ કાસીમને પોત પોતાની સરહદ પર અટકાવી મુકાબલો કરે, અને મગરૂર મુહંમદ કાસમને પકડી કતલ કરી તેનું માથું અમારી તરફ રવાના કરે.

બુદ્ધીમન—"મહારાજાની આજ્ઞા પ્રમાણેજ કરવામાં આવશે." એ પછી તેણે પોતાના નાયબ મંત્રી સીસાગરને બોલાવી મહારાજની આજ્ઞા સંભળાવી.

થોડાજ વખતમાં બધા ફરમાનો તઈયાર કરવામાં આવ્યા. અને તરતજ તે કાસદો મારફતે ભીન્ન ભીન્ન સ્થળે રવાના કરવામાં આવ્યા.



## પ્રકરણ ૩૧ મું.

## દાહેરનો ઘમંડ અને ઈસ્લામી મુજાહેદો સુસ્તાન તરફ.

મદાંધ રાજા દાહેર તરફ કાસીદ રવાના થયો અને તેનો તિરસ્કાર ભર્યો જવાબ લઈ પાછો ફર્યો તે દરમ્યાન મુહંમદ કાસીમ લશ્કર સાથે દેબલથી રવાના થઈ બેરૂન તરફ કુચ કરી રહ્યો હતો. દેબલ અને

* એ રાજા દાહિરનો ભત્રીજા હતો જેનું મૂળ નામ વિજયરામ હતું.

બેરૂન વચ્ચે લગભગ ૬૪ માઈલનું અંતર હતું. અને તેથી દરરોજ ૧૦ માઈલના હીસાબે તેઓ ૭ કે સાત દીવસમાં બેરૂનની સીમાએ જઈ પહોંચ્યા. મુહંમદ કાસીમ એક સેનાપતિ હોવા છતાં બહુ દયાળુ હતો અને તેથી તે પોતાના લશ્કરને બહુ હેરાન કરવાને બદલે ધીમે ધીમે અને રાહતથી કુચ કદમ કરતો હતો.

જે હેતુસર ઈસ્લામી લશ્કરે દેબલ ઉપર ચઢાઈ કરી હતી તે હેતુ તો પાર પડી ગયો હતો એટલે કે સીંહલદ્વીપથી આવેલા જેટલા મુસલમાનો દેબલમાં કેદ હતા તે બધાને મુહંમદ કાસીમે મુક્ત કરી દીધા હતા હવે માત્ર એક મુસ્લિમ કુમારીકા તાહેરા અલોરમાં દાહેર પાસે કેદ હતી તેને મુક્ત કરાવવાનું કામ બાકી હતું, અને તેથીજ તેણે દાહેર પાસે કાસીદ મોકલી તાહેરાના છુટકારાની માગણી કરી હતી. જો દાહેરે ડહાપણ વાપરી તાહેરાને મુક્ત કરી દીધી હોત તો ખુદા જાણે આજે હિંદનો નકશો કેવા પ્રકારનો હોત? પરંતુ દુર્ભાગી દાહેર ભાગ્યની અકળ કળા અને ઈસ્લામીઓની ચઢતી દશાનું માપ ન કરી શકયો, અને તેણે તાહેરાને મુક્ત કરવાનો ઈન્કાર કર્યો.

અમે ઉપર જણાવી ગયા છીએ કે હજ્જાજે પત્ર વહેવારની એવી સુંદર વ્યવસ્થા કરી હતી કે બસરાથી લઈ હિંદુસ્તાનના સીંધ પ્રાંત સુધી પાંચ પાંચ માઈલના અંતરે એક એક ચોકી કાયમ કરી બે બે ઘોડેસ્વારો મુકર્રર કર્યા હતા, જેઓ હજ્જાજનો પત્ર મુહંમદ કાસીમ તરફ અને મુહંમદ કાસીમનો પત્ર હજ્જાજ તરફ બહુજ ટુંકા સમયમાં પ્હોંચાડતા. તેમજ આ વ્યવસ્થાના કારણે હજ્જાજને ઇસ્લામી લશ્કરના હલન ચલન સંબંધે પણ ત્વરીત વેગે માહીતી મળતી રહેતી.

જ્યારે હજ્જાજને જણાયું કે મુહંમદ કાસીમે દાહેર પાસે

તાહેરાની મુક્તીની માગણી કરી સુલેહ સંબંધી કાસદ મોકલ્યો છે, ત્યારે હજાજે મુહંમદ કાસમને એક ઠપકાનો પત્ર લખ્યો, જેની મતલબ નીચે પ્રમાણેની હતીઃ—

પ્રિય પુત્ર

હું એ સાંભળીને બહુ ખુશ થયો છું કે તમોએ રાજા દાહેરને સુલેહ માટે લખ્યું, પરંતુ યાદ રાખો કે તમારી એ ઉદાર-દીલીનો અર્થ તે તમારી કમજોરી ગણશે. તમે એવા કાવત્રાબાજો અને કપટીઓનાં મુલ્કમાં છો, કે આવાં વ્યર્થ સલાહના કહેણ તમારા માટે નુકશાનકારક થઈ પડશે- બીજી એક વાત યાદ રાખો કે જ્યારે દાહેરના કે તેના તાબાના કોઈ પણ રાજા સાથે ખુલ્લા મેદાનમાં મુકાબલો થાય અને દુશ્મનો તમારી સામે હાથીઓનું લશ્કર મુકે તો તેવે વખતે તમારા લશ્કરના બધા ઘોડાની આંખોએ 'અંધારપટી' બાંધવી કે જેથી ઘોડા, હાથીઓથી ચમકે નહિં અને તમે સહેલાઈથી ભાલાવતી હાથીઓ પર હુમલો કરી શકશો. વળી સિંધુ નદીને કાઠે જ્યારે તમે પ્હોંચો ત્યારે ત્યાંનો એક કલમી નકશો મને મોકલી આપશો કે જેથી હું તે સંબંધી અગત્યની સુચનાઓ મોકલી શકું.

(હજાજ)

મુહંમદ કાસીમે આ પત્ર આખા લશ્કરને વાંચી સંભળાવ્યો. અમે ઉપર જણાવ્યું તેમ બેરૂનનો રાજા સામની જેણે પ્રથમથીજ હજાજ સાથે સુલેહ કરી હતી અને જેણે મુહંમદ કાસીમ હીંદમાં આવતાંજ અનાજ વીગેરે દરેક પ્રકારની ખાદ્ય સામગ્રીની મદદ કરી

હતી, તે મુહંમદ કાસીમના આગમનની ખબર સાંભળી પોતાના દરબારીઓ સાથે મુહંમદ કાસીમ પાસે આવ્યો અને જણાવ્યું કે દાહેર પાસેથી જવાબ લઈને આવેલા કાસદને પણ અત્રેજ રોકી લેવામાં આવ્યો છે તેમજ દાહેર તરફથી મને પણ હુકમ મળ્યો છે કે સરહદ પર મુહંમદ કાસીમનો મુકાબલો કરવો.

આ હકીકત સાંભળી મુહંમદ કાસીમ સમજી ગયો કે હજ્જાજના લખવા મુજબજ દાહેર પોતાના સલાહના કહેણને ઈસ્લામી લશ્કરની કમજોરી સમજી ગયો છે આથી તેણે નક્કી કર્યું કે હવેથી એવી સલાહ માટે કદી પણ પેશકદમી કરવી નહિ. એ પછી તેણે કાસદ પાસેથી પત્ર લઈ વાંચવો શરૂ કર્યો જેની મતલબ નીચે મુજબ હતી.

ઓ દુધમળ બાળક !

દેબલ પર વિજય મેળવી તું બહુ ફુલાઈ ગએલો દેખાય છે, પણ તારે જાણવું જોઈએ કે દેબલમાં ખાસ કરીને વેપારી લોકો રહેતા હોવાથી લડવૈયા બહુ ઓછા હતા અને તેથી તું દેબલ પર જીત મેળવી શક્યો. પણ હવે શું તારી એટલી હીમ્મત થઈ ગઈ છે કે તું અમને ધમકી આપી તાહેરાની મુક્તીની માગણી કરે છે ? દાહેર પર વિજય મેળવવાની વ્યર્થ કલ્પના તારા દિલમાંથી કાઢી નાંખજે, કારણ કે જ્યારે સિંધી વીરોનો મુકાબલો થશે, ત્યારેજ તને જણાશે કે હીંદી મહાવીરો સાથે કેમ લડી શકાય છે. જો તુ તારી અને તારા લશ્કરની જીંદગી ચાહતો હોય તો હજુ પણ પાછો ચાલ્યો જા, નહિ તો એક પણ મલેચ્છ જીવતો નહિ રહી શકે. તારા જેવા

તુચ્છ તણખલાને હરાવવા માટે તો મારો પુત્ર જયસિંહજ * બસ છે, કારણ કે તે એટલો બળવાન અને શુરવીર છે કે તેનાથી આખા સિંધ દેશના રાજાઓ કંપે છે. વળી અમારી પાસે હાથીઓનું એટલું મોટું લશ્કર છે કે તેનો એકજ ધસારો તારા લશ્કરને ધૂળમાં રગદોળી નાંખશે. "

(મહારાજા દાહેર)

મુહંમદ કાસીમ આ પત્ર વાંચી હસ્યો અને બોલ્યો કે દાહેરને પોતાના લશ્કરના બળપર અને પુત્રની શક્તિ પર ઘમંડ છે, પરંતુ જેઓ હજારો માઇલથી માત્ર ખુદાને ભરોસે અહીં સુધી ધસારો લઇ આવ્યા છે, તેઓ એની પોકળ ધમકીઓથી ડરે તેમ નથી.

સમનીએ જણાવ્યું કે—" રાજા દાહેરનો એવો પણ હુકમ છે કે આપને જીવતા કેદ કરે અથવા આપનું માથું દાહેર સમક્ષ મોકલે."

મહંમદ કાસીમ—એથીજ જણાય છે કે દાહેર મારાથી ડરે છે. ઠીક, અગર ખુદાએ ચાહ્યું તો હું એનું ગર્વ-યુક્ત માથું હજ્જાજ પાસે મોકલીશ.

બેરૂનમાં મુહંમદ કાસમે થોડા દીવસ પડાવ નાંખ્યો કે જેથી લશ્કર આરામ લઇ શકે, પરંતુ અસલમને માટે એક એક પળ એક વરસ જેવી વીતતી હતી. તે જેમ બને તેમ જલ્દીથી તાહેરાને મુક્ત કરવા ચાહતો હતો, આથી બે દીવસ વીતતાંજ તેણે મુહંમદ

* એનું મૂળ નામ કેશવ હતું, અને તે દેબલના કિલ્લામાંથી રાતોરાત નાસી ગયો હતો. કદાચ દાહિરને ખરી હકીકત જણાવા પામી નહિ હોય.

કાસીમને કુચ કરવાની વીનંતી કરી.

દેબલમાં અસ્લમ અને તેના સાથીઓને મુકત કરાવ્યા પછી મુહંમદ કાસીમને અસ્લમ તરફ બહુ મિત્રભાવ થઈ ગયો હતો અને અસલમને પાંચસો સવારોનો અફસર બનાવી દીધો હતો, આથી અસલમની વિનંતી મુજબ મુહંમદ કાસીમે બીજે દીને લશ્કરને કુચ કરવાનો હુકમ આપ્યો.

બેરૂનથી આગળ વધતાં સેવસ્તાનની હદ શરૂ થતી હતી જેનું પાટનગર બેહરૂજ હતું આ બેહરૂજ, સેવસ્તાનના કીલ્લાની નજીક જ હતું. સેવસ્તાનની રાજ લગામ દાહેરના ભત્રીજા રાજા બીજરારાય* પાસે હતી.

બીજે દીવસે ઈસ્લામી લશ્કરે કુચ શરૂ કરી. સૌથી આગળ અસલમની ટુકડી, પછી અબ્દુર્રહમાનની પછી સુફયાનુલ અબરૂક એ પછી હિજલ, એ પછી ખુઝેમા. પછી મુહંમદ કાસીમ અને સૌથી છેલ્લે મુજાશાના ટુકડી હતી. સામની બેરૂનમાંજ રહ્યો પરંતુ ઈસ્લામી લશ્કરને જોઈતી ખોરાક સામગ્રી વીગેરે પુરી પાડતો રહ્યો. આવી રીતે ઈસ્લામી લશ્કર સેવસ્તાન તરફ આગળ વધ્યું.



* વિજયરામનું વિકૃત સ્વરૂપ છે.

## પ્રકરણ ૩૨ મું.

### સેવસ્તાનમાં ગભરાટ.

ઈસ્લામી લશ્કર સેવસ્તાન તરફ કુચ કર્યાના સમાચાર વાયુ વેગે આખા સિંધમાં પ્રસરી ગયા. દેબલની ઝળકતી ફતેહ અને સેવસ્તાન તરફ ઈસ્લામી લશ્કરની રવાનગીના સમાચારોથી હિંદુ કોમમાં ભયની છાવણી ફેલાઈ ગઈ. નાના નાના ગામડાઓના લોકો પોતાના ગામ છોડી આજુબાજુના પ્રદેશમાં નાસી જવા લાગ્યા. કેટલાક તો બાહ્મણાબાદ તરફ નાસી છુટયા. જાણે આખા દેશમાં વિપ્લવ પ્રગટયો હોય તેમ ચોતરફ અશાંતિના પુર ચઢી રહ્યાં હતાં. આ વખતે સેવસ્તાનના પાટનગરમાં દાહેરનો ભત્રીજો રાજા બીજયરાય હતો. તેણે જ્યારે સાંભળ્યું કે મુહંમદ કાસીમનું લશ્કર પુરવેગથી સેવસ્તાન તરફ આવી રહ્યું છે ત્યારે તેના હાંજા ગગડી ગયાં. તેણે તરત પોતાના સેનાપતિ અને પ્રધાનને બોલાવી મંગાવ્યા. મંત્રી આવતાંજ રાજાએ પુછ્યું.

"કેમ મંત્રીજી? સાંભળ્યુંને કે મુહંમદ કાસીમ મલેચ્છોનું લશ્કર લઈ સેવસ્તાન તરફ આવી રહ્યો છે?

મંત્રી—જી હુઝુર! અને મેં તો એ પણ સાંભળ્યું છે કે બેરૂનના રાજા સામનીએ મુહંમદ કાસીમ સાથે સુલેહ પણ કરી લીધી છે!!

રાજા—મંત્રીજી! સામનીએ કોમ અને દેશનો ભયંકર દ્રોહ કર્યો છે. એમ પણ સાંભળ્યું છે, કે તે દેશદ્રોહીએ મલેચ્છ મુસલમાનોને ખોરાક અને બીજી સામગ્રીની વ્યવસ્થા પણ કરી આપી છે.

મંત્રી—મહારાજ એ સાચી વાત છે.

રાજા—હું સમજી શકતો નથી કે સામની મલેચ્છોને મદદ કરવા કેમ તૈયાર થઈ ગયો?

મંત્રી—એ ભેદતો ઈશ્વરજ જાણી શકે છે.

રાજા—મને લાગે છે કે એ મુસલમાનોથી ડરી ગયો હશે. એમજ હોય તો ખરેખર તેણે ભારે નામર્દી બતાવી છે.

મંત્રી—એણેજ નામર્દી બતાવી છે એવું કંઇ નથી પ્રભુ આપણા સેવસ્તાનવાસીઓ પણ કાયરતા બતાવી રહ્યા છે.

રાજા—(આશ્ચર્યથી)–શું?

મંત્રી—એજ કે મુસલમાનો તો હજુ આવ્યા પણ નથી અને આપણાં ગામો ઉજ્જડ થતાં ચાલ્યાં છે. અને લોકો રાજપુતાના અને બ્રાહ્મણાબાદ તરત નાસી છુટયા છે.

રાજા—એ એમની નામરદાઈ અને કાયરતાપણું છે.

મંત્રી—નહિ મહારાજ! એમાં એમનો વાંક નથી.

રાજા—કેમ?

મંત્રી—કારણ કે તેમના રક્ષણ માટે લશ્કર મોકલવામાં આવ્યું નથી.

રાજા—તો શું તે લોકો પોતાનું રક્ષણ કરી શકતા નથી?

આ વખતે સેનાપતિ પણ આવી પહોંચ્યો હતો તેણે પોતાનું સ્થાન લેતાં કહ્યું—

મહારાજ! આપણી પ્રજા ઉપર મુસલમાનોની એવી ધાક બેસી ગઈ છે કે મુકાબલો કરવાનો બદલે પીઠ બતાવવાનુંજ પસંદ કરે છે.

રાજા—એવા કાયરોને વીંધી નાખવા જોઈએ.

સેનાપતી—મહારાજ જો ગામડાના લોકોનું રક્ષણ કરવામાં આવે અને તેમની મદદ માટે લશ્કર મોકલવામાં આવે તો તેઓ અમને ભારે મદદ કરી શકે તેમ છે.

રાજા—તદ્દન નકામી સલાહ છે. હું એવા કોઇ પણ હિંદુની મદદ નથી કરી શકતો જે મુસલમાનોથી ડરતો હોય.

મંત્રી—પરંતુ, મહારાજ! જો આપણી પ્રજાનું રક્ષણ નહિ કરવામાં આવે તો તેઓ બીજા દેશોમાં નાસી જશે અને આપણો આખો પ્રાંત વેરાન બની જશે.

રાજા—મંત્રી, અને સેનાપતી! હું તો મારા દેશમાં એવા વીર પુરૂષો જોવા ચાહું છું જેઓ મુસલમાનોને પુરાજ કરી નાંખે.

સેનાપતી—મહારાજ! આખા સેત્રસ્તાનમાં એવો એક પણ માણસ મળવો મુશ્કેલ છે.

રાજા—(ગુસ્સાથી)—તો શું હીંદુઓ એટલા બાયલા બની ગયા છે, કે પછી મુસલમાનો બહુજ બહાદુર છે?

સેનાપતી—મહારાજ! એ બને વાતો છે.

મંત્રી—મહારાજ! આપે મુસલમાનોની જીતીંગાથાઓ તો સાંભળી હશે?

રાજા (અટ્ટહાસ્ય કરતાં)—મંત્રીજી! દુન્યામાં હીંદુઓ કરતાં

બહાદૂર કોમ બીજી કોઈ છેજ નહિ.

મંત્રી અને સેનાપતીને રાજાના આ છોકરવાદી ભરેલાં વેણુ લાગ્યાં. સેનાપતીના મુખપર ગંભીરતા છવાઈ ગઈ. રાજા વિજયરામ જુવાન હતો. તે હંમેશાં સુરા અને સુંદરીઓમાં મસ્ત રહેતો. તેને અનેક રાણીઓ હતી. તે ઉપરાંત અનેક સુંદર રખાતો હતી. જાણે તેનો મહેલ રૂપસુંદરીઓના અખાડા સમાન હતો.

સેનાપતીએ કચવાઈને ગંભીરતાથી કહ્યું-મહારાજ મુસલમાનોએ દેબલ જેવા મજબુત મથક પર વિજય મેળવી તેમની બહાદુરીની સાબીતી આપી દીધી છે.

**રાજા**—મલેચ્છોની બહાદુરીના વખાણ મારે સાંભળવાં નથી. હું તેમની સાથે લડવા તૈયાર છું, સેનાપતીજી! કહો તમારૂં સૈન્ય તૈયાર છે?

**સેનાપતી**—મહારાજ! જાહેર રીતે તો તઈયાર છે, પરંતુ તેમના દીલની વાત તો ભગવાન જાણે.

**રાજા**—કેમ?

**સેનાપતી**—કારણ કે મહારાજ! હિંદુઓ મુસલમાનો સાથે ખુલ્લા મેદાનમાં મુકાબલો કરવા તઈયાર નથી.

આ વખતે રાજ્ય મહેલની બહારથી પુષ્કળ ઘોંઘાટ અને શોરબકોરનો અવાજ સંભળાયો.

રાજાએ સેનાપતીને કહ્યું-સેનાપતિજી! જરા જુઓ તો એ શું મામલો છે?

**સેનાપતી**—મહારાજ! હમણાંજ જોઈને આવું છું.

## પ્રકરણ ૩૩ મું.

## ઇસ્લામી લશ્કર આવી પ્હોંચે .

રાજા પાસેથી નીકળી સેનાપતી બહાર આવ્યો અને દરવાજા આગળ જતાં સેંકડો પ્રજાજનોને એકત્ર થઈ પોકારો કરતા અને શોર બકોર કરતા જોયા. સેનાપતિએ પુછ્યું.

“તમે શા માટે આવ્યા છો ? અને તમને શું જોઈએ છે ?”

એક વૃદ્ધ પ્રજાજને આગળ આવી હાથ જોડતાં કહ્યું—“અમે મહારાજાને કંઈ અરજ કરવા માગીએ છીએ.”

સેનાપતિ—ઠીક, હું હમણાંજ મહારાજાને ખબર આપું છું.

સેનાપતિએ અંદર આવી બીજયરાયને કહ્યું—“મહારાજ ! પ્રજાજનો આપને મળવા માગે છે.”

આ સાંભળતાં રાજા તરત ઉઠયો અને સેનાપતી તથા મંત્રી સાથે બહાર આવ્યો. રાજાએ મહેલના ચબુતરા પર ઉભા રહી પુછ્યું—‘શું છે ?’

રાજાને જોતાં પ્રજાજનોએ હાથ જોડી નમન કર્યું. રાજાએ પુછ્યું—“મારા વિશ્વાસુ પ્રજાજનો ! તમે શું માંગો છો ?”

પેલા વૃદ્ધ પ્રજાજનને આગળ આવી કહ્યું—“અન્નદાતા ! અમે એટલા માટે આપની પાસે આવ્યા છીએ કે મુસલમાનોનું લશ્કર બહેરૂજ સામે આવી પ્હોંચ્યું છે............”

રાજા આ શબ્દો સાંભળતાંજ દીગ્મુઢ થઈ ગયો. તેણે આશ્ચર્યથી કહ્યું—“શું મલેચ્છોનું લશ્કર બહેરૂજ સામે આવી ગયું છે.”

વૃદ્ધ—જી હા અન્નદાતા !

રાજા—આશ્ચર્યકારક ઘટના છે. ?!

વૃદ્ધ—અન્નદાતા ! એમાં આશ્ચર્ય પામવા જેવું કશું નથી. મુસલમાનો મનુષ્ય નથી પણ રાક્ષસો જેવા છે. તેઓ ઘડીમાં અહીંયાં અને ઘડીમાં ત્યાં હોય છે.

રાજા—ઠીક, તો તમે શું કહેવા માગો છો ?

વૃદ્ધ—અન્નદાતા ! અમે આપના પ્રજાજનો આપની પાસે વિનંતી કરવા આવ્યા છીએ કે કૃપા કરી મુસલમાનો સાથે સુલેહ કરી લેવામાં આવે. *

આ સાંભળતાં રાજા ક્રોધથી રાતો પીળો થઈ ગયો અને ગુસ્સાથી પોકાર્યો-સુલેહ કરી લઉં ?...કોની સાથે ?...મલેચ્છો સાથે ?...નહીં...નહીં...કદી નહિ !!

વૃદ્ધ—અન્નદાતા ! આપે સાંભળ્યું હશે કે દેબલનો કીલ્લો મુસલમાનોએ ફતેહ કરી દીધો છે, નેરનના રાજા સામનીએ મુસલમાનો સાથે સુલેહ કરી પોતાની પ્રજાને મહા આનર્થમાંથી બચાવી લીધી છે. અન્નદાતા ! આપણા પુરાણા પુસ્તકોમાં લખ્યું છે કે મુસલમાનો સિંધ ઉપર કબજો કરશે અને તેથી ઓ અન્નદાતા પ્રજાને બરબાદીમાંથી બચાવવા આપ સુલેહ કરી લો. ઇસ્લામી ઇસ્લામી લશ્કરના સેનાપતિને તેમના વાઇસરોયે પણ હુકમ આપ્યો છે કે જેઓ તમારી પાસે સુલેહની માગણી કરે તેની સાથે હંમેશાં સુલેહ કરી લેશો, તેથી અન્નદાતા ! જો આપણે સુલેહની માગણી કરીશું તો ઇસ્લામી લશ્કરનો વડો તે તરત કબુલ કરશે.”

* (જુઓ સીંધનો ઇતિહાસ-પાનું ૧૨૯)

વૃદ્ધ પુરૂષના શબ્દોથી રાજાના રોમે રોમમાં ક્રોધાગ્નિ પ્રગટયો હતો. વૃદ્ધે પોતાનું બોલવું પુર્ણ કરતાંજ રાજાએ કહ્યું–તમે હિંદુઓ, મુસલમાનોથી ડરો છો અને તેથી આજે તેમના વખાણ કરી રહ્યા છો. ધીક્કાર છે તમને, શરમ છે તમને. એક સાચો હિંદુ કદી પણ મુસલમાનના વખાણ કરી શકે નહિ. હું એક રજપુત છું અને સુર્ય સામે ઉભો રહી પ્રતિજ્ઞા લઉં છું કે હું કદી પણ મુસલમાનો સાથે સુલેહ કરીશ નહિ, બલકે તેમની સાથે લડીશ અને તેમને સિંધ દેશમાંથી કાઢી મુકીશ, અથવા લડતાં લડતાં મારા પ્રાણનો ભોગ આપીશ. હું તમને બધાને પણ કહું છું કે તમારા દેશ અને તમારા ધર્મને બચાવવા તૈયાર માટે થઈ જાઓ, વિરતા પુર્વક મેદાનમાં નીકળો, સુલેહના કાયરતા ભરેલા વિચારો ત્યાગો અને હથીયાર પકડો, બોલો, તમને બધાને એ મંજુર છે ?

સેંકડો પ્રજાજનોમાંથી કોઈએ પણ જવાબ ન આપ્યો. જાણે સુન્નાટો છવાઇ ગયો હોય તેમ બધેબધ ચુપકીદી પથરાઇ ગઈ.

આ વખતે કીલ્લા બ્હારથી ઘોર ગર્જના સંભળાઈ અને બધાએ સાફ રીતે મુસલમાનોનો "અલ્લાહો અકબર" નો ગગનભેદી અવાજ સાંભળ્યો.

અલ્લાહો અકબરનો અવાજ સાંભળતાંજ ગભરાટ ફેલાઇ ગયો. રાજાએ મંત્રી અને સેનાપતિ તરફ ફરી કહ્યું "અફસોસ! આપણે બેખબરજ રહ્યા અને શત્રુઓ આવી પ્હોંચ્યા. જાઓ, જલદી જાઓ અને કીલ્લાનો દરવાજો બંધ કરાવો અને કીલ્લાના બુરજો પર લશ્કર મોકલી આપો. હું પણ તમારી પાછળજ આવી પ્હોચું છું "એમ કહી

તેણે પ્રજાજનો તરફ ફરીને કહ્યું " આ વખત વાતો કરવાનો નથી દુશ્મનો ઠેઠ આવી પુગ્યા છે. જો આવે સમયે આપણે પણ સુલે માટે કહેવડાવીશું તો તેઓ કદાચ નહિ માને. થોડો સમય રા જુઓ અને હાલને માટે કીલ્લાનું રક્ષણ કરવા તૈયાર થઈ જાઓ તમો બહાદુર છો, અને બહાદુરોના વંશજ છો, માટે તમારી બહાદુર અને વીસ્તારને કલંકનો ડાઘ ન લગાડો. "

પ્રજાજનોમાં રાજાના આ ભાષણથી જુસ્સો પ્રેરાયો. તેઓ રાજા " બીજરાયની જય " પોકારતા વિખરાઈ ગયા, એ પછ રાજાએ પણ પોતાનો ઘોડો મંગાવ્યો અને થોડાક ઘોડેસ્વાર સીપા ઈઓ સાથે કીલ્લા તરફ રવાના થયો.



## પ્રકરણ ૩૪ મું

### મુકાબલો.

જ્યારે રાજા બિજયરાય કીલ્લાના બુર્જ આગળ પ્હોંચ્યો ત્યાં હિંદુ સૈનીકો બુર્જના બાકોરામાંથી મુસલમાનોને જોઈ રહ્યા હતા જ્યારે કેટલાય હિંદુ સઈનીકો ગભરાટ અને બીકની હાલતમાં આમ તેમ દોડી રહ્યા હતા. રાજાના આવી પહોંચતાંજ સેનાપતિ નજી આવ્યો. રાજાએ કીલ્લા ઉપરથી જોયું તો ૫૦૦ કે ૭૦૦ મુસલમા નોની એક ટુકડી લીલો ઈસ્લામી ઝંડો ફરકાવતી રૂવાબ અને દમામ સાથે નજીક આવી રહી હતી. આ ટુકડીને મોખરે નવજવાન અસ લમ હાથમાં ઇસ્લામી ઝંડો લઈ દમામભેર ચાલતો હતો. અ

ટુકડીએ કીલ્લાની સામે આવી, તીરના મારાથી દુર રહે એટલે છેટે પડાવ કર્યો અને છાવણી નાંખવા માંડી.

મુસલમાનોની આટલી નાની સંખ્યા જોતાં રાજા બિજયરાયના મુખ પર તીરસ્કારનું હાસ્ય ફરક્યું અને તેણે સેનાપતિને કહ્યું:—

"સેનાપતિ ! મલેચ્છો ઘણા થોડા છે, લશ્કર એકદમ તૈયાર કરી તેમના ઉપર હુમલો કરી દો."

સેનાપતિ—મહારાજ ! કદાચ મુસલમાનોનું લશ્કર આસપાસમાં છુપાયલું હશે તો ?

રાજા—તમે તેની ફીકર ન કરો. તમારી સાથે દસ હજાર માણસનું લશ્કર લઈ કીલ્લાના દરવાજા ખોલી નાખો અને તાત્કાલીક હુમલો કરી કત્લેઆમ ચલાવો.

સેનાપતિ નમન કરી ચાલ્યો ગયો. થોડીજવારમાં કીલ્લાના દ્વાર ઉઘડી ગયાં અને મુસલમાનોની નાની સંખ્યા જોઈ જોશમાં આવી ગએલા હિંદુઓ ઉત્સાહભેર બ્હાર નીકળ્યા.

આ વખતે મુસલમાનો તંબુ નાંખવામાં મશગુલ હતા. હિંદુઓને કીલ્લાની બ્હાર નીકળતાં જોતાંજ તેઓ તંબુનું કામ પડતું મુકી હારબંધ ગોઠવાઈ ગયા. હિંદુ લશ્કર પણ તેમની સામે ગોઠવાઈ ગયું. બન્ને લશ્કરો એટલા અંતરે હતા કે તીરથી એક બીજા ઉપર મારો ચલાવી શકે. હિંદુ લશ્કરની સંખ્યા ૧૦ હજાર કરતાં ઓછી ન હતી, જ્યારે મુસલમાનોની આ ટુકડી માત્ર ૫૦૦ કે ૭૦૦ ની હતી. અને આ નાની સંખ્યાને પોતાની સામે જોઈ હિંદુ સઈનીકો ગર્વથી ફુલાઈ ગયાં હતા. લશ્કર ગોઠવાઈ જતાંજ રાજા ત્વરીત

વેગે આવી પ્હોંચ્યો. તેણે આવતાંજ સેનાપતિને હુકમ આપ્યો કે યુદ્ધ શરૂ કરવામાં આવે, તરતજ " હર હર મહાદેવ " અને 'રાજા વિજયરાયની જય ' ના પોકારો સાથે હિંદુ લશ્કરે તીરનો ભયંકર મારો શરૂ કર્યો. સામે બાજુ અસ્લમ અને તેની ટુકડી પણ તઈયાર હતી. " અલ્લાહો અકબર " ની ગગનભેદી ગર્જના સાથે આ નાનકડી ટુકડીએ કમાન પર તીર ચઢાવ્યા અને બીજી ગર્જના સાથે એક સાથે તીર છુટયા. જાણે એકજ કમાનમાંથી અનેક તીર છુટતા હોય તેમ એક સાથે નીકળીને તીર હીંદુ લશ્કર પર જઈ પડયા અને કેટલાક સઈનીકોને ઘાયલ કરી દીધા. મુસલમાનો તરફથી છુટેલા આ તીરથી હિંદુ લશ્કરમાં ગભરાટ ફેલાઈ ગયો. આ પળે મુસલમાનોએ " અલ્લાહો અકબર " ની બીજી ગર્જના સાથે આગળ વધવા માંડયું. તેઓ દુશ્મનોના તીરને બચાવતા ગયા. સામે તીર છોડતા ગયા અને ઝડપ ભેર આગળ વધતા ગયા. જોત જોતામાં આ નાનકડી ટુકડી એટલી નજીક આવી પ્હોંચી કે હવે તીરંદાજી નકામી થઈ પડી અને બંને પક્ષોએ તાતી તલવારો ખેંચી કાઢી.

સીંધી સમશેરો અને અરબી તલવારો વચ્ચે તણખા ઝરવા લાગ્યા, જોત જોતામાં કપાયેલાં માથાં, હાથ અને પગથી જમીન રક્તવર્ણી થઈ પડી. હરહર મહાદેવ અને અલ્લાહો અકબરની ગર્જનાથી આકાશ ગુંજી ઉઠયું.

યુદ્ધ પોતાના પુરા રંગમાં પ્રગટી ઉઠયું. દસ હજાર વતન-પરસ્ત હીંદુ સઇનીકો સામે મુઠીભર તોહીદ પરસ્તો ઝઝુમી રહ્યા. પરંતુ નાનકડી સંખ્યા ક્યાં સુધી મુકાબલો કરી શકે ? હિંદુ

સૈન્યના એક જબ્બર ધસારા સાથે મુસલમાનોના પગ ઉખડી ગયા અને તેઓ પોતાની છાવણી સુધી પાછળ હઠી ગયા.

ટુકડીના નવજુવાન સરદારે આ હાર જોઈ, હજુ સુધી અસલમ જે સ્થાને ઉભો હતો ત્યાંજ ઉભો ઉભો લડી રહ્યો હતો. તેના એક હાથમાં ઈસ્લામી ઝંડો પવનમાં ફરફરી રહ્યો હતો અને બીજા હાથમાં તેની લોહી તરસી તલ્વાર હીંદુઓના ધડ અને માથા વચ્ચે અંતર કરી દેતી હતી. તેનો અરબી ઘોડો તેના દરેક ઈશારે વિજળીની માફક ઘુમી રહ્યો હતો. અસલમે પોતાના લશ્કરને પાછળ હઠતાં જોઈ લલકારી કહ્યું "ઓ તૌહીદના સંતાનો ! શું પરદેશમાં આવી રીતે કાયરતા બતાવી ઈસ્લામી વીરતા પર કલંકનો ડાઘ લગાડવો છે? શું ખુદાના કરતાં તમે આ હિંદુઓથી વધારે ડરો ડરો છો ? શું જન્નતને બદલે દોઝખને વધુ પસંદ કરો છો? આવો, ઓ ઈસ્લામના સિંહો ! પાછળ હઠી નામરદી સાથે મરવા કરતાં હુમલો કરી વીરતાથી મરો અને શહીદીના રુત્બાને પામો."

અસલમના શબ્દોએ પાછા હઠતા લશ્કરમાં નવો પ્રાણ ફુંક્યો. અલ્લાહો અકબરની ગર્જના સાથે ઈસ્લામી લશ્કર હવે આગળ વધ્યું અને પછી તો હિંદુઓના હોશ ઉડી ગયા. થોડીવાર પહેલાં પાછું હઠતું સૈન્ય આટલી જલ્દી આગળ ધસી આવશે એવો જેમને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો તેઓ આ નવા ધસારાથી અને મુઠ્ઠીભર મુસ્લિમોની હીંમતથી ચકીત થઈ ગયા. તલ્વારો અથડી પડી. ચીણગારીઓ ઝરવા લાગી. ખુનની ધારો ઉડવા લાગી. ચીસોથી મેદાન ભયંકર ભાસવા લાગ્યું. આ વખતે નજદીકથી **અલ્લાહો અકબરની** ગર્જનાનો ઘોર નાદ સંભળાયો. હિંદુઓના કાન ઉંચા થઈ ગયા.

તેમણે પેઃકારની દીશાએ જોયું. તો ઈસ્લામી ઝંડો ફરકાવતું એક લશ્કર ગર્જનાઓ કરતું યુદ્ધ મેદાન તરફ આવી રહ્યું હતું. ઈસ્લામી લશ્કરમાં આ [illegible]ની ટુકડીના આગમનથી જોશ ફેલાઈ ગયો. જ્યારે હિંદુઓના દાવ બેસી ગયા. જોત જોતામાં અબ્દુલ્લ રહેમાન બીન અસલમ એક હજાર શુરવીર સીંહો સાથે મેદાનમાં આવી ઉભો. મેદાનમાં આવતાંજ મામલો સમજી ગયો અને તરતજ અલ્લાહો અકબરની ગર્જના સાથે આ નવું સઈન્ય હિંદુઓ પર તુટી પડયું. હવે હિંદુઓની હિંમત તુટી ચુકી હતી. તેઓ લડતાં લડતાં પાછા હઠવા લાગ્યા. સેનાપતી અને રાજાએ પુષ્કળ મહેનત કરવા છતાં લશ્કર આગળ નજ વધ્યું. અંતે રાજા પણ લશ્કર સાથે જોડાયો અને હિંદુઓ પોનાના જંગી સઈન્ય છતાં કીલ્લામાં નાસી ભરાયા.

હિંદુઓને મેદાન મુકી નાસી જતા જોઈ મુસલમાનો અટકી ગયા અને પીછો કરવાનું મુનાસબ ન ધાર્યું, બલકે ખુલ્લા મેદાનમાં હિંદુઓને આપેલી આ ભયંકર હાર માટે ખુદાનો શુક્રાના અદા કર્યો અને અસલમ તથા અબ્દુરહેમાનની ટુકડીઓએ મળી છાવણી નાખવાનું અધુરૂં કામ આગળ ચલાવ્યું.

બીજા હાથ પર હીંદુ લશ્કરે કીલ્લામાં ઘુસી જઈ કીલ્લાના દ્વાર બંધ કરી દીધાં.

## પ્રકરણ ૩૫ મું.

### જીવ સટોસટનો પ્રયાસ.

વિજયરાય, રાજા દાહેરનો ભત્રીજો થતો હતો. દાહેર જેવીજ આદતો તેનામાં પણ હતી એજ જક્કી સ્વભાવના કારણે પ્રજા, સેનાપતી અને મંત્રીના સમજાવ્યા છતાં તે દસ હજારના સૈન્ય સાથે કીલ્લાની બ્હાર નીકળીને મુસલમાનો સાથે લડયો. મુસલમાનોની નાની સંખ્યાના કારણે તેને પુરતી આશા હતી કે તે મુસલમાનોને ભગાડી મુકશે પરંતુ એક નાનકડા મુકાબલામાંજ તેની આંખો ઉઘાડી ગઈ અને સાડા ચાર હજાર માણસોનાં મડદાં રણમેદાનમાં મુકી તેને કીલ્લામાં ભરાઈ જવું પડયું.

પણ હવે તેના ક્રોધનો અંત ન હતો. તે કૃતાંત કાળ સમ બની ગયો હતો. કીલ્લામાં આવતાંજ તેણે કીલ્લાના તમામ બુરજ અને દીવાલ ઉપર પત્થરના ઢગલા અને તીરના ભાથા મુકાવી દીધા. વળી બુર્જ ઉપર રાતે અગ્ની સળગતો રહે એવી પણ વ્યવસ્થા કરી કે જેથી દુશ્મનો સમજી શકે કે કીલ્લાનું સૈન્ય જાગ્રત છે. આટલી વ્યવસ્થા કર્યા પછી તે પોતાના મહેલમાં ચાલ્યો ગયો.

કીલ્લાની સામે ઈસ્લામી છાવણીમાં પણ શાંતી પથરાઈ ગઈ હતી. કેટલાક સઈનીકો છાવણીઓ નાંખવામાં મશગુલ હતા અને કેટલાક સઈનીકો રાંધવા લાગી ગયા હતા, જ્યારે કેટલાક સઈનીકો ખુદાની બંદગીમાં મશગુલ હતા. ઈસ્લામી લશ્કરની બાકી ટુકડીઓ પણ એક પછી એક થોડા થોડા સમયને અંતરે આવતી જતી હતી. સૌથી છેલ્લી ટુકડી મુહંમદ કાસીમની આવી પ્હોંચી. મુહંમદ કાસીમ આવતાંજ તેને જંગની તમામ સંભળાવવામાં હકીકત

આવી હતી. હકીકત સાંભળી તે બહુ ખુશ થયો અને તેણે અસ્લમના બહુ વખાણ કર્યાં. બીજે દીવસે સવારે નમાઝ વીગેરેથી પરવારી મુહમ્મદ કાસીમ, પોતાના સલાહકારો, અસલમ, અબ્દુલરહેમાન, સુલેમાન અલ અબઝફ, ખુઝેમા, ઊજેલ, ખઝલા, નબાલા અને અબ્દુલકયસને સાથે લઈ કીલ્લાની તપાસ માટે નીકળ્યો.

તેઓ છાવણીમાંથી નીકળી ઘોડેસ્વાર થઈ આખા કીલ્લાની આસપાસ ફરી આવ્યા પણ કીલ્લાના કોઈ પણ ભાગ ઉપરથી હુમલો કરી શકાય એવું ન જોયું. મધ્યાહ્ન સમયે તેઓ પોતાની છાવણીમાં પાછા આવ્યા અને બીજા દીવસે કીલ્લા પર હુમલો કરવાનુ નક્કી કર્યું.

બીજે દિવસે સ્વારે નમાઝથી પરવારી ઈસ્લામી લશ્કર તૈયાર થયું. ઈસ્લામી ઝંડા ફરકવા લાગ્યા. અલ્લાહો અકબરની ગર્જનાથી ઝમીન કંપવા લાગી અને ઈસ્લામી લશ્કરે કીલ્લા તરફ પ્રસારો શરૂ કર્યો.

આ બાજુ કીલ્લાનું સઈન્ય પણ ગફલતમાં ન હતું. મુસલમાનોની હીલચાલ પર બારીક નજર રાખવામાં આવતી હતી. ઇસ્લામી સઈન્યમાં તૈયારી થતાંજ કીલ્લા ઉપરના સૈન્યે શોરબકોર કરી મુકયો. રણશીંગડા ફુંકાવા લાગ્યાં અને જોત જોતામાં આખા કીલ્લામાં ખબર પડી ગઈ કે ઈસ્લામી લશ્કર હલ્લો કરે છે.

સેનાપતી અને રાજા કીલ્લાની દીવાલ ઉપર દોડી આવ્યા અને તીરનો ભયંકર મારો શરૂ થયો. તે સાથે ગોફણમાંથી નાના પથ્થરનો વરસાદ વરસવા લાગ્યો. આ બાજુ ઈસ્લામી લશ્કરે પુરજોશ પ્રસારો કર્યો હતો, પરંતુ તે નિષ્ફળ નીવડયો; કારણ કે તીરના સતત મારાથી અને પત્થરના વરસાદથી આગળ વધવું મુશ્કેલ થઈ

ગયું હતું. અંતે ભારે નિરાશા વચ્ચે ઈસ્લામી લશ્કર પાછું હઠયું અને છાવણીમાં પ્હોંચી ગયું.

આવી રીતે કેટલાક દીવસ સુધી ઈસ્લામી લશ્કરે નીષ્ફળ હુમલા કર્યા. અને દર વખતે ભારે નિરાશા પુર્વક પાછું હઠવું પડયું. કારણ કે કીલ્લાની દીવાલ એટલી ઉંચી હતી કે બહારથી તીરોનો મારો વ્યર્થ જતો હતો. જ્યારે કીલ્લામાંથી જે મારો ચલાવવામાં આવતો તે સચોટ નીવડતો. જ્યારે કેટલાક દિવસ આવા નિષ્ફળ હુમલાઓમાં નીકળી ગયા ત્યારે એક દીવસે રાત્રે મુહંમદ કાસીમે, અસ્લમ, અને બનાનાને પોતાના તંબુમાં બોલાવ્યા, અને આ કીલ્લો સર કરવા માટે શું કરવું તે ઉપર વાટાઘાટ કરી. મુહંમદ કાસીમે કહ્યું—મિત્રો આવી રીતે જો આપણે અત્રે પડયા રહીશું તો વર્ષો સુધી પણ કીલ્લો સર થઈ શકશે નહી. માટે હવે આપણે શું કરવું તે ઉપર વિચાર કરવાની જરૂર છે કીલ્લાની દીવાલ એટલી ઉંચી છે અને ઉપરથી એટલો સખત મારો ચલાવવામાં આવે છે કે કીલ્લાની પાસે જવું પણ મુશ્કેલ થઈ પડે છે.

અસ્લમ—હુઝુર ! આપ રજા આપો તો હું એક સાહસ ખેડવા માગું છું.

મુહંમદ કાસીમ—તે શું ?

અસ્લમ—હુઝુર ! પાછલી રાત્રે જ્યારે ચંદ્રનો અસ્ત થઇ જાય ત્યારે હું થોડાક સીપાહીઓ સાથે કીલ્લા તરફ જવાની ઈચ્છા રાખું છું. કીલ્લા પાસે જઈ અમે નીસરણીઓ દ્વારા ઉપર જઈ પ્હોંચીશું અને અસાવધ સૈનીકો સાવધ થાય તે પ્હેલાં બારણાં ઉઘાડી નાખીશું.

મુહંમદ કાસીમ—યુક્તિ તો ઠીક છે, હું પણ તમારી સાથેજ આવીશ.

અસ્લમ—નહિ હુઝુર ! કારણ કે જો ખુદા ન કરે અને અમને કંઈ થયું તો તેથી ઇસ્લામી લશ્કરને કંઈ ખોટ જવાની નથી, પરંતુ આપને જો કંઈ થાય તો ઈસ્લામી લશ્કરમાં નિરાશા ફેલાય અને દુશ્મનોની કીંમત વધી જાય.

કેટલાક આગ્રહ પછી મુહંમદ કાસીમે છાવણીમાંજ રહેવાનું કબુલ કર્યું પરંતુ સુચના આપી કે કીલ્લાની દીવાલ ઉપર યોગ્ય સંખ્યા પ્હોંચી જતાંજ એક નાઅરો લગાવવો કે જેથી અમે પણ આવી પ્હોંચીશું.

એ પછી અસલમ અને બનાના પોતાના તંબુમાં આવ્યા અને નમાઝ પઢી, પાછલી રાત સુધી કુરાને કરીમની તીલાવત કરતા રહ્યા. જ્યારે ચંદ્રનો અસ્ત થઈ ગયો ત્યારે અસ્લમ અને બનાનાએ તીલાવત પુર્ણ કરી અને નિખાલસ હૃદયે પોતાની કામયાબી માટે દુઆ માગી. એ પછી પોતાની ટુકડીને ચુપચુપ તૈયાર કરી તેઓ ગંભીર ચુપકીદી સાથે છાવણીમાંથી બ્હાર નીકળ્યા. સૌથી મોખરે અસ્લમ અને બનાના હતા અને તેમની પછવાડે ૧૦૦૦ જાંબાઝ મુજાહીદો આજે મોતને ભેટવા માટે ગંભીર પરંતુ શાંત રીતે ચાલતા હતા.

કીલ્લાની દીવાલ ઉપર અગ્નીના પ્રકાશમાં સીપી સઈનીકોના ઓળા ભુતાવળ સમાન આમ તેમ ફરતા દેખાતા હતા. રાત્રીની ઘોર નિસ્તબ્ધતા અને અંધકારમાં આ ઇસ્લામી ટુકડી છાવણીનો ચકરાવો

લઈ કીલ્લાની નજીકની એક ઝાડીમાં આવી ઉભી. હવે અસ્લમે બધા સઈનીકોને બેસી જવાનો હુકમ કર્યો અને યોગ્ય સુચનાઓ પછી ૫૦ માણસોની સાથે અસ્લમ અને બનાનાએ કીલ્લા તરફ પ્રયાણ કર્યું.

જોત જોતામાં તેઓ કીલ્લા પાસે આવી પ્હોંચ્યા. તેની પાસે ૪ લોખંડની નીસરણીઓ હતી. જેમાં કાણા પાડેલા હોવાથી જરૂરત મુજબ લાંબી ટુંકી કરી શકાતી. કીલ્લા પાસે પહોંચી દીવાલ સાથે નીસરણીઓ ટેકવી દેવામાં આવી અને બીસ્મીલ્લાહ બોલી અસ્લમે બનાના અને બીજા બે મુજાહેદોએ ઉપર ચઢવું શરૂ કર્યું.

ઉપર જણાવ્યું તેમ નીસરણીઓ કાણાવાળી હોવાથી તેની સાથે જોડાણ કરી નીસરણીઓને જરૂર પુરતી લાંબી કરી લેવામાં આવી હતી. કીલ્લાની દીવાલ પર અગ્ની સળગતો હતો અને થોડાક સઈનીકો આમતેમ ફરી રહ્યા હતા. જ્યારે સેંકડો સઈનીકો તાપણાની આસપાસ પડયા પડયા ઘોરતા હતા.

ઉપર પ્હોંચી ચારે વીરો દીવાલની પ્હોળી સપાટી ઉપર કુદી પડયા. તેમને ઉપર કુદી પડતાં જોતાંજ ચોકી ભરતા સઈનીકો ભયભીત થઈ ગયા. આ પળેજ બીજા ચાર મુજાહેદો ઉપર કુદી આવ્યા. હવે હીંદી સઈનીકોમાં ગભરાટ ફેલાઇ ગયો અને તેઓ બુમરાણ કરી બીજાઓને જગાડવા લાગ્યા અને તલવારો સાથે મુસલમાનો ઉપર તુટી પડયા.

આ પળેજ બીજા મુજાહેદો પણ ઉપર આવી ગયા હવે કુલ બાર મુજાહેદો એ મળી "અલ્લાહો અકબર" ની ગર્જના કરી દીધી અને તલ્વારો ખેંચી દુશ્મનો ઉપર તુટી પડયા. આ બાર મુજાહેદોના

નાઅરાને બેવડાવી કીલ્લાની નીચેના અને ઝાડીમાં સંતાયલા સૈન્યે ગર્જનાને બેવડાવી દીધી. રાત્રીના ઘોર અંધકારમાં આ ગગનભેદી ગર્જનાએ આખા કીલ્લામાં ખળભળાટ મચાવી દીધો. દર પળે ચાર ચાર મુજાહેદો કીલ્લાની દીવાલ ઉપર કુદતા હતા અને તલ્વાર ખેંચી હિંદુ સઈનીકો ઉપર તૂટી પડતા હતા. હીંદુ સઈનીકો ગભરાયલી હાલતમાં બુમાબુમ કરી શોર મચાવી રહ્યા હતા. દીવાલ ઉપર મુઠ્ઠીભર મુજાહેદો અને સઈનીકો વચ્ચે તલ્વારો ખણખણી રહી હતી, અને તણખા ઝરી રહ્યા હતા.



## પ્રકરણ ૩૬ મું.

### કીલ્લો સર થાય છે.

તલ્વારોના ઝાટકા બોલી રહ્યા હતા. અગ્નીના તણખા ઝરી રહ્યા હતા. ભય અને ગભરાટમાં હિંદુ સઈનીકો અવ્યવસ્થીત રીતે આમ તેમ દોડતા અને ચીસો પાડતાં હતા.

ચંદ્રતો ક્યારનોય છુપાઈ ગયો. આખું જગત ઘોર અંધકારમાં લપેટાઈ ગયું હતું. માત્ર તાપણાઓમાં બળતા અગ્નીના પ્રકાશ સિવાય બીજો પ્રકાશ ન હતો. આથી મુસલમાનો કેટલા છે તેની હિંદુ સઈનીકોને ખબર પડતી ન હતી. માત્ર તેઓ એટલુંજ જાણતા હતા કે મુસલમાનો બહુજ થોડા છે.

પરંતુ થોડા થોડા સમયને અંતરે ચાર ચાર મુજાહેદો દાંતમાં

તલવારો પકડી નીસરણીઓ પરથી કુદી આવતા હતા અને ઉપર કુદતાંજ તલ્વાર ખેંચી સીધા હીંદુઓ પર હુમલો કરી દેતા હતા. હીંદુ સઇનીકોના ગભરાટની એ હાલત હતી કે તેઓ હજુ સુધી એટલો અંદાજો પણ કરી શકયા ન હતા કે કીલ્લાના આ ભાગ ઉપરજ મુસલમાનો ચઢી ચુકયા હતા કે બીજી બાજુ પર પણ હતા? ખરી રીતે તો મુસલમાનો કીલ્લાના આ ભાગ ઉપરજ હતા. પરંતુ તેમના અચાનક હુમલાથી હિંદુઓએ ગભરાઈને જે શોરબકોર કર્યો તેથી આખા કીલ્લાની દીવાલ ઉપરના સઇનીકો પણ જાગ્રુત થઈ ગયા હતા અને બીજાઓની દેખાદેખી બૂમો પાડતા હતા. પરીણામે દરેક સઇનીકને એમ લાગતું કે આખા કીલ્લા ઉપર મુસલમાનો પથરાઈ ગયા છે અને ઠેક ઠેકાણે જંગ ચાલી રહ્યો છે, જ્યારે ખરી વસ્તુ સ્થીતી એવી હતી કે કીલ્લાના એકજ ભાગ ઉપર મુસલમાનો ચઢયા હતા અને હજુ સુધી તેમની સંખ્યા મુશ્કેલીએ ૨૦ થી ૨૫ ની થઈ હતી.

જેમ જેમ શોર બકોર વધતો ગયો તેમ તેમ ઉંઘતા સૈનીકો સફાળા જાગી ગયા અને અવ્યવસ્થીત રીતે હુમલો કરતા રહ્યા. પરંતુ સવાલ એ હતો કે હુમલો કોના પર કરવો? મુસલમાનો મુઠ્ઠીભર હતા. હીંદુઓ હજારો હતા. પરિણામે હીંદુ સઇનીકોની આગલી હારોજ તલવારો વીંઝી શકતી હતી, જ્યારે પાછળ ઉભેલા સઇનીકો માત્ર શોર બકોર કરવા સીવાય બીજું કંઇ કરી શકતા નહતા.

પરંતુ હવે હિંદુ સઇનીકોને મુસલમાનોની સંખ્યાનો કંઇ ખ્યાલ આવ્યો ને તેઓએ ' હર હર મહાદેવ 'ના પોકાર સાથે મુસલમાનો પર હુમલો કરી દીધો. આ વખતે મુસલમાનોની સંખ્યા ૪૦ ની થઈ

મુકી હતી. આ મોટા ધસારાને રોકવા આ ચાળીસ મુજાહેદો અસમર્થ નીવડયા અને પાછળ હઠવું પડયું. પરંતુ મુસલમાનો જાણતા હતા કે પાછળ હઠીને પણ તેઓ કયાં જઈ શકે તેમ હતું ? કીલ્લાની દીવાલ સુધી પ્હોંચતાં તેઓ પાછા મજબુત થઈ અડગ રીતે હીંદુઓ સામે તલ્વારના ઘા ઝીલતા રહ્યા. પરંતુ તેમના પાછા-હઠવાથી એક નુકશાન એ થયું કે નવા આવતા મુજાહેદોનું આગમન અટકી પડયું. આ સ્થીતી અસ્લમે પારખી. તેણે અલ્લાહો અકબરનો એક જોરદાર નારો લગાવ્યો અને તે સાથેજ તેના સાથીઓ વીફરેલા સીંહની માફક આગળ ધસવા લાગ્યા. હવે શું હતું ? હીંદુ સઈનીકો પાછા હઠવા લાગ્યા. ગભરાટમાં તેમની કત્લે આમ થવા લાગી અને ખુનના ફુવારા ઉડવા લાગ્યા.

અસ્લમ અને તેના સાથીઓ દીવાલથી આગળ વધી જવાથી વળી નવા મુજાહેદો આવવા લાગ્યા અને તેમની સંખ્યા જોત જોતામાં ૫૦ થી ૬૦ અને પછી ૧૦૦ સુધી પ્હોંચી ગઈ.

સીડીઓ પરથી કુદી આવતા તાજા મુજાહેદો જેઓ અત્યાર સુધી પોતાની તલ્વારો ચલાવવા અને શત્રુઓ ને ધુળ ચાટતા કરવા આતુર હતા તેઓ સાપની લપકારા મારતી જીભ સમાન તલ્વારો ખેંચી દુશ્મનો પર તુટી પડયા.

જંગ પુરજોશમાં ચાલતું હતું "હર હર મહાદેવ" ની ગર્જનાઓથી અને શોરબકોરથી આખા કીલ્લામાં જાગૃતી આવી હતી. રાજા વિજયરાય અને તેનો સેનાપતી પણ દોડી આવ્યા હતા. રાજાએ આવતાંજ જોયું કે આખા કીલ્લા ઉપર જંગ ચાલી રહ્યો છે અને હિંદુ સૈનીકો એટલા ઘીચ ઉભા છે કે માત્ર આગલી હારોજ તલ્વાર

પીંઝી શકે છે. પરંતુ રાજાની ધારણા ભુલ ભરેલી હતી. કારણ કે જંગ માત્ર કીલ્લાના આ એકજ ભાગ ઉપર ચાલતો હતો, પરંતુ ચોરચકોર ગેરવ્યવસ્થાના કારણે આખા કીલ્લા ઉપર હિંદુ સઈનિકો તલ્વારો લઈ દોડમદોડ કરી રહ્યા હતા. તારલાના ઝાંખા પ્રકાશમાં કીલ્લા ઉપર દોડતા સઈનીકોની તલ્વારો ચમકતી જોવામાં આવતી હતી, આથી રાજાએ આગળ ન વધતાં ત્યાંજ થોભવાનું મુનાસબ ધાર્યું અને એક બાજુ ખુણે ઉભો રહી જંગનો રંગ જોવા લાગ્યો.

અત્યાર સુધીમાં લગભગ ૫૦૦ જાંનિસાર મુજાહીદો કીલ્લા ઉપર ચઢી ચુકયા હતા અને પુરજોશમાં ઝપાઝપી ચાલી રહી હતી. મુસ્લીમ સીપાહીઓ તલ્વાર ખેંચી ખેંચીને કીલ્લાની દીવાલ ઉપર પથરાઈ જઈ જંગ ખેલી રહ્યા હતા, જ્યારે હિંદુ સઈનીકો પોતાની અગણીત સંખ્યાને કારણે ફેલાઈ શકયા નહતા. પરીણામે તેમની આગલી હરોળ લડી શકતી હતી. આથી એક ગુંચવાડો એ પણ થયો કે ઈસ્લામી તલ્વારોથી કપાઈ ગએલા હીંદુઓ તેમની પાસેના સઈનીકને અઢેલી પડતા, પરીણામે પેલા લડતા સઈનીકો આ મુડદાને દુર કરવા માટે લડવાનું ચુકી જતા, આ પળેજ લોહીથી નીતરતી તલ્વારોના ઝાટકા તેમના પર પડતા અને એ મુડદાને હઠાવવાને બદલે તે જીવંત સઈનીક પણ મુડદું થઈ પડતો.

પુર્વમાં રૂપેરી પ્રકાશ ઉત્પન્ન થઈ ગયો હતો. અને જગત પણ અંધકારમાંથી ડોકીયું કરી આ ઉદય થતા પ્રકાશને નીરખી રહ્યું હતું. એજ વેળા કીલ્લા ઉપર પણ ખુનની છોળો ઉડી રહી રહી

હતી. કીલ્લાની બ્હાર મુહંમદ કાસીમ પોતાના પુરા સૈન્ય સાથે આવી ચુક્યો હતો. આ વખતે કીલ્લા ઉપરથી ઈસ્લામી લશ્કરે ગગનભેદી નાઅરાની ગર્જના કરી. એ ગર્જનાને કીલ્લા બ્હારના સઈન્યે ઉપાડી લીધી. ઘડી ભર એમ લાગ્યું કે જાણે ધરતી ધરૂજી રહી છે. હીંદુ સઈનીકો પણ ધ્રુરૂજી ગયા અને હીંમત ખોઈ બેઠા. આ વખતે કીલ્લા બ્હારથી મુહંમદ કાસીમે અનેક સીડીઓ મુકાવી દીધી હતી અને તે માર્ગે ઈસ્લામી મુજાહેદોનો પ્રવાહ જોશ બંધ કીલ્લામાં ઉતરી પડયો.

આ નવી આફતથી હીંદુ સૈન્યે લડવાનું બંધ કરી નાસવા માંડયું અને જ્યારે મુહંમદ કાસીમનું સૈન્ય ઉપર આવી ચુક્યું ત્યારે ત્યાં હીંદુ સીપાહીઓના મુડદાં અને નાસતા સઈનીકો સીવાય કંઈ ન હતું. ઈસ્લામી વીરો તલ્વારો ખેંચી ખેંચી તેમની પાછળ દોડી રહ્યા હતા.

જોત જોતામાં મેદાન સાફ થઈ ગયું. રાજા સેનાપતી અને બાકીનું થોડું લશ્કર પાછલે દરવાજેથી નાસી છુટયું અને જ્યારે સુર્યના કીરણો આ કીલ્લા ઉપર પ્રકાશયાં ત્યારે ઈસ્લામી લશ્કરની લીલી પતાકા વાયુમાં ફરફરી રહી હતી. આવી રીતે અધીં રાતના ખુનખાર જંગ પછી વ્હેલી પ્રભાતે કીલ્લો ઈસ્લામી લશ્કરના હાથમાં આવ્યો.

## પ્રકરણ ૩૭ મું.

### લાવી રાણી કેદ થાય છે.

વ્હાલા વાંચક ! ખુનખાર યુદ્ધોની હકીકત અને ખુનામરકીના દાસ્તાનમાં આપણે રાણી લાવી અને તાહેરાને તો વીસરીજ ગયા છીએ. આવ, આજે જરા દાહેરના રાણીવાસમાં ડોકીયું કરી બે સુંદર બુલબુલોની ખબર પણ ખબર લઈએ.

કેટલાક દીવસ થયા રાણી લાવી અલોર આવી પહોંચી હતી અને તેણે દાહેરને પંડીત ચંદ્રની નીચતાની તમામ હકીકત સંભળાવી દીધી હતી. વળી તેણે એકાંતમાં તાહેરાને પણ મુહંમદ કાસીમ સાથેની આકસ્મીક મુલાકાતની વીગત અને મુહંમદ કાસીમે તાહેરાને મોકલેલ પેગામ પણ સંભળાવ્યો હતો.

આ પેગામ સાંભળ્યા પછી તાહેરાને સંપૂર્ણ ખાત્રી થઈ હતી કે મુહંમદ કાસીમ તેની મુકતી માટે જરૂર પ્રયાસ કરશે અને તેને દાહેરાના પંજામાંથી છોડાવશે.

એક દીવસે બપોરે તાહેરા અને લાવીરાણી એકાંતમાં બેસી આમ તેમની વાતો કરી રહ્યા હતા. વાત પર વાત નીકળતાં રાણી લાવીએ કહ્યું:—

'બ્હેન તાહેરા ! તું જાણે છે કે મારા પતી તારા ઉપર બહુ નજર રાખે છે અને તને મેળવવા માટે બહુ ફાંફાં મારે છે ?"

'હા, રાણીજી ! હું તે જાણું છું. પણ તે મારી ઈચ્છા વિરૂદ્ધ કંઈપણ કરી શકશે નહિ !

'તાહેરા ! એ વાત ખરી છે પરંતુ તું એક નાજુક બાળા છે. જો તારા પર બળાત્કાર કરશે તો તું શું કરીશ !'

તાહેરાએ પોતાના વસ્ત્રોમાં છુપાવેલું ખંજર કાઢી લાવીને બતાવતાં કહ્યું—રાણીજી ! આ ખંજરથી પ્રથમ હું તેનો પ્રાણ લઈશ અને પછી હું પોતે આપઘાત કરીશ.

લાવી—આફ્રીન છે બ્હેન તારી હીંમત પર. પણ એવો વખતજ ન આવે એવી આપણે કોઈ યુક્તિ કરીએ તો ?

તાહેરા—તો તો ઘણુંજ ઉત્તમ ! પણ તે કેવી રીતે બને ?

લાવી—હું જો કોઈ રીતે તને અહીંથી છુટકારો મેળવી આપું તો ?

તાહેરા—તો હું આખું જીવન તમારી રૂણી રહીશ.

લાવી—બસ, ફક્ત એટલુંજ ?

તાહેરા—તો, આપ બીજું જે કંઈ ફરમાવો તે પણ હું કરીશ.

લાવી વિચારમાં પડી. કેટલીકવાર સુધી વિચારમાં તલ્લીન થઈ ગઈ, ત્યાર પછી તે બોલી-"બ્હેન, તાહેરા ! જો હું પણ તારી સાથે મુહંમદ કાસીમ પાસે ચાલી જાઉં તો ?

તાહેરાઃ—તો તો મુહંમદ કાસીમ અને આખું લશ્કર તમારો એહસાન માનશે અને તમારી ઈઝ્ઝત કરશે.

લાવી—કેમ ?

તાહેરા—કારણ કે તમોએ એક લાચાર ઈસ્લામી બાળા ઉપર દયા કરી તેને છુટકારો અપાવ્યો તેથી.

લાવી—ઠીક, તો તાહેરા, સાંભળ ! મેં લાંબા વિચારને અંતે એવો નીર્ણય કર્યો છે, કે આજે રાત્રે હું તને કોઈ રીતે

મ્હેલ બ્હાર કાઢી મુકીશ. જ્યારે તું મુહંમદ કાસીમ પાસે પ્હોંચે ત્યારે તેમને તમામ હકીકત જણાવજે અને જો તેઓ પસંદ કરશે તો હું...

તાહેરા, લાવીના મુખ સામે જોઈ રહી હતી, તેણે લાવીને અચકાતાં જોઈ કહ્યું–કહો, રાણીજી ! તે શું પસંદ કરે......?

લાવીએ શરમાતાં શરમાતાં કહ્યું–એજ કે જો તેઓ મને તેમની સેવામાં દાસી તરીકે સ્વીકારે......તો તું પાછી આવજે...... પછી હું તારી સાથે આવીશ.

આ પળે કોઈનો ગુસ્સો ભરેલો સાદ સંભળાયો—" નીચ, પાપણી, કુલ્ટા ! "

આ ગુસ્સા ભરેલો અવાજ સાંભળતાં બંને સુંદરીઓ ચમકી ઉઠી. કારણુ કે એ અવાજ રાજા દાહેરનો હતો, જે થોડી વાર ઉપરજ તાહેરાના ખંડમાં પ્રવેશ્યો હતો, પરંતુ રાણી લાવીને ત્યાં જોઈ પાછો ચાલ્યા જવાના વિચારમાં હતો; પરંતુ રાણી લાવીના મુખમાંથી નીકળેલા છેલ્લા શબ્દો સાંભળી તે ક્રોધથી ઉકળી ગયો અને ઉપર પ્રમાણેના શબ્દો તેના મુખમાંથી સરી પડયા.

બંને સુંદરીઓ ભયથી થરથરી ગઈ. રાણી લાવીના મુખ પર ફીકાશ આવી ગઈ. રાજાએ દાંત કચકચાવતાં કહ્યું–"પાપણી કુલ્ટા! તું આ શું કાવતરૂં કરી રહી હતી ?

લાવીએ પોતાની તમામ હીંમત એકત્ર કરી સ્વસ્થ થતાં કહ્યું.

" પ્રાણનાથ ! જ્યારે આપે બધું સાંભળ્યું છે, ત્યારે શા માટે પુછો છો ?

રાજા—લાવી, શું આ કપટ અને દ્રોહ નથી ?

**લાવી**—સ્વામી ! આપ આપના દીલને પુછો કે આપ પોતે કેટલા નિષ્કપટ છો ? આપના પ્રેમની હું હકદાર હોવા છતાં આપના રાણી વાસમાં આપે કેટલીક રૂપસુંદરીઓને ગોંધી છે ?

રાજાએ બરાડતાં કહ્યું—એ બધું ખરૂં, પરંતુ તારી ફરજ શું હતી તે તને ખબર નથી ?

**લાવી**—આપ જ્યારે પાપ સાગરમાં વધુને વધુ ડુબવા લાગ્યા ત્યારે મારા સ્વમાને મને આમ કરવા માટે પ્રેરણા આપી.

**રાજા**—પાપણી ! તારૂં એ સ્વમાન તને મૃત્યુનો પંથ દેખાડશે.

**લાવી**—મૃત્યુજ મને શાંતી આપશે.

દાહેરે હવે ક્રોધથી તાળી વગાડી. તરતજ કેટલાક સૈનીકો દોડી આવ્યા. રાજાએ કહ્યું—" આ બંનેને કારાગારમાં લઇ જાઓ. "

તરતજ સૈનીકો બંને સુંદરીઓની આસપાસ ફરી વળ્યા, અને તેમને કારાગાર તરફ લઈ ચાલ્યા. દાહેર પણ તેમની પાછળ રવાના થયો.



## પ્રકરણ ૩૮ મું.

### મદદ આવે છે.

જ્યારે દાહેર ખંડમાંથી બ્હાર નીકળ્યો, ત્યારે તાહેરા અને લાવી રાણી સીપાહીઓના પ્હેરા હેઠળ બ્હાર ઉભી હતી. રાજાને જોતાંજ લાવીએ કહ્યું—

મહારાજ, ! ક્ષમા કરો, ! "

દાહેર ક્રોધથી રાતો પીળો થઇ રહ્યો હતો. તેણે તીરસ્કાર યુક્ત વદને કહ્યું–' કુલ્ટા ! ખબરદાર, જો તેં ક્ષમાનું નામ લીધું તો ! !

હવે તાહેરાએ વચ્ચે બોલતાં કહ્યું–" મહારાજ ! "

દાહેર—અરબી હુર ! તારે શું કહેવું છે ?

તાહેરા—રાજાજી ! મારા માટે કંઇ નથી કહેવું. માત્ર રાણીજી માટે ક્ષમા માગું છું.

દાહેર—તાહેરા ! તારા માટે તારે જે કંઈ કહેવું હોય તે કહે, હું તે તરત પૂર્ણ કરવા યત્ન કરીશ, પણ આ કુલ્ટાને માટે હું કંઈ પણ સાંભળવા ચાહતો નથી.

તાહેરા—રાજાજી ! મારે, પોતાને માટે મારે કંઈ પણ કહેવું નથી.

દાહેર—બસ, તો ચાલો.

સીપાહીઓ બંને સુંદરીઓને લઈ ચાલ્યા. થોડી વારમાંજ તેઓ મહેલના એક એવા શુન્યકાર ભાગમાં જઈ પ્હોંચ્યા જ્યાં ઘનઘોર અંધકાર ફેલાયલો હતો. રાજાએ અહિં પહોંચી બે ભયંકર કોટડીઓમાં તાહેરા અને લાવીને કેદ કરી દીધી.

અંધકાર જોતાંજ લાવી ગભરાઈ ગઈ અને બોલી—નાથ ! દયા કરો.

દાહેર—લાવી ! હું દયા કરીનેજ તને મારી નંખાવતો નથી, પણ તું આ કાળ કોટડીમાં જીવતાં છતાં મરેલા જેવીજ રહેશે, અને દેવતા સિવાય કોઈ તને અત્રેથી છોડાવી શકશે નહિં.

આમ કહેતાંજ રાજાએ તે ખંડને તાળું વાસી દીધું અને ચાલ્યો ગયો.

* * *

રાજાએ લાવી અને તાહેરાને જુદી જુદી કોટડીમાં કેદ કરી હતી. મહેલનો આ વિભાગ એટલો એકાંત અને ભયાનક હતો કે આ ભાગમાં દીવસના વખતે પણ કોઈ ભાગ્યેજ આવતું.

ખાસ કરીને આ વિભાગ તરફના ખંડો અને કોટડીઓનો કારાગાર તરીકે ઉપયોગ કરવામાં આવતો અને આ કારાગારમાં સપડાયલા દુર્ભાગી કેદીઓને મૃત્યુ સિવાય ભાગ્યેજ મુક્તિ મળતી.

રાજાના ચાલ્યા જવા બાદ રાણી લાવીને પોતાની નીરાધારતા, લાચારી અને કેદી હાલતનું ભાન થયું. કેદખાનાની કાળી દીવાલો જાણે ખાવા ધાતી હોય તેમ આ નાજુક સુંદરીના મનમાં ભય ઉત્પન્ન કરી રહી હતી.

પોતાની આ નિઃસહાય હાલત પર રાણી રડવા લાગી, પરંતુ તેનું રૂદન સાંભળવા માટે અત્રે કોઈ ન હતું. અંધકારમાં તેની આંખોમાંથી વહેતા અશ્રુ જોવા અને લુછવા માટે પણ કોઈ ન હતું.

કેટલીક વાર સુધી આવી રીતે રડયા પછી તેનું હૃદય હલકું થતાં, તેણે ધાર્યું કે કદાચ આ કાળ કોટડીમાં કોઈ સ્થળે બારણો વીગેરે હશે. પરંતુ જ્યારે તપાસ કરતાં તેને કંઈ ન જણાયું ત્યારે તેને રાજા દાહિરની આ નિર્દયતા પર ભારે તિરસ્કાર આવ્યો નિરાશાથી અને દાહેરની આ દયાહીનતાથી તેનું દીલ ભરાઈ આવ્યું અને તે એક ખુણામાં જમીન પર પડી પોતાના દુર્ભાગ્ય પર વિચાર કરવા લાગી. વિચારમાં તેની આંખ લાગી ગઈ અને જ્યારે આંખ ઉઘડી ત્યારે પણ તે તેજ કાળા કારાગ્રહમાં હતી અને ચોતરફ ઘોર અંધકાર ફેલાઈ રહ્યો હતો.

આ વખતે તેને દરવાજા આગળ કંઈ અવાજ થતો સંભળાયો.

થોડી વારમાં દરવાજા પાસેની એક નાની ડોકા બારી ઉઘડી અને અને મશાલના પ્રકાશમાં એક કાળા હબશીનું મુખ દેખાયું.

આ હબશીએ કંઈપણ બોલ્યા સિવાય સામાન્ય કેદીઓને અપાય છે તેવો ખોરાક અંદર મુકી બારી બંધ કરી દીધી અને ફરીવાર પાછો અંધકાર ફેલાઇ ગયો.

હવે રાણીથી આ સહન કરી શકાય તેમ ન હતું. તેને રાજા દાહેરની આ કારમી નીર્દયતા અસહ્ય ભાસવા લાગી અને કેમેય કરી આ દોઝખમાંથી છુટાય એવી પ્રાર્થના કરવા લાગી. તેને કકડીને ભુખ લાગી હતી. પરંતુ હબશીએ મુકેલો ખોરાક તેની ભુખને છીપાવી શકે તેમ ન હતો. તેણે તે ખોરાકને એક ખુણામાં મુકી દીધો અને જમીન પર પડી ડચકાં ખાવા લાગી. પરંતુ ભુખ, દુઃખ, શોક, નિરાશા અને પરિતાપ પર થાકે વિજય મેળવ્યો અને તેની આંખ ફરી વાર મીંચાઈ ગઇ અને નિંદ્રા દેવીના મધુર ખોળામાં પોતાનું દુઃખ વિસરી ગઈ !

* * *

થોડી વાર પછી જ્યારે કોટડીમાંની પથ્થરીયાળી જમીનની ઠંડકથી તેની આંખ ઉઘડી ગઇ ત્યારે તેને ભાગ્યું કે તેની કોટડીમાં કોઈ ફરી રહ્યું છે. લાવી રાણી ભુત પ્રેતમાં માનતી હતી, અને તેથી તેને લાગ્યું કે નક્કી આ ઘોર અંધકારમાં કોઈ પ્રેત તેના ભક્ષ માટે ફરી રહ્યો છે. આ વિચાર સાથેજ રાણીના રૂંવાટાં ઉભાં થઈ ગયાં અને તે થરથર ધ્રુજવા લાગી.

પરંતુ, આહ ! તે પગલાં તેની તરફજ આવતાં હતાં; રાણી

બીકને લીધે પાછળ હઠતી ખુણા તરફ લપાતી જતી હતી. આ વખતે ધીમો પરંતુ ગંભીર અવાજ સંભળાયો—'લાવી !'

આ ધીમો સાદ પણ લાવીને જાણે મેઘગર્જના જેવો લાગ્યો.

આ વખતે કોઈનો મુલાયમ હાથ રાણીના ખભા પર પડયો અને અને તે સાથેજ કોઈ ધીમેથી બોલ્યું " રાણીજી ! રાણીજી ! "

લાવીએ હાથ અને સાદને ઓળખતાંજ કહ્યું–"કોણ તાહેરા !"

હવે લાવીના આશ્ચર્ય પાર ન રહ્યો. તેણે અજાયબીથી કહ્યું–'તાહેરા ! તું અહીં કેવી રીતે આવી ?'

**તાહેરા**—રાણીજી ! ધીમેથી બોલો. બીંતને પણ કાન હોય છે. જુઓ, મને અહિં લાવનાર આ સજ્જન છે.

આ પછીજ એક શખ્સ ધીમી મશાલ શાથે અંદર આવ્યો. તેને જોતાંજ લાવીએ કહ્યું " કોણ સીસાગર ?

**સીસાગર**—જી, હા, હુંજ. માતાજી !

**રાણી**—શું અમારા મૃત્યુનો પેગામ લઈ આવ્યા છો ?

**સીસાગર**—નહિ રાણીજી ! હું આપને આ ભયંકર સ્થળેથી મુક્ત કરાવવા આવ્યો છું.

લાવીએ આશ્ચર્યથી કહ્યું—દીવાનજી ! આપને અમારા ઉપર કેવી રીતે દયા આવી ગઈ ?

**સીસાગર**—રાણીજી ! મને આપના કેદ થવાની ખબરજ ન હતી. માત્ર આ અરબ કુમારીકાના કેદ થવાની ખબર પડી. આપ જાણો છો કે જ્યોતીષનું કામ હું જાણતો હોવાથી મને એમ જણાયું કે મુહંમદ કાસીમ સીંધ ઉપર વીજય પામશે. તેથી મેં ધાર્યું કે

જો આ અરબ કુમારીકાને મુક્તી અપાવી હું મુસલમાનો પર એક ઉપકાર કરી શકું તો કોઈ વખતે જ્યારે મુસલમાનો સિંધ પર ફતેહ મેળવી લે તે વખતે હું આ ઉપકારના બદલામાં મુસલમાનોની મહેરબાની મેળવી શકું. તેથી મેં આ અરબ કુમારીકાને મુકત કરી દીધી. પરંતુ તેનાજ મુખે જણાયું કે આપ પણ અત્રે કેદ છો તેથી આપને પણ મુકત કરવા હું અત્રે આવી ચઢ્યો.

**લાવી**—દીવાનજી ! આપે મારા ઉપર બહુ મોટો ઉપકાર કર્યો.

**સીસાગર**—રાણીજી ! ઉપકાર તો તાહેરાનો છે,

**લાવી**—ઠીક, તો શું દીવાનજી ! તમે તાહેરાને અલોરના કીલ્લા બ્હાર પહોંચાડી શકશો ?

**સીસાગર**—જી હુઝુર ! એની વ્યવસ્થા મેં બપોરથી જ કરી રાખી છે.

**લાવી**—અને મારા માટે ?

**સીસાગર**—એ પ્રશ્ન, આપની ઈચ્છા પર આધાર રાખે છે.

**લાવી**—હું પણ સાથે ચાલી જાઉં તો ?

**સીસાગર**—વાંધો તો કંઇ નથી. પણ...

**લાવી**—કેમ અટકી કેમ ગયા ?

**સીસાગર**—વાત એમ છે કે આપ મહારાજા દાહેરની રાણી હોવાથી આવી રીતે ચાલી જવું એ આખી હીંદુ કોમને માટે બદનામી સમાન છે.

**લાવી**—તો પછી શું કરૂં ?

સીસાગર—રાજા પાસે તમારા અપરાધની ક્ષમા માગી લો.

લાવી—ઠીક છે, કારણ કે રાજાજીએ મને કેદ કરી હતી ત્યારે જ તેમણે કહ્યું હતું કે દેવતાઓની કૃપા સિવાય અહીંથી છુટવું મુશ્કેલ છે.

સીસાગર—અને રાણીજી ! આજે આપ દેવતાઓની કૃપાથીજ છુટા થાઓ છો. પરંતુ રાણીજી ! મારા અહીં આવવાની કે આ અરબ કુમારીકાના છુટકારાની કોઈ પણ વાત રાજાજીએ જાણવી ન જોઈએ.

લાવી—આપ બે ફીકર રહો, કોઈને ખબર નહિ પડે. પરંતુ આ ચોકીદારનું શું ?

સીસાગર—ચોકીદારો તો ઉંઘે છે, કારણ હું તો ગુપ્ત માર્ગે આવ્યો છું, આ મહેલમાં ઠેક ઠેકાણે ગુપ્ત માર્ગો છે, જેનો મોટો મુખ્ય ગુપ્ત માર્ગ રાજાના શયનાગારમાં છે.

લાવી—તો શું અત્યારે રાજા શયનાગારમાં નથી ?

સીસાગર—રાજાજી હમણાં નૃત્ય જોઈ રહ્યા છે.

લાવી—તો તો પછી જલ્દી ચાલો, કારણ કે કયાંક એવું ન થાય કે રાજાજી શયનાગારમાં આવી જાય.

સીસાગર—ચાલો.

એ પછી આગળ સીસાગર અને પાછળ લાવી તથા તાહેરા રવાના થયા. સીસાગરે દીવાલમાં એક ગુપ્ત કળ દબાવતાં એક ગુપ્ત માર્ગ દેખાયો. જેમાં પ્રવેશ કરતાં તે પોતાની મેળે બંધ થઈ ગયો. હવે સીસાગરે એક ઝીણી મીણબત્તી સળગાવી અને સંભાળ પૂર્વક

ગુપ્ત માર્ગ પસાર કરતાં આગળ ચાલ્યા. કેટલીક ક્ષણો પર્યંત ચાલ્યાં પછી એક મોટી દીવાલ આગળ અટક્યા, સીસાગરે અત્રે પણ કોઈ ગુપ્ત કળ દબાવી માર્ગ ખુલ્લો કર્યો. હવે તેઓ એક એવા વિશાળ ખંડમાં હતા, જ્યાં સેંકડો મીણબત્તીઓ ઝગઝગાટ બળી રહી હતી. આ ખંડ રાજાનો હતો જેનો શયનગાર તરીકે ઉપયોગ કરવામાં આવતો હતો. અહિં પહોંચી સીસાગરે કહ્યું: રાણીજી ! આપ અત્રેજ રોકી જાઓ, હું તાહેરાને કીલ્લા બહાર પહોંચાડી દઈશ.

લાવીને તાહેરાથી છુટા પડતાં બહુ દુઃખ થયું. તે તાહેરાને વળગી પડી. અને બંનેની આંખમાંથી મોતીના દાણા જેવાં આંસુ સરી પડવા લાગ્યાં.

લાવીએ હીંમત એકત્ર કરી કહ્યું;— બ્હેન તાહેરા ! મને ભુલી ન જજે.

તાહેરા—નહિ રાણીજી ! હું આપને નહિ ભુલી શકું.

સીાગર—રાણીજી ! હવે જલ્દીથી અમને જવા દો, નહિ તો ક્યાંક રાજાજી આવી પડશે.

તાહેરા અને લાવી રડતે દીલે વિખુટા પડયા. સીસાગર તાહેરાને લઈ એક ગુપ્ત માર્ગ દ્વારા અદ્રશ્ય થઇ ગયો અને લાવી તેમની પાછળ જોતી રહી ગઈ.

## પ્રકરણ ૩૯ મું.

### જેમાં દાહેરને આશ્ચર્ય થાય છે.

રાજા દાહેર દરેક વાતમાં પુરો હતો, સુરા અને સુંદરી તેના બેચેન હૃદયના આરામનાં સાધનો હતાં. તે એટલો બધો વિષયાસ્ત હતો કે કોઈ પણ સુંદરીના રૂપ યૌવનની વાત સાંભળ્યા પછી તેને પ્રાપ્ત કરવા આકાશ પાતાળ એક કરતો. જો તે કોઈ રૂપયૌવનાને લાવવા હુકમ કરતો અને એ હુકમનો ઈન્કાર કરવામાં આવતો તો એ ઈન્કાર કરનારને મૃત્યુને ઘાટ ઉતારી દેવામાં આવતો.

લાવી રાણીને કેદ કર્યા પછી તે બહુ બેચેન થઈ ગયો હતો અને બેચેની દુર કરવા તે રંગરાગમાં મશગુલ થયો હતો. અત્યારે તે મહેલના એક વિશાળ અને પ્રકાશીત ખંડમાં બેઠો હતો તેની આસપાસ સુંદર નવયૌવનાઓનું જુથ બેઠું હતું. આ નવયૌવનાઓ અત્યંત સ્વરૂપવાન હતી. વળી ઝગઝગતા પ્રકાશમાં એ રૂપ અનેક ગણું વધી ગયું હતું. દાહેર પણ એક પછી એક સુંદરી તરફ લક્ષ આપતો, મજાક કરતો, અને આનંદ અનુભવતો હતો. સુંદરીઓ પણ યૌવન મસ્તીથી મસ્ત બની છેડછાડમાં રસ અનુભવી રહી હતી,

હવે દાહેરરે સંગીત સાંભળવાની ઈચ્છા દર્શાવતાંજ એક સુંદરીએ ઉભા થઈ નૃત્ય શરૂ કર્યું. સંગીત વાદ્યો મધુરા સુર છોડવા લાગ્યાં અને એ સુર સાથે પેલી ખુબસુરત નાઝનીન નૃત્યના અનેક ભાવ દેખાડવા લાગી.

થોડીકવાર સુધી નૃત્ય કર્યા પછી તે સુંદરીએ નૃત્ય સાથે સંગીતના સુર પણ છોડવા માંડયા. સંગીતથી મુગ્ધ બની રાજા તેને વારંવાર કીંમતી માળાઓ બક્ષીસ આપતો હતો.

જ્યારે નૃત્ય અને સંગીતથી વાતાવરણમાં રંગ જામી ગયો અને સાંભળનારાઓ પોતાનું ભાન ભુલી ગયા એ વખતે એક સુંદર નાનઝીન આ ખંડમાં પ્રવેશી, અને ઠેઠ રાજા દાહેરની પાસે આવી પહોંચી. આ નાઝનીનને જોતાંજ નૃત્ય બંધ થઈ ગયું, સંગીતના અવાજો કંઠમાં જ અટકી ગયા અને બધા સ્થંભીત થઈ આ નવ આગંતુક નાઝનીને જોવા લાગ્યા. રાજા દાહેર પણ એ નાઝનીનને અત્યંત આશ્ચર્યથી જોઈ રહયો, કેટલીક વાર સુધી આવી રીતે જોઈ રહ્યા પછી બોલી ઉઠયો– " કોણ લાવી રાણી !

આ આવનાર નાઝનીન રાણી લાવી હતી. તે ચુપ ચુપ ઉભી રહી રાજાને જોઈ રહી હતી. તેણે મીઠા સાદે કહ્યું —

" જી હા હું આપની દાસી લાવી છું. !

**દાહેર**—કોણે તને કેદખાનામાંથી મુકત કરી ?

**લાવી**—તે દેવતાઓએ જેઓ મારા ઉપર હંમેશા કૃપા દ્રષ્ટી રાખે છે

**દાહેર**—( આશ્ચર્ય અને ગુસ્સાથી ) દેવતાઓએ ?

**લાવી**—જી હા.

**લાવી**—જુઠ ! અસત્ય, નાલાયક ; કુલટા ! તું રક્ષકોને છેતરીને નાશી આવી છે ?

**લાવી**—રાજાજી ! જો છેતરીને બ્હાર આવી હોત અને મુહંમદ કસીમ પાસે ચાલ્યા જવું હોત તો મને કોણ અટકાવત ? પણ એને બદલે હું અહિં ચાલી આવી એ શું મારી સત્યતાની ખાત્રી રૂપ નથી ?

લાવીના મુખમાંથી નીકળતા શબ્દોએ રાજાને આશ્ચર્યમાં ગરકાવ કરી દીધો. હવે લાવીએ આગળ બોલતાં કહ્યું—

“ રાજાજી ! હું મારી કોટડીમાં સુઈ ગઈ હતી કે કંઈક અવાજ થયો, આંખ ઉઘડી ગઈ: જોયું તો મારી અંધકારમય કોટડીમાં પ્રકાશ ફેલાઈ રહ્યો હતો, પરંતુ આ પ્રકાશ ક્યાંથી આવ્યો તે સમજી ન શકાયું. આ વખતે બીજો અવાજ થયો. મેં ઉપર જોયું તો કોટડીની છત ફાટી ગઈ હતી અને એક દેવતાઈ પુરૂષ મારી તરફ આવી રહ્યા હતા. તેમને જોતાંજ મેં નમન કર્યું ”!

તે દેવતાઈ પુરૂષ મારી પાસે આવી ઉભા રહ્યા અને બોલ્યા—‘પુત્રી ! તું શા માટે ચિંતા કરે છે ?’

મેં કહ્યું—હે દઈવી પુરૂષ ! આપ તો મારી વીતકથી અજાણ નથી, પછી શા માટે પુછો છો ? તે દઈવી પુરૂષે કહ્યું—ઠીક, પુત્રી ચાલ હું તને તારા સ્વામી પાસે પ્હોંચાડી દઉં.

મેં નમ્રપણે કહ્યું—હે દઈવી પુરૂષ ! મારા સ્વામી તો મારા ઉપર ક્રોધાયમાન થએલા છે ? ‘ તે પુરૂષે કહ્યું—પુત્રી ! ચીંતા ન કર, હવે તેઓ તારા ઉપર મહેરબાન થઈ જશે ? ”

આ પછી એક નીમીષ માત્રમાં તે દૈવી પુરૂષે મને તે કાળ કોટડીની બ્હાર કાઢી મુકી દીધી. ”

લાવીની આ બનાવટી વાતથી દાહેર આશ્ચર્ય મુગ્ધ થઈ ગયો તે. બોલ્યો—

‘ શું ખરેખર, તેઓ કોઈ દેવતા હતા ? ’

લાવી—એ સિવાય બીજું કોણ હોય ?

દાહેર—ઠીક. પ્રથમ મને તપાસ કરવા દે.

આમ કહી દાહેર ઉભો થયો અને કારાગાર તરફ ચાલ્યો. લાવી પણ તેની પાછળ ગઇ.

કારાગાર આગળ રક્ષકો ચોકી કરી રહ્યા હતા. રાજાને જોતાંજ તેમણે નમન કર્યું. રાજાએ પુછ્યું કયારથી પ્હેરા ઉપર છો ?

રક્ષક—રાત્રીના પ્હેલા પ્હેરાથી.

દાહેર—શું કોઈ આવ્યું હતું.

રક્ષક—જી, નહિ મહારાજ !

દાહેર—રાણી અંદર છે કે ?

રક્ષક—જી હા.

દાહેર—લાવો, ચાવી આપો.

રક્ષકે તરત ચાવી આપી. રાજાએ મશાલ મંગાવી કોટડીમાં પ્રવેશ કર્યો. કોટડી ખાલી હતી "એવીજ રીતે બીજા ખંડ જોયા તે પણ ખાલી હતા. રાજાએ ક્રોધથી પુછ્યું-કયાં છે કેદી ?"

રક્ષક ગળગળો થઈ ગયો અને રાજાના પગમાં પડી ગયો અને બોલ્યો—

" મહારાજ અમને ખબર નથી ! અમે રાત્રીથી બરાબર જાગૃત છીએ, અહિં કોઈ આવ્યું નથી."

રક્ષકના ચ્હેરા ઉપરથી માલમ પડયું કે તે જે કહી રહ્યો છે તેમાં અસત્ય કંઈ નથી. આથી દાહેરે રક્ષકોને તપાસ કરવાનો હુકમ કર્યો અને તે લાવીને લઈ પોતાના આવાસમાં આવ્યો. તેણે લાવીને આલીંગન કરતાં કહ્યું-પ્રીયે ! મેં તારી ઉપર વ્યર્થ આક્ષેપ મુકયો હતો.

લાવી—નાથ ! હું તો આપની દાસી છું.

દાહેર—આવ પ્રીયે ! હું મારા અપરાધની ક્ષમા આવી રીતે માગીશ ! " આમ કહી દાહેરે લાવીના સુંદર મુખને ચુંબન કર્યું અને બંને શયનાગાર તરફ ચાલ્યા.



## પ્રકરણ ૪૦ મું.

## તાહેરાની વિદાય.

લાવીથી વીખુટા પડીને તાહેરા અને સીસાગર ગુપ્ત માર્ગ દ્વારા રાજમહેલની બ્હાર આવ્યા. ચોતરફ઼ ઘોર અંધકાર વ્યાપી રહ્યો હતો. દીવસે માણસોથી ભરચક જણાતા રાજમાર્ગો અત્યારે શુન્યવત દીસતા હતા.

રાજમહેલથી ઘણે દુર નીકળી ગયા પછી સીસાગરે કહ્યું–"પુત્રી તાહેરા ! જ્યારથી મેં સાંભળ્યું કે તું પવીત્ર અને શીયળવંતી કુમારીકા છે અને તેં રાજાની માગણીઓને અનેકવાર તુચ્છકારી કાઢી છે ત્યારથી હું તારી મુકતી માટે આતુર હતો, પરંતુ મને કોઈ એવી તક મળતી નહતી; પરંતુ છેવટે જ્યારે ઝાલીમ દાહેરે તને કેદમાં પુરવાની હકીકત મારા સાંભળવામાં આવી, ત્યારે અંતે તને હું છોડાવી લાવ્યો. જે કેદખાનામાં તું કેદ હતી એ કેદખાનું દાહેરના બાપ ચચ્ચે બંધાવ્યું હતું અને તેમાં ઠેર ઠેર છુપા માર્ગો પણ તૈયાર કરાવ્યા હતા. આ માર્ગોની હકીકત રાજા ચચ્ચ અને તેના પ્રધાન બુદ્ધીમનનાજ જાણમાં હતી. પરંતુ બુદ્ધીમન પ્રધાને પોતાના અંતઃકાળ સમયે મને આ માર્ગો બતાવ્યા હતા. મેં તારા માટે શહેર બહાર વ્યવસ્થા કરી રાખી છે અને બે ઘોડેસ્વારો તને બેરૂન સુધી પહોંચાડવા તારી રાહ જુવે છે.

**તાહેરા**—પ્રધાનજી ! શું હું આવી રીતે જાઉં ?

**સીસાગર**—તાહેરા ! તું કેવી રીતે જવા માગે છે ?

**તાહેરા**—હું તો એક અરબ જુવાનના વેશમાં જવા માંગું છું.

સીસાગર—પણ એવો અરબી પોશાક અહીં કયાંથી મળી શકે ?

તાહેરા—પ્રધાનજી ! આપને મહેલ કેટલે દુર છે ?

સીસાગર—હવે, નજીકમાં છે.

તાહેરા—તો શું આપ મને થોડા દીવસ આપના મહેલમાં નથી રાખી શકતા ?

સીસાગર—(આશ્ચર્યથી) કેમ ?

તાહેરા—એમજ, હું આપને અમસ્થી પુછું છું.

સીસાગર—પુત્રી ! જો તું આખું જીવન મારે ત્યાં રહેવા માગે તો પણ હું તને છુપાવી રાખી શકું છું.

તાહેરા—પ્રધાનજી ! મારે માત્ર થોડાજ દીવસ આપને ત્યાં રહેવું છે. આપ મને થોડું કાપડ લાવી આપો, એટલે હું એક અરબ જુવાન જેવો પોશાક તૈયાર કરી લઈશ. કારણ કે આવા પોશાકમાં હું મુસાફરી કરવા ચાહતી નથી. વળી એક હીંદુ પોશાકમાં પણ મુસાફરી કરવી ઠીક નથી. આપ જાણો છો કે એક નીરાધાર અબળાને જોઈ અનેક કામાંધોની મતી દુષ્ટ થઈ જાય છે, તેથી જો પુરૂષ વેશમાંજ મુસાફરી કરવામાં આવે તો એવી કોઈ ચીંતાનું કારણુજ ન રહે.

સીસાગર તાહેરાની આ ડહાપણ ભરેલી વાત સાંભળી દંગ થઈ ગયો અને તેણે તાહેરાને પોતાના મહેલમાં છુપાવી રાખવાનું તરત કબુલ કર્યું. પણ તેણે કહ્યું કે જો તે બતાવેલા ખંડમાં ચુપ ચુપ અને બહાર નીકળ્યા વગર રહે તોજ. તાહેરાએ એ વાત કબુલ કરી.

સીસાગરે ખુલાસો કરતાં જણાવ્યું કે "પુત્રી ! હું તને રાજાના કારાગારમાંથી છોડાવી લાવ્યો છું, પણ જો કોઈ તને મારા મહેલમાં જોઈ જાયતો રાજા દાહેરના ક્રોધનો ભોગ બનવું પડે અને તે કારણને અંગેજ હું તને છુપાઈ રહેવાનું કહું છું."

તાહેરા—પ્રધાનજી ! આપ જરા પણ ચિંતા ન કરો. જ્યાં સુધી પોશાક તૈયાર નહિ થઈ જાય અને આપ પોતે મને બ્હાર નહિ કાઢો, ત્યાં સુધી બહાર નીકળી આપના જેવા મારા મુક્તિ-દાતાને મુશ્કેલીમાં નહિં મુકું.

વાતચીત દરમ્યાન તેઓ સીસાગરના મહેલ આગળ આવી પ્હોંચ્યા હતા. સીસાગરનો મહેલ પણ બહુ વિશાળ અને ભવ્ય હતો. પરંતુ રાજા દાહેરના મહેલ કરતાં કાંઈ નાનો હતો.

એક ગુપ્ત માર્ગ દ્વારા સીસાગર તાહેરા સાથે અંદર પ્રવેશ્યો અને એક ગુપ્ત ખંડમાં આવી પહોંચ્યો. ખંડમાં ચોમેર અંધકાર વ્યાપી રહ્યો હતો. તાહેરાને ત્યાં થોભાવી સીસાગર ચાલ્યો ગયો અને થોડીવારમાં એક મોટી મીણબત્તી સાથે આવી પ્હોંચ્યો.

પ્રકાશ આવતાંજ જણાયું કે ખંડ બહુ મોટો અને વિશાળ હતો. જમીનપર સુંદર ગાલીચો પાથરેલો હતો અને દીવાલ સાથે મોટા ઓશીકા ગોઠવેલા હતા.

સીસાગરે મીણબત્તી મુકતાં કહ્યું "પુત્રી ! તું અહી નચીંતાઈથી આરામ કર. હું સવારે તારા માટે કાપડ લઈ આવીશ."

આમ કહી સીસાગર ચાલ્યો ગયો અને તાહેરા ઉશીકાને અઢેલી વિચાર સાગરમાં તલ્લીન થઈ ગઈ.

ફરીવાર જ્યારે તેની આંખ ઉઘડી ત્યારે સુર્યનો ઉદય થઈ ચુક્યો હતો અને સુર્યના પ્રકાશીત કીરણો તેના ખંડને અજવાળી રહ્યાં હતાં.

થોડીવારમાં સીસાગર કાપડના એક મોટા ગાંસડા સાથે આવ્યો તાહેરાએ તેમાંથી કેટલુંક પસંદ કર્યું. એ પછી તેણે સીસાગર પાસે સોય અને દોરા મંગાવ્યા અને અરબ મુજાહેદો જેવા વસ્ત્રો સીવવા લાગી.

સીસાગર દીવસમાં બે ત્રણવાર આવી જતો અને ભોજન પાણી વીગેરે વસ્તુઓ જાતે આપી જતો. કારણ કે જો આ બધું કામ સેવકો મારફતે કરાવવામાં આવે તો વાત ફુટી જવાનો અને દાહેરના ક્રોધના ભોગ થવાનો ભારે ડર હતો. બે ચાર દીવસમાંજ તાહેરાએ વસ્ત્રોની બે જોડ તૈયાર કરી નાંખી ! એ પછી તેણે સીસાગરને જણાવ્યું કે તે આજે રાત્રે મુસાફરી કરવા તઈયાર હતી.

તેજ રાત્રે જ્યારે સીસાગર તાહેરાના ખંડમાં આવ્યો ત્યારે કોમળાંગી અને સુંદર તાહેરાને બદલે એક અરબ નવ જુવાનને ઉભેલો જોઈ તેને ભારે આશ્ચર્ય થયું. ઢીલી બાંહોવાળો ઝભ્ભો, ઝભ્ભા નીચે સુરવાલ, માથે રૂમાલ અને તેની ઉપર અમામો, કમરે કપડું આ બધું જોઈ સીસાગર આશ્ચર્યમાં પડયો કે તાહેરાને બદલે આ નવજુવાન ક્યાંથી આવી પડયો. ? !

સીસાગરની મુંઝવણ જોઈ તાહેરા હસી પડી, આથી સીસાગરને ખાત્રી થઈ કે એ તાહેરજ છે. એ પછી તાહેરાની માગણી મુજબ તલવાર તીર કમાન ખંજર વીગેરે હથીયાર પણ લાવવામાં આવ્યા. તાહેરાએ તલવારને કમરે લટકાવી, કમાન ગરદનમાં ભેરવી દીધી ને

તીરના ભાથાને ખભા પાછળ લટકાવી ખંજર ભેટમાં ચઢાવી દીધું અને હાથમાં ભાલો લઈ એક નવજવાનની અદાથી સીસાગરને આગળ ચાલવાનો ઈશારો કર્યો.

ગુપ્ત માર્ગ દ્વારા સીસાગર તાહેરાને લઇ કીલ્લા બ્હાર આવ્યો એક ઝાડી આગળ એક સીંધી સૈનીક બે ઘોડા સાથે ઉભો હતો. સીસાગરે તેને કહ્યું—

"રણજીત ! બેરૂનથી આવેલા અરબ નવજુવાન આ છે. તેમને બેરૂન પહોંચાડી તેમની ચીઠી સાથે પાછો આવજે." એ પછી સીસાગર તાહેરા તરફ ફર્યો. તેનો અવાજ ગળગળો થઈ ગયો અને તેની આંખો અશ્રુભીની થઇ ગઈ. તેણે તાહેરાના માથે હાથ મુકી વીદાય ઈચ્છી. રણજીત અને તાહેરા જુદા જુદા ઘોડા પર સ્વાર થયા અને બંને સ્વારો બેરૂનના માર્ગે વિદાય થઈ ગયા. માયાળુ સીસાગર એક ઠંડો શ્વાસ લઈ ભારી હૃદયે કીલ્લા તરફ પાછો ફર્યો.



## પ્રકરણ ૪૧ મું.

### કાકા સાથે વિજયરાયની દગાબાજી.

આપણે આગળ જોઈ ગયા કે બહેરેજના કીલ્લા ઉપર ઈસ્લામી વાવટો ફરકવા લાગ્યો અને વિજયરાય કીલ્લામાંથી નાશી છુટયો, કીલ્લામાંથી નાસ્તાં પ્હેલાં તેણે પોતાની રાણી અને સાથે દોઢથી બે હજાર સૈનીકો, જેઓ તેની સાથે નાસવા તૈયાર હતા લઈ લીધા. એ પછી તેઓ ત્વરીત વેગે રાજા કાકાની સત્તા હેઠળના બુધીયાના પ્રદેશ તરફ પ્રયાણ કરી ગયા.

રાજાની સાથે તેનો પ્રધાન પણ હતો જે રાજાની પુર્વેજ નાસી છુટયો હતો. રાજાએ બ્હેરેજ છોડયા પછી થોડીવારમાં સેનાપતી પણ નાસી છુટયો હતો, પરંતુ કેટલાક માઈલને અંતરેથી તેને ખઝલા નામનો એક મુસ્લીમ સરદાર જે તેની પુઠ પકડી આવતો હતો તે તેને થોડી ઝપાઝપીને અંતે પકડીને પાછો લઈ ગયો.

આ બાજુ મુહંમદ કાસીમને, આ પકડાયલા સીપેહસાલાર દ્વારા રાજા વિજયરાયના પલાયનની અને સીસમ (બુધીયા) માં આશ્રય લેવાની ખબર પડી. આથી બ્હેરેજ ની વ્યવસ્થા કરી અને સીસમનો માર્ગ લીધો.

બીજી બાજુ બ્હેરજના પતન અને વિજયરાયના નાસી છુટવાના સમાચાર રાજા કાકાને પણ મળી ચુકયા હતા. બુધીયાના પ્રદેશની સરહદ પરજ કાકાના લશ્કરે વિજયરાયને આવકાર આપ્યો. બુધીયા પ્રદેશની રાજધાની સીસમ નગરમાં હતી, અને આખા પ્રદેશ પર કાકાની આણ હતી.

રાજા કાકાએ, વિજયરાયને ભાઇ જેવો આવકાર આપ્યો અને પોતાના મહેલમાં રાખ્યો.

આ દરમ્યાન મુંહમદ કાસીમ પ્રચંડ વેગે મુસાફરી કરતો બુધીયાના પ્રદેશમાં પ્રવેશી નીલબાન સુધી આવી પ્હોંચ્યો. નીલબાન સુધી ઈસ્લામી લશ્કર આવી પ્હોંચ્યાના સમાચાર મળતાં વિજયરાય અને કાકાને ભારે આશ્ચર્ય થયું. રાજા કાકાની અનીચ્છા છતાં રાજા વિજયરાયની મદદથી કાકાના પ્રધાન બહમને અંધારી રાત્રે એક હજાર સૈનિકો સાથે છાપો મારવાની યોજના ઘડી કાઢી અને તેજ રાત્રે અમલમાં મુકી. પરંતુ આ બાજુ ખુદા મુસલમાનોની

મદદ પર હતો. લશ્કર કીલ્લામાંથી બ્હાર નીકળતાંજ ગર્જના, તોફાન વર્ષાદ અને પવનનું જોર વધ્યું. છતાં બહમન અને વિજયરાયની આગેવાની હેઠળ સૈનીકોએ આખી રાત ચાલ્યાજ કર્યું અને આખી રાતના તોફાનમાં તેઓ એવા અટવાયા અને માર્ગ ભુલ્યા કે સવારે સુર્યોદય થતાં તેઓ સીસમના કીલ્લા આગળજ જણાયા *

આ બનાવ પછી વિજયરાયની અનીચ્છા થતાં રાજા કાકાએ મુહંમદ કાસીમ સાથે સુલેહ કરવાનો અને પોતાના પ્રાંતને ખુનામરકીમાંજ બચાવી લેવાનો નિર્ણય કર્યો. તેજ દીવસે રાજા કાકા પોતાની સાથે થોડું લશ્કર લઇ નીકળી પડયો અને નીલબાન તરફ રવાના થયો.

પરંતુ આ બીના રાજા વિજયરાયને મન અનીચ્છનીય હતી. તેતો સીસમને પણ પોતાના બ્હેરજ માફક બરબાદ કરવા ચાહતો હતો. કાકાના પ્રધાન બહમન અને બીજા સરદારોને બોલાવી કાકા વીરૂદ્ધ ઉશ્કેરી મુકયા. આ બાજુ દગાબાજ વિજયરાય આ કામ કરી રહ્યો હતો, ત્યારે બીજી બાજુ રાજા કાકા પોતાની પ્રજાને ખુના મરકીમાંથી બચાવવા મહંમદ કાસીમ સાથે સુલેહ કરી રહ્યો હતો.

---

* આ સંબંધમાં તારીખે હિંદનો કર્તા ૧૩૦ મા પાને લખે છે કે જાણે ઇસ્લામી લશ્કરને કુદરતી મદદ હોય તેમ સીસમાંથી છાપો મારવા નીકળેલું હીંદુ લશ્કર જંગલમાં અટવાઇ ગયું અને માર્ગ ભુલી જંગલમાં ફરતું રહ્યું અને જયારે સ્હવારે સુર્યના પ્રકાશમાં તેમણે પોતાની સામે એજ કીલ્લો જોયો કે સાંજે જેમાંથી તેઓ નીકળ્યા હતા, ત્યારે તેમની નિરાશાનો પાર ન રહ્યો—જુઓ તારીખે હીંદ—પાનું ૧૩૦

તેમની વચ્ચે જે સુલેહ થઇ તે આશ્ચર્યકારક હતી. મુહંમદ કાસીમની માત્ર એટલીજ શરત હતી કે વિજયરાયને ઈસ્લામી લશ્કરને હવાલે કરવો. રાજા કાકાએ જણાવ્યું કે—"પણ રાજા વિજયરાય પોતે આપને આસરે આવવા તૈયાર છે." આથી મુહંમદ કાસીમે જણાવ્યું કે—"તો પછી કરારની જરૂરજ ક્યાં રહે છે?"

આવી રીતે રાજા કાકા અને મુહંમદ કાસીમ વચ્ચે સુલેહ થઈ ગઈ અને તેઓ રાજધાની સીસમ તરફ આવવા રવાના થયા. પરંતુ સીસમમાં જે કંઈ બની રહ્યું હતું તેની કોઈને ખબર નહતી. આથી જ્યારે રાજાકાકા અને ઈસ્લામી લશ્કર કીલ્લા સામે આવી પ્હોંચ્યા ત્યારે તેમને કીલ્લામાં દાખલ કરવાને બદલે કીલ્લા પરથી તીરોનો મારો ચલાવવામાં આવ્યો. રાજા કાકાએ બુર્જ ઉપર ઉભેલા સઈનીકોને જણાવ્યું કે હવે સુલેહ થઈ ગઇ છે. પરંતુ તેનું કંઈ પણ સાંભળવામાં આવ્યું નહિ. બલ્કે તેના પ્રધાન બહમને જવાબ આપ્યો કે "પ્રજાએ રાજા વિજયરાયને પોતાના રાજા તરીકે સ્વીકારી લીધો છે અને નવા રાજા મુસલમાનો સાથે સુલેહ કરવા તૈયાર નથી."

આ જવાબથી રાજા કાકાને અત્યંત ક્રોધ ચઢયો, પણ તે દ્રોહીઓને કંઈ કરી શકે તેમ ન હતું. તે ઈસ્લામી લશ્કર પાસે પાછો આવ્યો અને મુહંમદ કાસીમને બધી હકીકત જણાવી.

મુહંમદ કાસીમે કહ્યું—આપ ચિંતા ન કરો. માત્ર એટલુંજ બતાવો કે કીલ્લામાં પ્રવેશવાનો કોઇ ગુપ્ત માર્ગ છે?

**કાકા**—જી નહિ.

**મુહંમદ કાસીમ**—તો પછી કાલે હુમલોજ કરવો પડશે.

એ પછી કાલે શું કરવું તેની યોજના કરવામાં આવી અને સર્વે પોત પોતાની છાવણીઓમાં ગયા.

તેજ રાત્રે વિજયરાયે દસહજારના સૈન્ય સાથે ઈસ્લામી લશ્કર પર ઓચીંતો છાપો માર્યો, પરંતુ ઈસ્લામી લશ્કરના નિયમ પ્રમાણે અસલમ પોતાના ૫૦૦ સીપાહીઓ સાથે છાવણીની રક્ષા કરતો હતો. તેને હીંદુઓના આ ઓચીંતા છાપાની જાણ થઈ ગઇ. તેણે ઈસ્લામી લશ્કરને હોંશીયાર કરી દીધું, અને હિંદુ લશ્કર આ બધું સમજી શકે તે પુર્વે ઈસ્લામી લશ્કરે તેમના ઉપર હુમલો કરી દીધો.

હિન્દુ સઈન્ય મુસ્લીમોને ગફલતમાં પડેલા સમજી કારમી કતલ કરવાના ઈરાદે આવ્યું હતું, પરંતુ આ અણધારી આફતથી તેઓ ગભરાઈ ગયા. અંધારી રાત છતાં કલાકો સુધી ખુનખાર યુદ્ધ થયું. હિંદુઓ ભયભીત થઈ કતલ થવા લાગ્યા. સહવાર થતાં સુધીમાં ખુનની નદીઓ વહેવા લાગી. ધડમાથાના ઢગલા થઈ ગયા અને આ ઝપાઝપીમાં વિજયરાય માર્યો ગયો અને સરદાર વગરનું લશ્કર કીલ્લા તરફ નાઠું, પરંતુ ઈસ્લામીઓ તેમની પાછળજ હતા. તેઓ

* કાકાને "અમીરે હિંદ" નો ખિતાબ આપવામાં આવ્યો, તે પછી મુહંમદ બિન કાસિમે તેને પુછ્યું કે "તમારામાં પોષાક આપવાની શી રીત છે?" કાકાએ કહ્યું "અમ જાટ કોમના બૌદ્ધ ધર્મી છીયે. અમારે ત્યાં એવો રીવાજ છે કે રાજા કોઈને સન્માનવા ચાહે તો દરબારમાં તેને પોષાક પહેરાવી, માથે પાઘડી બંધાવીને ખુરસી ઉપર બેસાડે છે." મુહંમદ કાસિમે એજ પ્રમાણે રાજાનું સનમાન કર્યું હતું.

લડતા ને મારતા કીલ્લામાં પ્રવેશ્યા. જ્યારે હીંદુ સઈન્યે જોયું કે સરદાર પણ નથી અને લડવું નકામું છે, ત્યારે તેમણે હથીઆર નાંખી દીધા અને દયા દયાના પોકાર કરવા લાગ્યા.

મુહંમદ કાસીમે તરત યુદ્ધ બંધ કરવાનો હુકમ આપ્યો. જોતજોતામાં લડાઈ ખત્મ થઈ અને હવે ઈસ્લામી લશ્કરે સીસમના કીલ્લા પર ઈસ્લામી વાવટો ફરકાવી દીધો.



## પ્રકરણ ૪૨ મું.

## સીસમમાં સીપેહ સાલારનો ખુત્બો.

સીસમના કીલ્લા પર ઈસ્લામી વાવટો ફરકવા લાગ્યો, પરંતુ હજુ સીસમ નગરમાં રાજા વિજયરાયના અનેક તરફદારો પણ હતા. આથી સૌથી પ્રથમ દરેક હથીઆર બંધ હીંદુઓની ગીરફતારીઓ શરૂ કરવામાં આવી. જે કોઈ પણ હીંદુ હથીઆર નાંખી દઈ શરણે આવ્યો, તેને ક્ષમા આપવામાં આવી.

આ કાર્યથી પરવારી મુસલમાનોએ મગરીબની નમાઝ અદા કરી અને ખાણું બનાવ્યું તથા કેદીઓને પણ પોતાનું ભોજન બનાવી લેવા માટે ભોજન સામગ્રી આપવામાં આવી. મુસલમાનોની આ ઉદારતાથી હિંદુ લોકો પર ભારે અસર થઈ અને મુસલમાનો રાક્ષસ સમાન છે અને સ્ત્રીઓ પર બળાત્કાર કરે છે એવી જે અફવાઓ તેમણે સાંભળી હતી તે અસત્ય ઠરતી જણાઈ.

સ્હવારે સૌથી પ્હેલું જે કામ ઈસ્લામી સેનાપતિએ કર્યું તે એ હતું કે રાજા કાકાને ફરીવાર ગાદી ઉપર બેસાડયો અને રાજા

વિજયરાયના તે તમામ તરફદારો જેમણે રાજા કાકા સાથે દ્રોહ કર્યો હતો તેમને કતલ કરવામાં આવ્યા. છતાં જેમણે ક્ષમા માગી કાકાની તાબેદારી સ્વીકારી તેમને તમામને જીવતદાન આપવામાં આવ્યું. એ પછી ગીરફત્તાર થએલા કેદીઓમાંથી જે લોકો મુસલમાન થઈ ગયા તેમને બીન શરતે છોડી મુકવામાં આવ્યા અને જે હીંદુઓએ મુસલમાન થવું પસંદ ન કર્યું તેમની પાસેથી જઝીયો લેવામાં આવ્યો. આ કાર્યથી પરવારી મુહંમદ કાસીમે નગરવાસીઓને એક જાહેર ઢંઢેરા દ્વારા એકત્ર કરી એક યાદગાર ખુત્બો સંભળાવ્યો.

એક મોટા મેદાનમાં આખા નગરના હીંદુ સ્ત્રી પુરૂષો તથા રાજા કાકા અને તેના સરદારો હાજર હતા. જ્યારે શ્રોતાઓની ઠઠ જામી ગઈ ત્યારે મુહંમદ કાસીમે એક દુભાષીયાને બોલાવ્યો. એ પછી તેણે એક ઉંચા આસન પર ઉભા રહી બોલવા માંડ્યું—

" હું સૌથી પ્હેલાં તે ખુદાએ વહેદહુલા–શરીકના વખાણ કરૂં છું જે આ અને તે વિશ્વોનો માલીક છે. તે ત્યારથી છે જ્યારે કંઈ ન હતું અને ત્યાં સુધી રહેશે જ્યારે આ બધું નાશ પામશે. તે અનંત છે, અવિનાશ છે, નિરાકાર છે, તેની શક્તિ અપાર છે. તેની કુદરતમાં કોઈ ભાગીદાર નથી. તેના હુકમ સિવાય એક પાંદડુ પણ હાલતું નથી. આ મુર્તીઓ કે જેને તમો પુજો છો તે માત્ર નીર્જીવ રમકડાં છે. તેનામાં ન તો કંઇ શક્તિ છે કે ન તો તે જગતના ઉત્પન્ન કર્તા સુધી પ્હોંચવાનું સાધન છે. મરવા પછી માણુસ પોતાના કૃત્યો અનુસાર પશુ પંખી કે જીવજંતુની યોનીમાં જન્મ પામે છે એ માન્યતા પણ સાવ ખોટી છે. મૃત્યુ પછી માણુસને એક દીવસ કે જેને ન્યાયનો દીવસ (કયામત) કહે છે તે

દીને ઉભા થવુ પડશે અને પોતાના સર્વ કૃત્યોનો હીસાબ પોતાના પેદા કરનારને આપવો પડશે. હે મારા હિંદુ મિત્રો ! ખુદા જગતનો ઉત્પન્ન કર્તા છે, તે એક છે. તેજ પુજાને કાબીલ છે. તેનીજ બંદગી કરવી જોઈએ. તેના પછી તેના પવિત્ર પેગંબરને યાદ કરવા જોઈએ કે જેમણે ભુલેલા જગતને સીધો માર્ગ દેખાડયો, અને એઓ પોતાની પાછળ એક પવિત્ર કીતાબ પણ મુકી ગયા જે કયામત સુધી જગતને માર્ગદર્શક થઈ પડે એવી છે, મિત્રો ! ખુદાને પુજનારા, ખુદાને માનનારા, તેના રસુલને માનનારા અને તેની પવિત્ર કીતાબને માનનારા દરેક બંદાઓ એક બીજાના ભાઈ છે. ઈસ્લામમાં કોઈ ઉંચ નીચ નથી. દરેક સરખા છે. ઈસ્લામ જગતને ભ્રાતૃભાવનો, પ્રેમનો, અને ખુદા-પરસ્તીનો સંદેશ આપે છે—"

આ સાર છે તે યાદગાર ખુત્બાનો જે ૧૭ વર્ષના એક નવજવાન સીપેહસાલારે શીસમગરના કુફ્રસ્તાનમાં સંભળાવ્યો. આ ખુત્બાની તાત્કાલીક અસર એ થઈ કે સેંકડો સ્ત્રી પુરૂષોએ ત્યાંજ કલમો પડી ઈસ્લામનો સ્વિકાર કર્યો.

તેજ દીવસે મુહંમદ કાસીમ પોતાના તમામ લશ્કર સાથે નગરમાંથી બ્હાર નીકળી ગયો, અને શહેરથી થોડે દુર છાવણી નાંખી. આ જોઇને હીંદુ પ્રજાને અને ખુદ રાજા કાકાને પણ ભારે આશ્ચર્ય થયું અને મુસલમાનો માત્ર મુલ્કો જીવતાજ નીકળ્યા છે એમ તેમણે જે સાંભળ્યું હતું, તે પોતાની નજર સામે ખોટું ઠરેલું જોયું.

બે દીવસ આરામ કરી ત્રીજે દીવસે મુહંમદ કાસીમે ભટનુર તરફ કુચ કરવાનો હુકમ આપ્યો પરંતુ કુચની તઇયારી થતાં પુર્વે એક એવો બનાવ બન્યો કે તે દીવસે પણ તેમને ત્યાં રોકાવાની

ફરજ પડી. ભાટનુર, સીસમ નગરથી થોડાક અંતરે આવેલું એક નાનકડું રાજ્ય હતું. પરંતુ સીસમ પર ઈસ્લામી કબ્જો થયાના સમાચાર મળતાજ ભાટનુરના રાજાએ સુલેહનું કહેણ મોકલ્યું.

મુહંમદ કાસીમ લડાઇ કરતાં સુલેહને વધુ પસંદ કરતો હતો આથી તેણે સુલેહ કરી દીધી અને તેની પાસેથી ખંડણી નક્કી કરી વસુલ કરી. અહીંથી આગળ વધવાનો પાછો હુકમ છુટયો કે એ દરમ્યાન હજ્જાજ (વોઈસરોય) નો કાસદ આવી પ્હોંચ્યો. જેમાં મુહંમદ કાસીમને ઠપકા સાથે જણાવવામાં આવ્યું હતું કે– તેમણે બેરૂમથી અલોર જવાને બદલે સીસમને કંધાબીલ તરફ જવાની જરૂર નહતી. વળી એ રાજ્યોએ કંઈ કસુર કર્યો નથી, ત્યારે તેમને નાહક ખુનામરકીમાં ઘસડવા એ ગેરઈન્સાફ છે. વળી એ નાના નાના ઠાકોરો અને રજવાડાઓ સાથે લડવામાં જો રોકાઈ જશો તો તમારી બધી શકતી ત્યાંજ પુરી થઈ જશે અને દાહેરની જંગી તાકાત સામે મુકાબલો કરવો મુશ્કેલ થઈ પડશે. માટે સીસમથી એકદમ પાછા ફરો અને બેરૂન જાઓ. ત્યાંથી સીધા કુચ કરી અલોર પર જઈ પહોંચો.

હજ્જાજ ની આ સુચના આખા લશ્કરને વાંચી સંભળાવવામાં આવી. આપણે આગળ જોઈ ગયા છીએ કે સીંધથી મકરાન માર્ગે થઈ બસરા સુધી ખેપીઆ મારફતે બે બે પાંચ પાંચ માઈલના અંતરે ટપાલ માટે જે સુંદર વ્યવસ્થા કરવામાં આવી હતી તેથી દર ત્રીજે દીવસે પત્ર વહેવાર ચાલુ રહેતો અને હજ્જાજ પણ મુહંમદ કાસીમની હીલચાલથી વાકેફ થઈ તેને યોગ્ય સુચનાઓ આપતો.

વોઈસરોયની તાજી આવેલી આ સુચના પછી મુહંમદ કાસીમે કંધાબીલ તરફ જવાનું માંડી વાળ્યું અને બેરૂન તરફ કુચ કરવાનો હુકમ થયો. હવે ભારે ઉત્સાહ પુર્વક આ વીજયી લશ્કર બેરૂન તરફ રવાના થયું.



## પ્રકરણ ૪૩ મું

## ભવિષ્યવાણી,

એક બાજુ ૬૦૦૦નું નાનકડું લશ્કર લઈ મુહંમદ કાસીમ સીંધના અર્ધા મુલકમાં અનેક કીલ્લા અને શહેરો ફતેહ કરતો પડકાર કરતો આગળ ને આગળ આવી રહ્યો હતો. જ્યારે સીંધપતી મહારાજા દાહેર નચિંતાઈથી રંગરાગ અને મોજ શોખમાં મશગુલ હતો. પુષ્પો જેવી કોમળ સુંદરીઓના કોમળ કરકમળથી રંગીન સુરાદેવીના જામ પર જામ ગટગટાવી દાહેર મસ્ત બની રહ્યો હતો.

એક દીવસે અનેક સુંદરીઓના જમઘટટા વચ્ચે દાહેર સુરાદેવીમાં મસ્ત બની બેઠો હતો. નૃત્ય અને સંગીતની રમઝટ જામી હતી એટલામાં પ્રધાન સીસાગર બે ત્રણ માણસો સાથે આવી પ્હોંચ્યો.

પ્રધાનનું આગમન થતાં સુંદરીઓ એક પછી એક ચાલી ગઈ. પ્રધાનને જોઇ રાજાએ પુછ્યું—

"પ્રધાનજી! અત્યારે કેમ આગમન થયું?

સીસાગર—મહારાજ! આપે સાંભળ્યું હશે કે મુહંમદ કાસીમ દેબલ, બેરૂન બુધીયા કંધાબીલ વીગેરે પર ઈસ્લામી પતાકા ફરકાવી ચુકયો છે.

દાહેર—હા પ્રધાનજી ! મેં સાભળ્યું છે.

સીસાગર—મહારાજ ! આજે મને ખબર મળ્યા છે કે મુહંમદ કાસીમ ભુધીયા, અને કંધાબીલ તરફથી પાછો ફરી બેરુન આવી ગયો છે.

દાહેર (હસતાં હસતાં)—મને લાગે છે કે હવે બેરુનથી ઈરાકના માર્ગે રવાના થઈ પોતાના દેશમાં ચાલ્યા જવાનો તેનો ઈરાદો હશે.

સીસાગર—જી નહિ હુઝુર !

રાજા—તો પછી તેનો શું ઈરાદો હશે ? શું તે બેદેનમાંજ રાજ્ય કાયમ કરવા માગે છે ?

સીસાગર—જી નહિ હુઝુર !

રાજા—તો પછી !

સીસાગર—મહારાજા ! તે સીંધુ નદીને ઓળંગી અલોર પર ચઢી આવવાના વિચારમાં છે.

અત્યાર સુધી રાજા મદીરામાં મસ્ત બની તકીયાને અડેલી પડયા હતો. અલોર પર ચઢી આવવાના સમાચારથી તેનું ઘેન ઉતેરી ગયું. તે એક નીમીષ માત્રમાં ટટાર બેસી ગયો અને બોલ્યો—

" શું અલોર પર હુમલો કરવાની ફીકરમાં છે ?

સીસાગર-જી હુઝુર !

રાજા—તો તો તેની ગુસ્તાખીની સજા તેને બરાબર થવી જોઈએ.

સીસાગર—એમજ થવું જોઈએ, હુઝુર ! અને હવે તો આ નૃત્ય અને સંગીતની મહેફીલોને ત્યાગી જો આપ બહાર નહિ આવો તો મને ડર છે કે મુહંમદ કાસીમ જોત જોતામાં અહીં આવી પહોચશે.

રાજા—ઠીક, આ તમારી સાથે આવેલા માણુસો કોણુ છે ?

**સીસાગર**—મહારાજ ! એ લોકો બેતથી આવ્યા છે અને મુહંમદ કાસીમ બહુ ત્વરીત વેગથી આવી રહ્યો છે તેની ખબર લાવ્યા છે !

**રાજા**—બેતમાં મોકા રાજા છે. તેઓ શું કરે છે ?

**સીસાગર**—હુઝુર તેઓ પણ મુકાબલા માટે તઈયારી કરી રહ્યા છે !

**રાજા**—ઠીક, પ્રધાનજી ! એક તાકીદનો દરબાર ભરો અને તમામ સરદારોને બોલાવો.

સીસાગર તરત રવાના થયો. જોત જોતામાં શહેરમાં આ ખબર પવન વેગે ફેલાઈ ગયા. તમામ સામંતો અને સરદારો દરબારમાં આવવા લાગ્યા. રાજા પણ દરબારમાં આવી ગયો. રાજાનો પાટવી કુંવર જયસીંહ પણ આવી ગયો.

દરબાર સંપુર્ણ ભરાતાંજ દાહેરે દરબારી જ્યોતીષીઓને (પંડીતોને) હુકમ કર્યો કે મલેચ્છો સાથેના યુદ્ધનું પરિણામ શું આવશે તેની તપાસ કરો. તરતજ પંડીતો પોતાના થોથાં પોથાં લઈ હીસાબ ગણવામાં અને આંકડા માંડવામાં મશ્ગુલ થઈ ગયા. જેમ જેમ હીસાબ ગણતા ગયા તેમ તેમની મુખમુદ્રાઓ ગંભીર થતી ગઈ. છેવટે એક જ્યોતીષીએ ઉભા થઈ કહ્યું—મહારાજ ! આ યુદ્ધનું પરિણામા ન પુછો તો સારૂં.

**દાહેર**—હરગીજ નહિ. હું જાણવા માંગું છું કે મલેચ્છો સાથેના યુદ્ધનું પરિણામ શું આવશે ? માટે જલ્દી બતાવો.

**પંડીત**—અમારૂં જોતીષશાસ્ત્ર બતાવે છે કે મલેચ્છોનો વિજય થશે અને સીંધ ઉપર તેમની આણ પ્રવર્તશે.

દાહેર અને દરબારીઓ આ સાંભળી ચમકી ગયા, પરંતુ દાહેરે ક્રોધથી કહ્યું—

' દુર્ભાગીઓ ! તમારી કંઈ ભુલ થાય છે. ફરી ગણો અને મને દેખાડો.

વળી પાછા કેટલીક વાર સુધી પંડીતો હીસાબમાં લાગી ગયા. અંતે અગાઉના પંડીતે ઉભા થઇ કહ્યું–મહારાજ ! અમારી ગણત્રી ખરી છે. '

**રાજા**—એટલે કે મુસલમાનોજ જીતશે એમજને ?

**પંડીત**—જી હા મહારાજ ?

**રાજા**—ગમે તેમ થાઓ ! એક રાજા આવા પોકળ પોથાં ઉપર વિશ્વાસ રાખી પોતાની શૌર્યતાને કલંક નહિ લગાડે.

એ પછી દરબારમાં કેટલાક કલાકો સુધી ચર્ચા ચાલતી રહી, અંતે એવું ઠરાવવામાં આવ્યું કે રાજા દાહેરના પુત્ર જયસીંહની સરદારી હેઠળ એક મોટું લશ્કર મુહંમદ કાસીમને અટકાવવા મોકલવું, અને જયસીંહે સીંધુના કિનારે પ્હોંચી પડાવ નાંખવો. તરતજ દરબાર વીસર્જન કરવામાં આવ્યો અને સૌ પોતપોતાની તૈયારીમાં લાગી ગયાં. શહેરમાં પણ સમાચાર ફેલાઈ ગયા કે રાજા દાહેર પોતે પણ યુદ્ધનાં મેદાનમાં જશે, અને કાલે જયસીંહ પોતે સીંધુના કીનારા સુધી એક મોટા લશ્કર સાથે જશે.

બીજે દીવસે સ્હવારે પાટવી કુમાર જયસીંહ ૧૫ હજાર સૈનીકોના જંગી લશ્કર અને એકસો કદાવર હાથીઓના કાફલા સાથે અલોરથી બ્હાર નીકળ્યો અને મુહંમદ કાસીમની સામે ચાલ્યો. રાજા

દાહેર પણ કેટલાક માઈલ સુધી તેની સાથે ગયો અને તેને સુચનાઓ આપતો રહ્યો. જ્યારે લશ્કર કેટલાક માઇલ દુર પહોંચ્યું ત્યારે દાહેર અને તેના દરબારીઓ અલોર તરફ પાછા વળ્યા અને જયસીંહ સીંધુ તરફ આગળ વધ્યો.



## પ્રકરણ ૪૪ મું.

### રાજા મોકા સુલેહ કરે છે.

સીસમપર વાવટો ફરફાવી, મુહંમદ કાસીમ, ગવર્નર હજ્જાજની સુચના પ્રમાણે બેરૂન તરફ પાછો ફર્યો. બેરૂનના રાજા સામનીને મુહંમદ કાસીમના આગમનની ખબર પડતાં તેણે કેટલાક માઇલ સુધી આગળ જઇ મુહંમદ કાસીમ અને મુજાહેદોને ઇસ્લામનો સત્કાર કર્યો અને બેરૂતમાં લઇ આવ્યો. અહીં મુહંમદ કાસીમે કેટલાક દીવસ સુધી મુકામ કર્યો. અગાઉના પત્રોમાં મુહંમદ કાસીમે હજ્જાજને લખ્યું હતું કે હવે તેઓ શત્રુના મુલ્કમાં તદ્દન મધ્ય પ્રદેશ તરફ જવાના છે, જ્યાં દાહેરનું પ્રચંડ સૈન્ય તેમના મુકાબલા માટે તૈયાર છે. માટે થોડું વધુ લશ્કર મદદ માટે મોકલવું. આથી હજ્જાજે ૨૦૦૦ અનુભવી મુજાહેદોને હિંદ મોકલી આપ્યા. આ નવું લશ્કર બેરૂન ખાતે આવી પહોંચ્યું. હવે ઇસ્લામી લશ્કરની કુલ સંખ્યા ૮૦૦૦ ની થઇ ગઈ. અને નવા મુજાહેદોના આગમનથી સૈન્યમાં ભારે ઉત્સાહ ફેલાયો.

બેરૂનમાં લાંબો સમય કાયમ રહેવાના કારણે અને હિંદુઓ પ્રત્યે સુવર્તન રાખવાને કારણે અનેક હિંદુઓએ સ્વખુશીથી ઇસ્લામનો

સ્વીકાર કર્યો. આથી મુહંમદ કાસીમે બેરૂનમાં એક સુંદર મસ્જીદ પણ બંધાવી. આવી રીતે કેટલોક કાળ બેરૂનમાં વીતાવ્યા પછી ઈસ્લામી લશ્કરે કુચ કરી. ઈસ્લામી લશ્કરનું આગમન સાંભળતાંજ ગામડાં ને કસ્બા ઉજડ થઈ જતા. અને લોકો પોતાની માલ મીલ્કત મુકી દુરના પ્રદેશમાં ચાલ્યા જતા.

આથી કુચ કરતું ઈસ્લામી લશ્કર નચિંત જીવે પણ પ્રચંડ વેગે આગળ વધતુંજ રહ્યું. કુચ કરતાં કરતાં ઈસ્લામી લશ્કર હી. સન ૯૩ ની ૪થી મહોર્રમના રોજ **અરહાર** કીલ્લા આગળ આવી પહોંચ્યું. આ કીલ્લો બહુ મજબુત હતો. હીંદુઓએ તરત કીલ્લાના દરવાજા બંધ કરી લીધા અને કીલ્લા ઉપર સઈન્ય ગોઠવાઈ ગયું. જ્યારે ઈસ્લામી લશ્કરને જણાયું કે લડયા વગર કીલ્લો સ્વાધીન નહિ નહિ થાય, ત્યારે તરત પડાવ નાખવામાં આવ્યો અને બીજે દીને કીલ્લાની સામે ખાઈઓ ખોદવાનું કામ કામ શરૂ કરવામાં આવ્યું. ખાઈઓ ખોદતાં ખોદતાં જે માટી નીકળતી તેનાથી એક કામ ચલાઉ પુશ્તો-(દીવાલ) ઉભો કરવામાં આવતો. ઈસ્લામી લશ્કરે પડાવ નાંખતાં કીલ્લાવાળા સમજ્યા કે બે ચાર દહાડામાં કંટાળી ને મુસલમાનો આગળ ચાલ્યા જશે પરંતુ જ્યારે તેમને પોતાના કીલ્લા સામે એક બીજો કામ ચલાઉ કિલ્લો ઉભો કરતાં જોયા ત્યારે તેમને પોતાની ધારણા ભુલ ભરેલી જણાઈ અને તેઓ ગભરાયા અને સુલેહ કરવા તઈયાર થયા. તરત સુલેહનું કહેણ મોકલવામાં આવ્યું. જેનો સ્વિકાર થયો અને ખલીફાની તાબેદારી અને ખંડણીની શરતે સુલેહનામું લખાયું. કીલ્લો ઈસ્લામી લશ્કરને સોંપાયો અને ઈસ્લામી લશ્કર વીજેતા તરીકે કીલ્લામાં દાખલ થયું.

અહીં થોડા દહાડા મુકામ કરી મુહંમદ કાસીમે આગળ કુચ કરી અને તેઓ સતત મુસાફરી કરતા સીંધુ નદીના પ્રદેશ સુધી ી પ્હોંચ્યા. અહિંઆં એક મોટું વિશાળ મેદાન હતું. અને આ ામાં એક બાજુ એક જંગી લશ્કર પડાવ નાખી પડયું હતું.

આ લશ્કર રાજા મોકાનું હતું. મોકા, રાજા દાહેરના નજીકનાં માંથી હતો, પરંતુ બુદ્ધિમાન અને ઠરેલ રાજા હતો. જ્યારે જણાયું હેરનો રાજકુમાર જયસીંહ એક પ્રચંડ લશ્કર સાથે, મુહંમદ મને રોકવા અલોરથી નીકળી ચુકયો છે અને બહુ જલદી અત્રે l પહોંચશે, ત્યાર રાજા મોકાએ પોતાના ૧૨ હજારના લશ્કર સીંધુની આ બાજુ પડાવ નાખ્યો હતો. રાજા મોકાનું પ્રચંડ ર મેદાનમાં દુર દુર સુધી ફેલાઇને પડયું હતું. પરંતુ ઇસ્લામી રે તેની પરવા ન કરતાં કે દુશમનની વધુ સંખ્યાની દરકાર ન મેદાનની આ બાજુ છાવણીઓ નાંખવી શરૂ કરી દીધી.

બીજે દીવસે ઇસ્લામી લશ્કર મેદાનમાં તઇયાર થઇ ઉભું પણ ના લશ્કર તરફથી કોઇપણ ટુકડી બહાર ન આવી. અસલમ કે મુહંમદ કાસીમ પાસે ઉભો હતો તેણે કહ્યું-હુઝુર ! આજે હીંદુઓ માંગતા હોય તેમ જણાતું નથી ?

**મુહંમદ કાસીમ**—મને પણ એમજ જણાય છે.

**અસલમ**—કદાચ તેઓ કોઇ મદદની રાહ જોતા હશે.

**મુહંમદ કાસીમ**—એમ પણ હોય.

**અસલમ**-તો પછી શા માટે આપણે છાવણીમાં ન ચાલ્યા જવું ?

**મુહંમદ કાસીમ**—થોડી વધુ વાર રાહ જુઓ.

બરાબર આ વખતે સૈન્યમાંથી કેટલાક માણુસો સફેદ વાવટે ફરકાવતા આગળ આવ્યા. નજીક આવતાં તેમાંથી એક માણુસે કહ્યું-

"શું આપણે વાતચીત કરીએ ત્યાં સુધી અમને "અમાન' આપવામાં આવે છે ?

**મુહંમદ કાસીમ**—બેશક, હું તમને અમાન આપું છું.

આથી તે લોકો પાછા ચાલ્યા ગયા. મુહંમદ કાસીમ પણ તરત પોતાના તંબુમાં આવી બેઠો. થોડી વારમાંજ મોકા રાજા સો સ્વારો સાથે આવી પહોંચ્યો. ઈસ્લામી લશ્કરમાંથી પ્રથમ **અસ્લમે** પછી **અબ્દુર્રહમાન કયસે** સત્કાર કર્યો. એ પછી **મોકાને**, મુહંમદ કાસીમની પાસે લાવવામાં આવ્યો. મુહંમદ કાસીમ, મોકાને જોતાંજ આગળ આવ્યો અને આવકાર આપી પોતાની પાસે બેસાડયો.

રાજા મોકા, મુહંમદ કાસમને જોઈ આશ્ચર્યથી મુગ્ધ થઈ ગયો હતો કે આટલો નાનો જુવાન કે જેની ઉંમર ભાગ્યેજ હજુ સોળ વર્ષની હશે તે અબરસ્તાનથી હીંદ જેવા દુરના મુલ્ક પર ચઢાઈ લઈ આવે અને આખા સિંધ પ્રાંતમાં વીજયના ડંકા વગડાવે ! ? ખરેખર એ અજાયબી નહિ તો બીજું શું.

મોકાને વિચારમુગ્ધ જોઈ મુહંમદ કાસીમે હાસ્ય કરતાં કહ્યું "રાજાજી આપ શા વીચારમાં છો ? અને શું જોઈ રહ્યા છો ?

**મોકા**—હું એ જો રહ્યો છું કે આટલી નાની ઉમર છતાં આમ કેવી બ્હાદુરીથી સીંધના મજબુત કીલ્લા ફતેહ કરતા આવો છો ! ?

**મુહંમદ કાસીમ**—રાજાજી ! એ માત્ર ખુદાની મહેરબાની છે, જેની અમે અમે બંદગી કરીએ છીએ.

મોકા—ગમે તેમ હોય પણ એ ભારે આશ્ચર્યની બીના છે. ઠીક, અમે આપની પાસે આવ્યા છીએ તેનું કારણ એ છે કે અમે ખુન વહેડાવવાનું પસંદ કરતા નથી તેથી સુલેહ ઇચ્છીએ છીએ.

મુહંમદ કાસીમ—સુલેહ માટે અમે હર પળે તઇયાર છીએ. બોલો, આપની શી શરતો છે ?

મોકા—હું માત્ર એટલું ચાહું છું કે બેતની હુકુમત (રાજ્ય લગામ) વંશ પરંપરા મારા કુટુંબમાં રહે, એ બદલ હું ખલીફાને ખંડણી ભરતો રહીશ. અને આપના લશકરને સીંધુ નદી પાર કરવા માટે હોડીઓની વ્યવસ્થા કરી આપીશ !

મુહંમદ કાસીમ—મને મંજુર છે !

એ પછી તરત એક સુલેહનામું લખવામાં આવ્યું જેની ઉપર બંને પક્ષોએ પોતાની મોહર કરી.

બીજે દીવસે બંને લશકર સાથે મળી સીંધુ નદી તરફ રવાના થયા. *



* મોકાનો ભાઇ રાસલ રીસાઇને સિંધુની પેલે પાર જઇ રહ્યો અને દાહેરને જઇને મળ્યો હતો.

## પ્રકરણ ૪૫ મું.

### જેમાં મુહંમદ કાસીમની યુક્તિ શત્રુઓને ચકીત કરી દે છે.

બન્ને લશકરો મહાન સીંધુ નદીના કીનારા પાસે આવી પ્હોંચતાં મોકાના લશકરે ઇસ્લામી લશકરથી જુદો પડાવ નાંખ્યો અને ઇસ્લામી લશકરે એક બાજુ પડાવ નાંખ્યો.

જાણે એક સમંદર ઉછાળા મારતો હોય તેમ સીંધુના નીર ઉછાળા મારતા પ્રચંડ વેગે વહી રહ્યાં હતાં. વાંચકો સારી રીતે જાણે છે કે સીંધુ નદી સીંધ પ્રદેશની એક મોટી પ્હોળી ને મહાન નદી છે. તેનો પટ એટલો વીશાળ છે કે આ કીનારે ઉભા રહેતાં સામેનો કીનારો મુશ્કેલીએ દેખી શકાય છે. અને તેનાં પાણી એટલાં વેગવાળાં અને ઉંડા છે કે તેમાંથી તરીને પાર ઉતરવું મુશકેલ છે.

ઇસ્લામી લશકરે અત્રે આવતાં જોયું કે સામેના કીનારા પર કોઇ પ્રચંડ લશકર છાવણી નાંખી પડયું છે. મોકાએ જણાવ્યું કે એ લશકર જયસીંહનું છે અને તેની સાથે ૧૫ હજાર સૈનીકો અને ૧૦૦ પ્રચંડકાય હાથીઓ છે.

અહીં પડાવ નાખતાંજ રાજા મોકા હોડીઓની વ્યવસ્થા કરવા માટે રવાના થઇ ગયો. આ બાજુ ઇસ્લામી લશકરે પણ ઝાડ વીગેરે કાપી હોડીઓ બનાવવા માંડી. જ્યારે લગભગ નાની મોટી બસો હોડીઓ તૈયાર થઇ ગઇ ત્યારે ઇસ્લામી લશકરે સીંધુ નદીને પાર કરવાના અખતરા શરૂ કર્યાં. પરંતુ સામે કીનારે જયસીંહના સૈનીકો એવી રીતે મુકાબલો કરતા હતા કે હોડીઓ નજીક આવતાંજ તીરનો મારો શરૂ કરવામાં આવતો, આથી લાચારીએ તેમને પાછું ફરવું પડતું. એક દીવસે ૨૦૦ હોડીઓનો એક મજબુત કાફલો રવાના

કર્યો, પરંતુ નજીક પ્હોંચતાંજ જયસીંહના લશ્કરે તીરનો એવ ભયંકર મારો ચલાવ્યો કે અનેક મુજાહીદો જખમી થઈ ગયા અ ભારે શીકસ્ત સાથે પાછા ફરવું પડયું. નદીની ઉંડાળ પુષ્કળ હતી અ પાણીનો વેગ પણ પ્રચંડ હતો. એવી હાલતમાં ઘોડેસ્વારો પા અંદર ઉતરી શકતા નહતા. હવે શું કરવું, એ એક મોટો સવા થઈ પડયો. આ દરીયા જેવી નદીને પાર કરવી એ કંઈ બાળકોને ખેલ ન હતો. વળી સામે કાંઠે જયસીંહના ૧૫૦૦૦ સઈનીકે ભૂખ્યા વરૂ પેઠે ઇસ્લામીઓનું કચ્ચરઘાણ કરવા તૈયાર હતા.

બીજે દીવસે મુહંમદ કાસીમ વળી પાછો પોતાના તમામ લશકર સાથે કીનારા પર જઈ ઉભો. તેણે પોતાના બધા સરદારોને એકત્ર કરી કહ્યું "ભાઈઓ ! આજે મારા દીમાગમાં એક યુક્તી સુઝી છે અને ખુદા ચાહશે તો આપણે પુલ બનાવવામાં કામયાબ થઈશું !"

બધા સરદારો, પોતાના આ યુવાન સેનાપતીનું મુખ અજાયબીથી તાકી રહ્યા.

ઝકવાન નામે એક સરદારે કહ્યું "હુઝુર ! જ્યાં સુધી આપણે હોડીઓ સામે કિનારા સુધી ન પહોંચાડી શકીએ ત્યાં સુધી પુલ બની શકે તેમ નથી. વળી આપણે શત્રુઓના મારાને કારણે સામે કીનારે તો પહોંચી શકતા નથી પછી પુલનું જોડાણ થાય કેવી રીતે ?"

**મહંમદ કાસીમ**—જરા બુદ્ધી કસવામાં આવે અને યુકતી વાપરવામાં આવે તો એ જેટલું અઘરૂં દેખાય છે તેટલુંજ સહેલું જણાશે."

આ દરમ્યાન રાજા મોકા પણ આવી પહોંચ્યો, અને તેણે તઈયાર કરાવેલી અસંખ્ય હોડીઓ મુહંમદ કાસીમને સોંપી.

હવે મુહંમદ કાસીમે વાતોમાં સમય ન વીતાવતાં અનુભવી સરદારોને એકત્ર કરી સીંધુ નદીના પટનો અંદાજો કરી કેટલી હોડીઓ હોય તો આ કીનારાથી સામેના કીનારા સુધી સળંગ પુલ બની શકે તેનો અંદાજો કરાવ્યો.

આ અંદાજો કઢાવી હોડીઓની લંબાઈ અને સંખ્યાનું માપ કઢાવ્યું. એ પછી હોડીઓને એક બીજા સાથે મજબુત બાંધવાનો હુકમ કર્યો.

સીંધુ નદીનું પાણી ઈસ્લામી લશકરના પડાવથી ડાબી બાજુએ વહી રહ્યું હતું. આથી મુહંમદ કાસીમે હુકમ કર્યો કે હોડીઓને પાણીના વહનની ઉલટી બાજુએ એટલે કે જમણી બાજુએ લંબાવી બાંધતા જવું. બીજે દિવસે પ્રભાતથી પ્રચંડ વેગથી કામ શરૂ થયું. હોડીઓ જ્યારે જરૂરત પુરતી લંબાઈ જેટલી બંધાઈ ચુકી, ત્યારે હોડીઓ ઉપર પાટીઆ ઠોકાવી, તેમાં ખીલા નંખાવવામાં આવ્યા. આવી રીતે નદીના આ કિનારે એક તરતો પુલ તઈયાર થઈ ગયો.

સામે કીનારે પડેલા લશકરે દુરથી ઈસ્લામી લશકરની આ હીલચાલ જોઈ અને તેઓ પુલ બનાવે છે, અને તે પણ પાણીના વહનથી ઉલટી દિશાએ, એ જોઈને તેઓ મુસલમાનોની અક્કલ પર હસવા લાગ્યા. ખુદ મુસલમાન સરદારો પણ હજુ મુહંમદ કાસીમની યુક્તિ સમજી શકયા ન હતા અને મોકા પણ આ કાર્યને અજાયબીથી જોઇ રહ્યો હતો.

આખો સળંગ તરતો પુલ તઈયાર થવામાં કેટલાક દીવસો વહી ગયા, પરંતુ મુસલમાનો કંટાળ્યા સિવાય ઉત્સાહ પુર્વક કામ કરી રહ્યા હતા. જ્યારે પુલનું કામ તઈયાર થઈ ગયું ત્યારે એક સહવારે

લશ્કરને તઈયાર થવાનો હુકમ આપ્યો. બે મોટી હોડીઓમાં પચાસ મુજાહેદોને તીર કમાન સાથે બેસાડવામાં આવ્યા. આ બન્ને હોડીઓની જમણી બાજુ માથાપુર પાટીઆ લગાડી ઢાલ જેવું બનાવી લેવામાં આવ્યું કે જેથી તીરના મારાથી બચી શકાય આ બન્ને હોડીઓને પુલના જમણી તરફના છેડે મોકલી દેવામાં આવી. એ પછી પુલનો આ બાજુનો છેડો કીનારા ઉપર મજબુત થાંભલા નાખી બાંધવામાં આવ્યો. એ પછી આ સળંગ તરતા પુલ ઉપર થોડા થોડા અંતરે મુજાહેદોને બેસાડવામાં આવ્યા, અને ખુદ મુહંમદ કાસીમ પણ પોતાના સરદારો સાથે પુલ ઉપર જઈ ઉભો. હવે તેણે નીશાની કરતાંજ આગળ મથાળા તરફ ગએલી બે હોડીઓએ પુલનો છેડો પાણીમાં ડાબી બાજુ ખેંચવાનો પ્રયત્ન કરવા માંડયો.

અમે ઉપર જણાવી ગયા છીએ કે પાણીનું વહન જમણી બાજુથી ડાબી બાજુ હતું એટલે જરાક મહેનત કરતાંજ પુલનો ઉપલો છેડો કીનારાથી થોડાક વાર સુધી દુર ખેંચાયો. એ પછી પાણીનો વેગ તેને ડાબી બાજુ ધકેલવા લાગ્યો.

સામે કીનારે ઉભેલું શતરૂ સઇન્ય આ જોઈ હસવા ને કીકીયારીઓ કરવા લાગ્યું. પરંતુ ઈસ્લામી લશકર આ યુકતી સમજી ગયું. રાજા મોકા પણ આશ્ચર્યથી દંગ થઈ આ સાહસ જોઈ રહ્યો. આપણે ઉપર જોયું તેમ પુલનો જમણી બાજુનો પ્હેલો છેડો કીનારાથી દુર થતાંજ, પછી તેને ખેંચવાની જરૂર ન રહી. સીંધુનો પ્રચંડ વેગ તેને ધકેલવા લાગ્યો. અને સડસડાટ કરતો આ લાકડાનો રાક્ષસી પુલ પાણીના પટ ઉપર અદ્ધર તરતો દેખાયો. પાણીનો વેગ એટલો પ્રચંડ હતો કે મુહંમદ કાસીમે ધાર્યા કરતાં પણ વધુ

સરળતા થઈ પડી અને પાણીના મોજાંઓ પર હીંચકા લેતો આ પુલ જે આ કીનારા સાથે લંબાયલો હતો તેનો ઉપલો છેડો પાણી સાથે વ્હેતાં સામે કીનારા તરફ જવા લાગ્યો. અને જોત જોતામાં તેનો એક છેડો સામે કીનારે જઈ લાગતાં એક અચિકા સમેત થંભી ગયો. થોડી વાર પ્હેલાં ડાબે જમણે લંબાયલો પુલ હવે પુર્વ પશ્ચીમ વચ્ચે સળંગ ઉભો હતો.

હીંદુઓ શોર બકોર કરવા લાગ્યા. નજીક ઊભેલો એક પ્રચંડ કાય હીંદુ સરદાર ખુલ્લી શમશેર સાથે ધસ્યો અને પુલ ઉપરથી જમીન ઉપર કુદનાર પ્હેલા મુજાહીદ પર વાર કર્યો. એ પળેજ હીંદુ સઈન્યની જમણી બાજુથી સનસનાટ કરતું એક તીર આવ્યું અને તે પ્રચંડકાય સઈનીક ચક્કર ખાઈ પડયો. મુહંમદ કાસીમ અને અસલમે એ તીરની દીશામાં જોયું તો રેશમી વસ્ત્રો પહેરેલો એક અરબ નવજુવાન ઝાડના ઓથે તીરકમાન લઇ ઉભેલો જણાયો. પણ હમણા તે તરફ જોવાનો સમય ન હતો. કારણ કે હવે ઇસ્લામી શુરવીરો અલ્લાહનું નામ લઈ કીનારે કુદી પડયા અને લપકારા મારતી શમશીરો ઝબકી પડી.



## પ્રકરણ ૪૬ મું.

### જયસિંહના લશ્કરનો નાશ.

જેમ જેમ અરબ મુજાહેદો કુદી કુદીને કીનારે ઉતરવા લાગ્યા તેમ તેમ તેમણે લપકાગ મારતી સમશેરો ખેંચી કત્લેઆમ કરવા માંડી.

જયસિંહનું લશ્કર કીનારા ઉપર દુર સુધી ફેલાયલું હતું. પરંતુ યુદ્ધ તો પુલના છેડા આગળ જામ્યું હતું. મુસલમાનોને કીનારા પર આવી લાગેલા જોયા ત્યારે થોડા નજીકના સનીકો લડવામાં રોકાયા. હતા, ત્યારે બીજા સૈનીકો શોરબકોર કરી પોકારો પાડી રહ્યા હતા.

ઈસ્લામી સિંહો એક પછી એક, પણ વ્યવસ્થીત રીતે, અને જરાપણ ઉશ્કેરાયા વિના કિનારા પર કુદતા જતા હતા અને જંગ જામતું જતું હતું. પરંતુ હીંદુ સૈન્ય કીનારા પર એટલું ખીચોખીચ ઉભું હતું કે ઈસ્લામી સિંહો કીનારે ઉતર્યા પછી બહુ આગળ વધી શકતા ન હતા. આથી કિનારા આગળજ યુદ્ધ જામ્યું હતું અને સઈ-નીકોના માથા કપાઈ કપાઈને ગબડતાં ગબડતાં પાણીમાં જઈ પડતાં હતાં પરીણામે પાણી લાલ ખુન જેવું થઈ આગળ વહેતું જતું હતું.

જ્યારે કીનારા આગળની જગ્યા ખીચો ખીચ ભરાઈ ગઈ અને વધુ સઈનીકો ઉતરવા અશક્ત બન્યા ત્યારે તેમણે જગ્યા થવાની રાહ ન જોતાં પાણીમાં ઝંપલાવી દીધું. એતો જાણીતી વાત છે કે નદી ગમે તેટલી ઉંડી હોય છતાં કિનારા પાસે પાણી છીછરૂં હોય છે. એટલે હોડીના પુલ ઉપરથી કુદી કુદીને હવે ઇસ્લામી વીરો પાણીમાં પડયા અને કીનારે ઉભેલા હિંદુઓ સાથે પુરજોશથી લડવા લાગ્યા આવી રીતે ધીમે ધીમે યુદ્ધ કીનારે કીનારે દુર સુધી ફેલાતું ગયું.

મુહંમદ કાસીમ અને અસલમ પણ ક્યારનાય કીનારે ઉતરી ગયા હતા અને તેમની લપકતી શમશેરો શતરૂઓના માથાંને નદીના ઢાળ ઉપર ગબડાવી દેતી હતી.

યુદ્ધ પુરા રંગમાં જામ્યું હતું. હિંદુઓએ જોયું હતું કે મુસ-લમાન લશ્કરની સંખ્યા ઘણીજ ઓછી છે, તેમાંય વળી પુલ

મારફતે કિનારે આવી લડતા મુસલમાનો તો ઘણાજ થોડાં છે એટલે તેમને જોત જોતામાં પુરા કરી નંખાશે, પરંતુ હિંદુઓની એ ધારણા ખોટી ઠરી, કારણ કે કિનારે ઉતરેલા અને બીજા ઉતરતા મુઠ્ઠીભર મુસલમાનોને હજુ તેઓ કંઈ વધુ નુકશાન પહોંચાડી શકયા ન હતા, જ્યારે બીજા હાથ પર પોતાના લશકરમાંથી ઘણી મોટી સંખ્યા કપાઈ ચુકી હતી.

જ્યારે ઈસ્લામી લશકરના પાયદળ સઈનીકો કીનારે ઉતરી ચુકયા અને જંગમાં મશગુલ થઈ ગયા, ત્યાર પછી ઈસ્લામી ઘોડેસ્વારો પોતાના અરબી ઘોડાઓ પર સ્વાર થઈ એક પછી એક આ બાજુ આવી પહોંચ્યા. અને જેમ જેમ આવતા ગયા તેમ તેમ કિનારે ઉતરી પુર જોશથી હુમલો કરી દીધો. હવે નવા ઘોડેસ્વારો આવતા ગયા અને હુમલો કરતા ગયા. આ હુમલો બહુ અસરકારક નીવડયો. અને અત્યાર સુધી કિનારા પર મજબુત મુકાબલો કરી રહેલા હિંદુ સઇનીકોના પગ ઉખડી ગયા અને તેમણે પાછળ હઠવા માંડયું.

જયસિંહ એક હાથી પર બેસી યુદ્ધના રંગ જોઈ રહ્યો હતો. તેણે પોતાના લશકરની ખુવારી જોઇ પાછળ હઠવાની સુચના કરી. આથી હિંદુઓ ત્વરીત વેગે પાછા હઠયા અને કિનારા પર મુસલમાનોનો કબજો થઇ ગયો.

આમ થવાથી એક ફાયદો એ થયો કે બાકી રહેલા ઈસ્લામી ઘોડેસ્વારોને કીનારે ઉતરવાની સગવડ થઈ ગઈ તેથી તેઓ ત્વરીત વેગે પુલ પસાર કરી આ છેડે આવતા અને કીનારે ઉતરી હુમલો કરી દેતા.

દરેક ઈસ્લામી સીપાહી અને સ્વાર એમ ચાહતો હતો કે પોતે જલ્દીથી કીનારે પહોંચે અને શતરૂઓને શમશીરનો સ્વાદ ચખાડે.

પરંતુ જો ધસારો કરવામાં અથવા સ્વારો અને સીપાહીઓ એકજ ઠેકાણે ખીચોખીચ ભરાઇ જાય તો પુલ તુટી જવાનો પણ ડર હતો. તેથી દરેક ઇસ્લામી સીપાહી અને સ્વાર એટલી સાવચેતી અને સાવધાનીથી ચાલતો હતો કે જેથી પુલના કોઈ પણ ભાગ ઉપર વધુ બોજ ન થઈ જાય.

જયસિંહે પોતાના સઈનીકોને પાછળ હઠાવ્યા પછી હાથીના લશકરને (જેની સંખ્યા ૧૦૦ની હતી) પોતાના હાથીની આસપાસ ગોઠવી દીધું અને તેણે આ કાળા કાળા ડુંગરો સાથે મુસલમાનો પર હુમલો કર્યો.

હીંદુઓના દુર્ભાગ્યે કે પછી મુસલમાનોના સદભાગ્યે જે બાજુ જયસિંહના હાથીદળે હુમલો કર્યો હતો તે બાજુ માત્ર ઇસ્લામી પાયદળ લશકરજ લડતું હતું. જો આ સમયે જયસિંહે ઘુડીનો ઉપયોગ કરી ઇસ્લામી લશકરના ઘોડેસ્વાર વિભાગ હુમલો કર્યો હોત તો અરબી ઘોડા હાથીઓને જોઈ ભડકી જાત અને પરીણામે મહા અનર્થ થાત. પરંતુ જયસિંહે જે બાજુ હુમલો કર્યો એ બાજુ માત્ર થોડાક હજાર ઇસ્લામી સીપાહો બહાદુરીથી લડી રહ્યા હતા. લડતાં લડતાં તેમની નજર આ તરફ ગઈ. તેઓ આ નવી આફતથી ગભરાઇ ગયા. પરંતુ આ વખતે મુહંમદ કાસીમે લલકાર કરીને કહ્યું કે "તેમની સુંઢો ઉપર ઘા કરો."

આ વખતે ફુંફાડા મારતા અને ચીસો પાડતા હાથી ઠેઠ નજીક સુધી આવ્યા હતા. હવે જંગ પણ પુરા રંગમાં જામ્યો હતો, હિંદુઓ મુસલમાનોને ઘેરી લઈ હાથીઓના પગ નીચે ચગદી નંખાવવા ચાહતા હતા. મુસલમાનો યાહોમ લડતા હતા અને પોતાને ઘેરી લેવાની તક હિંદુઓને આપતા ન હતા.

આ વખતે પુલ તરફથી સનસનાટ કરતું એક તીર આવ્યું. અને સૌથી આગળ ધસતા એક હાથીની આંખમાં ઘુસી ગયું. હાથીએ એક કારમી ચીસ પાડી અને સુંઢ પોતાના માથા પર પછાડવા માંડી. આ હાથીની ચીસથી તમામ હાથી આગળ વધતા અટકી ગયા. બરાબર આ વખતેજ ઈસ્લામી વીરોએ પોતાની તલ્વારોથી હાથીઓની સુંઢ, પગ અને જે ભાગ પર લાગ આવે ત્યાં ઘા કરવા માંડયા. જખ્મી હાથી ચીસો પાડતો અને પગ પછાડતો હતો.

મુહંમદ કાસીમ આશ્ચર્યથી દંગ થઈ જોઈ રહ્યો હતો કે આ તીર કોણે માર્યું. અચાનક તેની નજર પુલના છેડા તરફ ગઈ. તેણે જોયું કે પેલો રેશમી વસ્ત્રોવાળો અરબ નવજવાન ત્યાં ઉભો ઉભો તીર ચલાવી રહ્યો હતો અને તેનો દરેક તીર કોઈ ને કોઈ હાથીને જખ્મી કરી રહ્યો હતો.

સૌથી આગળનાં હાથીને થએલા જખ્મથી અને બીજા હાથીઓ પર ધડાધડ થવા માંડેલા જખ્મોથી હાથી વીફર્યા. સૌથી આગળના હાથીએ પાછલે પગે ખસવા માંડયું. આ જોઈ બીજા હાથીઓએ પણ પુંઠ ફેરવી,. અને જોતજોતામાં રાક્ષસી જાનવરો ચીસો પાડતા, બરાડા પાડતા અને સુંઢ ઉછાળતા નાઠા !

આપણે આગળ જોઈ ગયા છીએ કે હિંદુઓના લશકરની સંખ્યા મુસલમાનો કરતાં અનેક ગણી વધારે હતી અને તેઓ એટલા ખીચોખીચ ઉભા હતા કે હાથીઓનું .પાછું ફરીને નાસવું તેમના માટે વિનાશ સમાન હતું. હજારો હિંદુ સઈનીકો આ આ ગાંડાતુર હાથીઓના પગ તળે કચરાઈ મુઆ અને આ ગાંડા હાથીઓને નાસ્તા જોઈ આખા હિંદુ સઈન્યમાં ભારે ધમસાણ મચી

ગ . સઇનીકો જાન બચાવવા આમતેમ નાસવા લાગ્યા અને પરિણામે અરબી તલ્વારોનો શિકાર  પા.

આ વખતે મુહંમદ કાસીમે એક પુર જોશ નાઅરો લગાવ્યો જેને દુર અને નજીક લડતા દરેક ઇસ્લામીઓએ ઉપાડી લીધો અને નારો બુલંદ થયો. નાશ ભાગ થતી જોઈ કેટલાક હિંદુઓ સમજ્યા કે "જયસિંહ મરાયો" તેથી તેમણે પણ નાસવા માંડયું. આ વખતે જયસિંહનો હાથી પણ બેતની તરફ પુરવેગથી નાસી રહ્યો હતો. *

પગપાળા નાસ્તા બધા શતરૂઓ મુસલમાનોના શિકાર થઈ ગયા. બપોર સુધીમાં આખું મેદાન સાફ થઈ ગયું અને હવે મુસલમાનોએ હિન્દુ સઇન્યની છાવણી પર કબજો કરવો શરૂ કર્યો.



## પ્રકરણ ૪૭ મું.

### જખ્મી નવજવાન.

જ્યારે હાથીઓએ ઈસ્લામી લશ્કર પર હુમલો કર્યો હતો ત્યારે રેશમી વસ્ત્રો વાળો એક અરબ નવજવાન તીરથી હાથીઓને જખ્મી કરી રહ્યો હતો. જ્યારે હાથીઓએ નાસભાગ કરી ત્યારે આ નવજવાન તલ્વાર એંચી હિંદુઓનો મુકાબલો કરવા કુદી પડયો, પરંતુ જંગ એટલા જોરથી ચાલતું હતું કે કોઈને કોઈની ખબર ન હતી.

---

* (તારીખે હિંદનો કર્તા લખે છે કે પોતાના લશ્કરને અવ્યવસ્થીત પણે નાસ્તાં જોઈ જયસિંહ પણ મેદાન છોડી બેત તરફ નાસી છુટયો)

આ નવજવાન કેટલાય સિંધી સૈનીકો વચ્ચે ઘેરાઈ ગયો અને નજદીક હતું કે કોઈની તીક્ષણ તલ્વાર તેને શહીદ કરી દે તે પુર્વે અસ્લમની નજર તેની ઉપર પડી. તરતજ તેણે મુહંમદ કાસીમને ચેતવ્યો અને બન્ને જણા આ નવજવાનની મદદે પ્હોંચી ગયા. ધડા ધડ અને ખણાખણ તલ્વારો ઝળખી, હીંદુઓ પાછા હઠયા, પણ એક હીંદુની તલ્વારે એ નવજવાન ખભાને જખમ કરી દીધો. નજદીક હતું કે તે નવજવાન તમ્મર ખાઈ નીચે પડે પણ અસલમ નજીક દોડી આવ્યો અને પોતાની ગોદમાં ઉઠાવી લીધો.

આ પળેજ બીજા અરબો પણ દોડી આવ્યા અને હિંદુઓ મરતા કપાતા નાસી છુટયા.

જ્યારે યુદ્ધ પુર્ણ થયું અને શતરૂઓની છાવણી પર પુરો કબજો થઈ ગયો ત્યારે ઈસ્લામી સૈનીકોએ પાછા ફરી વુઝુ કરી નમાઝ અદા કરી. અસલમ તે જખમી નવજવાન ને ઉચકીને શતરૂઓની કબજે કરેલી છાવણીમાંના તંબુમાં જઈ પ્હોંચ્યો અને તે નવજવાનને સુવાડી તેના મુખ ઉપર પાણી છાંટયું. થોડી વારમાંજ તે નવજવાને આંખ ઉઘાડી અને અસલમ સામે જોઈ ક્ષીણ અવાજે કહ્યું–" અસલમ ? "

અસલમ આ અજાણ્યા નવજવાનના મુખે પોતાનું નામ સાંભળી ભારે આશ્ચર્ય પામ્યો. તેને લાગ્યું કે આ નવજવાનનો ચ્હેરો અગાઉ કયાંક જોયો છે, પણ કયાં અને કયારે તે યાદ ન આવ્યું.

તે જખમી નવજવાનની હાલત એ હતી કે દર્દથી તેના મુખ પર ફીકાશ આવી ગઈ હતી અને અશક્તિથી વારંવાર તેની આંખો બંધ થઈ જતી હતી.

અસલમે લાગણી ભર્યા સાદે કહ્યું—એમ જણાય છે આપને અત્યારે બહુ તકલીફ થઈ રહી છે. આપ અહીં આરામ કરો. હું હમણાંજ મલમ પટાવાળાને બોલાવી તમારો જખ્મ સાફ કરાવું છું.

તે જખ્મી નવજવાને પોતાના દાંત વચ્ચે હોઠ દબાવી ધીમે પરંતુ મક્કમ સાદે કહ્યું—" નહિ નહિ અસલમ, મને કંઈ બહુ તકલીફ નથી, એ તો એની મેળેજ મટી જશે. "

અસલમ—" અરે એમ તે કંઈ ચાલે ! થોભો હું હમણાંજ આવું છું. "

એમ કહેતાંજ અસલમ ઝડપથી ચાલ્યો ગયો.

અસલમના ગયા પછી તે નવજવાન જે અત્યાર સુધી પોતાનું દર્દ મહા મુશ્કેલીએ છુપાવી રહ્યો હતો, હવે તે મસનદ પર લાંબો થઈ બેચેનીથી આળોટવા લાગ્યો અને દર્દના ઝાટકાને કારણે સીસકારા ભરવા લાગ્યો.

થોડીવારમાંજ પગલાંનો અવાજ સંભળાયો, કે તરત તે નવજુવાન મજબુત મન કરી શાંત પડયો રહ્યો. એ વખતે અસલમ એક મલમપટા વાળા સાથે અંદર આવ્યો. નવજવાનને જોઈ તે મલમપટાવાળો બોલ્યો " ઓહો કેવો નાજુક નવજવાન છે ? ખાત્રી રાખો નવજવાન ! હું હમણાંજ તમને એવી દવા આપીશ કે તરત તમને આરામ થઈ જશે. પણ પ્હેલાં તમારા કપડાં મને ઉતારી લેવા દો. "

કપડાં ઉતારવાનું સાંભળી તે નવજવાન ગભરાઈને બોલી ઉઠયો " નહિ નહિ, મને કંઈ તકલીફ નથી. મારે લુગડાં ઉતારવાં નથી. "

અસલમ—પણ તમને તકલીફ થાય છે તે ?

નવજવાન—એ તો એની મેળે ઠીક થઈ જશે.

અસલમ—પણ કંઈ દવા તો લગાડવીજ જોઈએ ને ?

નવજવાન—પણ હું કપડાં નહિ ઉતારી શકું.

અસલમ—પણ એમાં તમને શું વાંધો છે ?

નવજવાથ—મને મારી શરમ અટકાવે છે. કારણ કે કોઈની હાજરીમાં હું કદી વસ્ત્રો કાઢતો નથી.

મલમ પટાવાળો—ભાઈ એટલી બધી શરમ ઠીક ન કહેવાય.

નવજયાન—શું આપને હ. ઉસ્માન રદી. નો દાખલો યાદ છે ? કદી પણ કોઈએ આપનું શરીર મુબારક ખુલ્લું જોયું હતું ?

આ વખતે મુહંમદ કાસીમ પણ આકસ્મીક તે તંબુમાં આવી પ્હોંચ્યો. અસલમે નવજવાનની હઠ કહી સંભળાવી. આથી મુહંમદ કાસીમને ભારે આશ્ચર્ય થયું. તેણે પણ નવજવાનને સમજાવ્યો, પણ તેણે ન માન્યું. આથી મુહંમદ કાસીમે ત્રીજો માર્ગ શોધ્યો. તેણે મલમ પટાવાળાને કહ્યું કે ખભા પર જ્યાં જખ્મ થયો છે ત્યાંથી વસ્ત્ર ફાડીને દવા લગાડી આપો.

હવે તે મલમપટાવાળાએ તે નવજવાનના ખભા આગળથી વસ્ત્રનો થોડો ભાગ ફાડયો, અને જખ્મને જોયો. જખ્મ સાધારણ હતો. પણ નાજુક શરીરવાળા માણસ માટે વધારે કહેવાય. જખ્મ સાફ કરી તેણે મજબુત પટી બાંધી દીધી અને મુહંમદ કાસીમને જણાવ્યું કે જખ્મ ઉંડો નથી એટલે એકાદ પટીમાંથી આરામ થઈ જશે. ”

આ પછી મલમપટાવાળો લશ્કરમાં બીજા જખ્મીઓની સારવાર માટે ચાલ્યો ગયો. અસ્લમ અને મુહંમદ કાસીમ ત્યાંજ બેસી રહ્યા.

મુહંમદ કાસીમે તે જખ્મી નવજવાનને પુછ્યું-કેમ ભાઈ કંઈ દર્દ ઓછું થયું. ?

**નવજવાન**—હું ધારૂં છું કે અર્ધી તકલીફ ઓછી થઈ.

**મુહંમદ કાસીમ**—પણ ભાઈ તમારૂં નામ શું ?

**નવજવાન**—મારૂં નામ બદર જમાલ છે.

**મુહંમદ કાસીમ**—ખુબ, નામ પણ સુંદર છે ?!

નવજવાન ચુપ રહ્યો.

મુહંમદ કાસીમે પુછ્યું-હમણાં તમે ક્યાંથી આવ્યા ?

**બદરજમાલ**—અલોરથી.

**મુહંમદ કાસીમ**—ત્યાં કેમ ગયા હતા ?

બદરજમાલ—તાહેરા નામની અરબ કુમારીકા જે દાહેર પાસે છે તેને મુક્ત કરાવવા ગયો હતો.

તાહેરાનું નામ સાંભળી અસલમના કાન ઉંચા થઈ ગયા.

મુહંમદ કાસીમે પુછ્યું—તમે તેને મળ્યા ?

" જી હા ! "

" તો પછી તમે તેને લઈ કેમ ન આવ્યા ?"

" કારણ કે લાવી રાણીએ ના કહ્યું. "

" શું તે લાવી રાણી પાસે રહે છે ? "

હા ! પ્રથમ તો તે ત્યાં રહેતી હતી પરંતુ એક દીવસે તે તમારા સંબંધે વાત કરતી હતી તે દાહેરે સાંભળી લીધી તેથી તેને કેદ કરી દેવામાં આવી છે.

મુહંમદ કાસીમે એક ઉંડો નિંશ્વાસ નાંખતાં કહ્યું–રાણી લાવી શું વાત કરતી હતી ?

બદર જમાલ—તે કહેતી હતી કે જો મુહંમદ કાસીમ મને કબુલ કરે તો હું તેની પાસે ચાલી જાઉં.

મુહંમદ કાસીમ—ઇન્શાઅલ્લાહ, હું તેને કેદમાંથી મુક્ત કરાવીશ. ઠીક પણ બદર જમાલ ! તમે રહેવાશી કયાંના છો ?

બદર જમાલ—બસરાનો.

મુહંમદ કાસીમ—શું આપણા લશ્કર સાથે આવ્યા હતા ?

બદર જમાલ—જી હા.

મુહંમદ કાસીમ—પણ મેં તમને કદી જોયા નથી.

બદર જમાલ—જી હા ! કારણ કે હું હંમેશાં આપથી દુર રહેતો હતો કે કયાંક આપ મને પાછો ન મોકલી દો.

મુહંમદ કાસીમ—કેમ ?

બદર જમાલ—કારણ કે હું પાછો જવા ચાહતો નહતો.

મુહંનદ કાસીમ—કારણ ?

બદર જમાલ—કારણ કે મને તાહેરા સાથે અદ્રષ્ય પ્રેમ હતો હું તેને જોવા માંગતો હતો.

આ સાંભળી અસલમ અદેખાઈથી બળી ગયો. પરંતુ આ વખતે અઝાનનો અવાજ આવ્યો અને બંને જણા નમાઝ માટે ચાલ્યા ગયા.

# પ્રકરણ ૪૮ મું.

## પ્રીયાનો સંદેશ

મુસલમાનોના હાથે હીંદુ લશકરનું જે ભયંકર કચ્ચરઘાણ વળ્યું તે અસાધારણ હતું. આખું મેદાન મડદાંઓથી ચીકાર હતું. ઠેર ઠેર મસ્તકો હાથ પગ અને ધડ કરૂણ રીતે પડ્યા હતા. હિંદુઓના મુકાબલામાં મુસલમાનોને બહુજ ઓછું નુકશાન થયું હતું, અને તે એટલું બધું ઓછું હતું કે ઈસ્લામી લશકરની નાની સંખ્યા જોતાં આશ્ચર્ય ઉપજાવે તેમ હતું. પાંચથી સાત હજાર મુસલમાનોના મુકાબલામાં ૧૫ હજારનું હીંદુ સઈન્ય આવી રીતે રગદોળાઈ જાય એ શું સામાન્ય વાત છે ?

યુદ્ધ પુરૂ થતાં ચોમેર શાંતી ફેલાતાં સૌથી પ્રથમ મડદાંને બાળી નાંખવામાં આવ્યાં. મુસલમાન શહીદોની સંખ્યા જે સો કરતાં ઓછી હતી, તેમના જનાઝાની નમાઝ અદા કરી દફન કરવામાં આવ્યા; એ પછી મુહંમદ કાસીમે આગળ વધવાનો વિચાર કર્યો. પરંતુ કેટલાક ઇસ્લામી ગાઝીઓ જખ્મી હોવાને લીધે તેમનાથી મુસાફરી કરી શકાય તેમ ન હતું અને દુશમનોની દયા પર પાછળ મુકી જવાય તેમ પણ ન હતું. આથી લાચારીએ, જખ્મીઓ તંદુરસ્ત થઈ જાય ત્યાં સુધી કુચ નહિ કરવાનો ઠરાવ થયો.

બીજે દીવસે રાજા મોકા પણ આવી પહોંચ્યો અને મુહંમદ કાસીમને આ જવલંત ફતેહ બદલ હાર્દીક મુબારકબાદ આપી અને નદી પાર કરવા માટે મુહંમદ કાસીમે જે યુકતી લગાડી હતી તે બદલ અભીનંદન આપ્યું.

હવે મુહંમદ કાસીમે મોકા રાજાને સુચના કરી કે ચાલાક જાસુસો

મોકલી રાજા દાહેરની હીલચાલની ખબર મંગાવવી. આથી મોકા રાજાએ કેટલાક અનુભવી ગુપ્તચરોને અલોર તરફ રવાના કરી દીધા. ટુંક મુદતમાં જ કાળજીભરી સારવારથી જખ્મીઓ તંદુરસ્ત થઈ ગયા અને મુહંમદ કાસીમે અલોરને માર્ગે કુચ શરૂ કરી. ધીમે ધીમે તેઓ કુચ કરતા નદીઓ ઓળંગતા આગળને આગળ વધતા ગયા અને છેવટે તેઓ એક એવા વિશાળ મેદાનમાં પ્હોંચ્યા કે જ્યાં ઝાડ ઝાંખરાનું નામ નિશાન ન હતું. આ સ્થળે પ્હોંચતાંજ 'મોકા'એ જણાવ્યું કે યુદ્ધ માટે આ સુંદર જગા છે માટે અહિંજ મુકામ કરવો અને રાજા દાહેરની રાહ જોવી. મુહંમદ કાસીમને પણ આ સ્થળ પસંદ પડયું અને લશકરને પડાવ નાંખવાનો હુકમ કર્યો.*

છાવણીઓ નંખાઈ ગઈ અને જોત જોતામાં આ ઉજજડ મેદાનમાં માનવનગર વસી ગયું અને ઈસ્લામી લશકર દાહેરના સૈન્યની રાહ જોતું અહીંજ થોભ્યું.

નવજવાન બદર જમાલ પણ તંદુરસ્ત થઈ ચુકયો હતો, મુહંમદ કાસીમે તેને માટે ખાસ જુદા તંબુની ગોઠવણ કરાવેલી હોવાથી તે સૌથી જુદો રહેતો, અને તંદુરસ્ત થયા છતાં પણ બ્હાનું કાઢીને તંબુમાંજ રહેતો અને નમાઝ પણ તંબુમાં જ અદા કરી લેતો.

યુદ્ધના દીવસે જયારે બદર જમાલને અસલમ છાવણીમાં ઉંચકી લાવ્યો અને તાહેરાના પ્રેમની જે વાત કરી હતી તેથી અસલમ બદર જમાલ ઉપર ઇર્ષ્યાથી બળવા લાગ્યો હતો અને તેને પોતાનો હરીફ સમજતો હતો. એ ઇર્ષ્યાએ એટલું ગંભીર રૂપ પકડયું હતું કે તેણે બદર જમાલ પાસે આવવાનું પણ બંધ કરી દીધું હતું. આમ

* આ સ્થળનું નામ "જયવાર" હતું.

દીવસો વીતતા જતા હતા અને ઈસ્લામી લશ્કર આતુરતાપુર્વક રાહ જોતું થોભ્યું હતું.

એક દીવસ સવારે બદર જમાલ પોતાના તંબુના દરવાજા ઉપર ઉભો હતો કે સામેથી અસ્લમ પસાર થયો. તેણે આંખને ખુણેથી જોયું કે બદર જમાલ સામે ઉભો છે એટલે નીચું મોઢું કરી ચુપચુપ પસાર થઈ જવા લાગ્યો, બદર જમાલે એ જોયું. અસલમની બેપરવાઈ એ સમજી ગયો અને તેને બુમ પાડી બોલાવ્યો.

હવે અસલમ આગળ જઈ શકે તેમ ન હતું. તેની માણસાઈએ તેને રોકયો. તે બદર જમાલ પાસે આવ્યો, અને સલામ કરી ખબર પુછી. બન્ને જણા અંદર ગયા અને વાતચીત કરવા લાગ્યા.

બદર જમાલ—કેમ અસલમ! અહીં આવવાનું કેમ મુકી દીધું છે?

અસલમ—કામમાં મશગુલ રહેવાથી ફુરસદ ઓછી મળે છે.

બદર જમાલ—ના, મને તો કંઈ બીજુંજ કારણ જણાય છે.

અસલમ—શું?

બદર જમાલ—હું કહું તો તમે માનશો?

અસલમ—જરૂર.

બદર જમાલ—જુઓ મને લાગે છે કે તમે મારાથી નાખુશ થઈ ગયા છો. કેમ ખરૂં ને?

અસલમ—ના, ના.

બદર જમાલ—એવું જ છે, એવુંજ છે, અસલમ! તમે

**અસલમ**—તાહેરાને મુક્ત કરાવવા ?

**બદર જમાલ**—હા, સાચી વાત, પરંતુ તેણે શું કહ્યું તે જાણો છો ?

**અસલમ**—ના.

**બદર જમાલ**—જુઓ, અસલમ, તાહેરા એમ જાણે છે કે અસલમ હજુ કેદમાં છે અને તેથી તેણે મને કહ્યું કે પ્રથમ અસલમને છોડવો તો હું પણ આવું, નહિ તો હું અત્રેજ રહીશ.

અસલમ આશ્ચર્યથી બોલી ઉઠ્યો–આહ ! કેવી વફાદાર પ્રીયતમા છે ?

**બદર જમાલ**—સાચેજ, અસલમ ! તાહેરા બહુ વફાદાર છે. તે રાત દીવસ તમારૂંજ ચિંતન કરે છે, તમારૂંજ નામ રટે છે અને તમારાજ દર્શનની આતુર છે. હું તમને એ વાત ક્યારનોય કહેવાનો હતો, પરંતુ તમે તો ઉલ્ટા મારા ઉપર વ્હેમાઈને મારી પાસે આવતાજ બંધ થઈ ગયા ! !

હવે અસલમનું દીલ સાફ થયું. તે પ્રેમભર્યા આવેશથી બદર જમાલનો હાથ પકડી બોલ્યો—"ભાઈ મને માફ કરો. ખરેખર હું ઈર્ષાથી અંધ થઈ તમારા ઉપર બળતો હતો. ખરેખર તમે એક વફાદાર મિત્ર છો."

**બદર જમાલ**—શું હવે તમે મારી પાસે આવતા રહેશો ?

**અસલમ**—જરૂર.

**બદર જમાલ**—શું હવે તો મારા પર અદેખાઈ નહિ રાખોને ?

**અસલમ**—નહિ, દોસ્ત બદર જમાલ ! નહિ.

આ પળે મુહંમદ કાસીમ આવી પહોંચ્યો અને વાતનો પ્રવાહ અટકી પડ્યો. ત્રણે જણા મળી આમ તેમની વાતચીત કરવા લાગ્યા.

## પ્રકરણ ૪૯ મું.

### બ્રહ્મણાબાદનો જંગ

જ્યારે દાહેરનો રાજકુમાર જયસિંહ પોતાના જંગી લશ્કર સાથે મુહંમદ કાસીમને અટકાવવા રવાના થયો. ત્યારે તમામ હીંદુ કોમ અને રાજા તથા બીજાઓને એમ ખાત્રી હતી કે, મુહંમદ કાસીમનું હવે આવી બન્યું છે અને જયસિંહનું જંગી લશકર મુહંમદ કાસીમના મુઠીભર લશકરને ધુળમાં રગદોળી નાખશે.

જયસિંહના ગયા પછી દાહેર નચિંત થઈ ગયો અને બીજી વધુ મદદ મોકલવાને બદલે જયસિંહ તરફથી વિજયના સમાચાર આવવાની રાહ જોવા લાગ્યો, પરંતુ જ્યારે જયસીંહના લશકરની સત્યાનાશી અને જયસીંહના સખ્ત પરાજયની ખબર સાંભળી તો તેના માથા પર જાણે વજ્રઘાત થઇ ગયો.

જયસીંહના પરાજયની હકીકત જોતજોતામાં સિંધ દેશમાં પ્રસરી ગઈ અને શહેરે શહેર અને ગામે ગામ તથા ઘરેઘરથી પોતાના વહાલાં જનોના મૃત્યુ માટે રૂદન સંભળાવા લાગ્યાં. દાહેર પણ આ ખબર સાંભળ્યા પછી અંદરખાને ભયભિત થઈ ગયો હતો, પરંતુ તેણે પોતાનો ભય જાહેર થવા દીધો નહિ અને યુદ્ધની તૈયારીઓ ત્વરીત વેગે કરવાના હુકમો આપી દીધા.

જયસિંહ પણ ભુંડી દશામાં પાછો આવ્યો. પોતાની નામોશી ભરેલી હારથી તે અત્યંત શરમીંદો હતો. દાહેરે તેને આશ્વાસન આપ્યુ અને તે પણ યુદ્ધની તૈયારીમાં લાગી ગયો. સંપુર્ણ તસ્યારીઓ થઈ રહેતાં એક મુકર્રર દીવસે કુચ કરવાની દાહેરે જાહેરાત કરી.

અને તે દીવસ પણ આવી પહોંચ્યો. સુર્યોદય થતાંજ હવાઈ બાણો છોડવામાં આવ્યા, જે લોકોને સુચના રૂપ હતા કે હવે લશ્કર કુચ કરે છે. નગારાં ગડગડવાં લાગ્યાં અને રણશીગડાં ફુંકાવા લાગ્યાં. સઈનીકો સજ્જબંધ થઈ ગયા અને રાણીઓ રથમાં સવાર થઈ ગઈ. હવે કુચનો હુકમ થયો. આગળ ડંકા નીશાનો, પાછળ પાયદળ, એ પછી ઘોડેસ્વારો, એ પછી હાથીનું લશ્કર, એ પછી અંગરક્ષકોથી ઘેરાયેલો દાહેર, અને છેલ્લે રાણીઓના રથ ચાલ્યા. સૌથી છેલ્લે તંબુ, છાવણી વગેરે સરસામાનની સવારીઓ ચાલી. આવી શાનો શૌકત, દોર, દમામ, સાથે કુચ કરતું લશકર અલોરના બજારોમાં થઈ કીલ્લા બહાર નીકળ્યું. મંદીરોમાં ઘંટ વાગવા લાગ્યાં, શંખ ફુંકાવા લાગ્યા લોકો મોટે સાદે દાહેરના વિજય માટે પ્રાર્થના કરવા લાગ્યા. અને આવી રીતે દાહેર પોતાના જંગી લશકર સાથે ૮૦૦૦ મુસલમાનો જેઓ આજે કેટલાક માસથી સતત લડતા ને મુસાફરી કરતા, છતાં મક્કમપણે આગસને આગળ ધસતા હતા તેમને અટકાવવા, તેમને સંહારવા અને બને તો તેમનું સત્યાનાશ કરવા અને મુહંમદ કાસીમ જેવા એક નાદાન અને બીન અનુભવી જુવાનને સખત ફટકો મારવા મગરૂર દાહેર રવાના થઈ ગયો.

* * *

મોકાના જાસુસોએ મુહંમદ કાસીમને ખબર આપી કે ૪૦ હજાર ચુનંદા લડવઈયાઓ સાથે દાહેર ઈન્તેકામ લેવા માટે ધસમસ્તો આવી રહ્યો છે.

જરા વાંચનારાઓ ઠંડે કલેજે, અને મુસલમાનોને ઘાતકી કહેનારાઓ પોતાના કાળજે હાથ મુકીને વિચાર કરી લે કે પોતાના

દેશથી દુર, ઘણે દુર શત્રુઓના મુલ્કની વચ્ચમાં ૮૦૦૦ નિરાધાર મુસલમાનો જેમને કોઈ મદદ મળવાની કે નતો કોઈ સહાય મળવાની આશા છે. માત્ર એક ખુદાના ભરોસા ઉપર ૪૦ હઝાર શત્રુઓનો મુકાબલો કરવા ઉભા છે. જરા વીચાર કરો અને કલ્પના કરો એ અડગતાની, મક્કમતાની, એ વીરતાની, એ જાંનીસારીની, એ સહનશીલતાની અને પોતાના પેદા કરનાર પરવરદીગાર પ્રત્યેની અટલ ભક્તિ અને શ્રદ્ધાની કે જેઓ મુઠીભર હોવા છતાં. પરદેશમાં હોવા છતાં હીમાલયની જેમ અડગ બનીને ઉભા હતા. એવી હતી અમારી અડગતા, એવી હતી અમારી વીરતા અને એવી હતી અમારી અટલ ભક્તિ કે જેણે અમારા નામનો ડંકો સમસ્ત જગતના ખુણે વગાડાવ્યો હતો. કાશ ! એ જગતનો માલીક ફરી અમને એવી ભાવના અપે.

દાહેર પોતાના જંગી લશ્કર સાથે આવી પ્હોંચ્યો અને મુસલમાનોનો પડાવ જોઈ એજ મેદાનમાં તેણે પણ પડાવ નાંખ્યો. એ પછી સૌથી પહેલું તેણે એ કામ કર્યું કે આજુબાજુના ગામડાંમાંથી મુસલમાનોને અનાજ વીગેરેની જે મદદ મળતી હતી તે અટકાવી દીધી મુસલમાનો કોઈની પાસેથી કોઈપણ વસ્તુ મફત લેતા ન હતા બલકે ગ્હોં માગ્યા દામ આપી વસ્તુ ખરીદતા હોવાથી દરેક ઠેકાણેથી તેમને વસ્તુઓ મળતી હતી. પરંતુ દાહેરે આજુબાજુના બધા ગામડાંઓ પર પ્રતિબંધ મુકી મુસલમાનોને ભુખે મારવાનો ત્રાગડો રચ્યો.

હવે રમઝાન માસ શરૂ થઈ ચુકયો હતો. ઈસ્લામી લશ્કરમાં દરેક સીપાહી રોઝો રાખતો અને તરાવીહ અદા કરતો. અંતે હી. સન ૯૩ ના રમઝાન માસની તે યાદગાર ૭મી તારીખ આવી પહોંચી

કે જ્યારે દીવસ ઉગતાંજ દાહેરે પહેલીજ વખતે પોતાના અર્ધો અર્ધ લશ્કર (૨૦ હજાર સૈનીકો) ને રણ મેદાનમાં ખડું કરી દીધું.

હીંદુઓને રણમેદાનમાં આવેલા જોઈ ઈસ્લામી લશ્કર પણ તૈયાર થઈ ગયું. મુહંમદ કાસીમે જોયું કે શતરૂઓનું માત્ર અર્ધું લશકર મેદાનમાં હતું અને બાકી છાવણીમાં હતું. આથી મુહંમદ કાસીમે પણ પોતાના લશ્કરના બે વિભાગ કરી એક ભાગને છાવણીમાં રાખી બીજા ભાગને જંગ માટે તૈયાર કર્યો અને તેની સરદારી "મુહરઝ બીન સાબિત" ને આપી અને તેના હાથ નીચે બે હુશયાર નાયબ સેનાપતી આપ્યા. એ પછી જણાવ્યું કે જો ખુદા ન કરે અને કદાચ મુહરઝ બીન સાબીત શહીદ થઈ જાય તો પછી 'સઈદ' અફસર બનશે અને 'સઈદ' પણ શહીદ થઈ જાય તો મુજહ્લતુલ કુબરા અફસર બનશે. એ પણ શહીદ થઇ જાય તો 'હસન' ઈસ્લામી ઝંડો પકડી દોરવણી કરશે. *

આટલી સુચનાઓ કર્યાં પછી ૪ હઝાર ઈસ્લામીઓ સફમાં ગોઠવાઈ ગયા અને લડવાને માટે તૈયાર થઈ ગયા.

આ પળે શતરૂ સઈન્યમાં નગારાં વાગવા લાગ્યાં અને રણ શીંગડાનો બેસુરો સાદ જાણે કારમી કીકીયારી પાડી રડતો હોય એમ ફુંકાવા લાગ્યો, ઘંટનાદ થવા લાગ્યા, હર હર મહાદેવ અને દાહેરના જયની ગર્જનાઓ થવા લાગી અને શતરૂઓ આગળ વધ્યા.

હવે મુસલમાનો પણ સમજી ગયા કે જંગની શરૂઆત થાય છે. તેમણે પણ "અલ્લાહો અકબર" ની ગગનભેદી ગર્જના કરી

---

* મુહંમદ બીન કાસીમેજ સરદારી લીધી હતી અને પોતાની શહાદત થાય તો ઉપર મુજબની ગોઠવણ કરી હતી.

મેદાન ગજાવી મુકયું. ૪૦૦૦ ઈસ્લામી સિંહો ૨૦૦૦૦ (વીસ હઝાર) શતરૂઓનો મુકાબલો કરવા આગળ વધ્યા. એક બીજો અલ્લાહો અકબરનો નારો બુલંદ થયો અને વાતાવરણ કંપાયમાન થઈ ગયું. દુશ્મનોના કાળજાં હાલી ગયાં. આકાશ પણ જાણે આ કટોકટ દ્રશ્ય જોવા માટે થંભી ગયું.

પરંતુ ૨૦ હઝાર શતરૂઓ પોતાની અગણીત સંખ્યામાં મદઘેલા થઈ ગયા હતા. તે શતરૂઓને ૪૦૦૦ જેવી નાનકડી સંખ્યામાં જોઇ હર્ષનાદ કરવા લાગ્યા અને આગળ વધતા ગયા.

જોત જોતામાં બંને લશકરો નજીક આવી ગયા અને હિન્દુઓએ હરહર મહાદેવની ગર્જના સાથે ઈસ્લામીઓ પર ભીષણ હલ્લો કરી દીધો.



## પ્રકરણ ૫૦ મું.

## ખુનખાર જંગનો પહેલો દિવસ.

જ્યારે ૨૦ હજાર હીંદુ સઈનીકોએ મુસલમાનો પર ભીષણ હલ્લો કરી દીધો, ત્યારે ૪૦૦૦ મુસલમાનોએ અલ્લાહો અકબરના ત્રણ ગગનભેદી નારા બુલંદ કર્યા અને ત્રીજા નારા સાથે આ ચાર હજાર ઈસ્લામી સિંહો પોતાથી પાંચ ઘણી વધુ સંખ્યાના દુશ્મનો ઉપર કુદી પડયા.

શત્રુ સૈન્યમાં રણશીંગડાં વધુ વેગથી ફુંકાવા લાગ્યા, ઘંટ અને શંખનાદોથી આકાશ ગુંજી ઉઠયું અને "હર હર મહાદેવ"ની ૨૦

હજાર ચીસો એકી સાથે વાતાવરણને ગુંજવી દેવા લાગી. હિંદુ સૈનિકોના પ્હોળા. અને ધારદાર ખાંડાઓ, અને સિંધી તલવારો ઉગતા સુર્યના કિરણોમાં ચમકવા લાગી. આ બાજુ નાજુક અરબી શમશેરો વિજળીની માફક ચમકવા ને લપકવા લાગી. શતરૂઓ પાંચ ગણા હતા, મુસલમાનો મુઠીભર હતા. પરંતુ અડગ ધૈર્ય અને વીરતા પુર્વક લડી રહ્યા હતા. તલવારોનો ખણખણાટ, ઘોડાઓનો હણહણાટ, ખુન્નસે ચઢેલા સઈનિકોની કીકીયારીઓ મરતા માણસોની દુઃખભરી ચીસો, ઝખ્મીઓની દુઃખભરી હાય હાય અને રણ વાજીંત્રોના કર્કશ અને કાન બ્હેરા કરી નાખનારા અવાજોથી કયામત બર્પા થઈ ગઈ.

સુર્ય જેમ જેમ ઉંચો આવતો ગયો તેમ તેમ બંને પક્ષો વધુને વધુ ઉગ્ર બનતા ગયા. મધ્યાન થતાં સુધી પુર જોશથી યુદ્ધ ચાલતું રહ્યું. ઘડીમાં શતરૂઓની વધુ સંખ્યા મુઠીભર મુસલમાનોને કેટલાક અંતર સુધી પાછળ ધકેલી દેતી, ઘડીમાં મુઠીભર વિફરેલા સિંહો એ મોટી સંખ્યાને ઘેટાંની માફક દુર હાંકી કાઢતા. આમ બપોર સુધી ખુનની છોળો ઉડતી રહી. બપોરના સમયે ઉગ્ર થએલા બંને પક્ષો એક બીજામાં ઘુસી ગયા. હવે ઘમસાણનું યુદ્ધ મંડાયું. પરંતુ હજુ એટલું સારૂં હતું કે મુસલમાનોની હારો તુટવા છતાં તેઓ તદ્દન છીન્ન ભીન્ન થઈ ગયા ન હતા, બલકે પોતાની હંમેશની પદ્ધતી મુજબ પચાસ કે સો સોની ટુકડીઓમાં વહેંચાઈ શતરૂઓના મોટા ઘેરાવા વચ્ચે બેજીગરી અને નચિંતાઈથી જંગ જમાવી રહ્યા હતા.

મુહંમદ કાસીમે આજના જંગ માટે પસંદ કરેલો નવજવાન નાયક 'મુબરક' એક હાથમાં ઈસ્લામી ઝંડો અને બીજા હાથમાં

લપકતી અરબી શમશેર સાથે આમતેમ ઘુમી રહ્યો હતો. તેનો ચાલાક અરબી ઘોડો તેના પગની એડીના ઇશારે જ્યાં જરૂર હોય ત્યાં આમ તેમ કુદતો હતો. મુહરઝની કાળની જીભ જેવી શમશેર અનેક શતરૂઓના માથાં અને ધડ વચ્ચે વિયોગ કરાવતી વિદ્યુત વેગે લપકી રહી હતી. તે લડવામાં એટલો [illegible]ન હતો કે તેને આસ-પાસનું તો શું પણ પોતાનું ય ભાન ન હતું. પરીણામે તે વારંવાર અસંખ્ય શતરૂઓને કાપતો ચીરતો બહાર નીકળી જતો.

શતરૂઓએ જોયું કે મુહરઝના હાથમાં ઇસ્લામી ઝંડો હતો અને તેના વેગ અને હુમલા મુજબ બીજા મુસલમાનો પણ હુમલો કરતા હતા. આથી મુહરઝને પુરો કરવા માટે તેમણે યુકતી પુર્વક ઘેરી લીધો. આ વખતે તે બહાદુર ગાઝી બહુ મોટા ટોળામાં સપડાયો હતો. ચોતરફથી તેના ઉપર ભીષણ ધસારો શરૂ થયો, મુહર્ંઝ પોતાના ઉપર આવી રહેલા શતરૂઓની સંખ્યા અને બળ જોતાં પરિણામ સમજ્યો. તેણે " અલ્લાહો અકબર "નો એક પુરે જોર નારો લગાવ્યો અને અરબી શમશેર લપકાવતો આમ તેમ ઘુમવા લાગ્યો.

મુહરઝે લગાવેલા નારાથી, થોડી દુર પચાસ ગાઝીઓની ટુકડી લઇ શતરૂઓમાં ઘુમતો 'સઇદ' ચોંકી પડયો. તે પોતાના નાયક પર આવી પડેલી આફતથી સાવચેત થયો, અને અલ્લાહો અકબરના પોકાર સાથે તે પોતાના માણસોને લઇ મુહરઝની મદદે ધસી ગયો.

પરંતુ...તે બહુ મોડો હતો. ગાઝી મુહરઝ ઉપર એક સામટા સેંકડો વરૂ તુટી પડયા હતા, મુહરઝે અનેકને ધુળ ચાટતા કરી જહન્નમમાં પહોંચાડી દીધા હતા, પરંતુ જ્યાં ચોતરફથી વાર ગયો હોય, ત્યાં એક માણસનું શું ગજું ? તે જખ્મોથી ચકચુર થઇ પડયો હતો. અચાનક કેટલીક શમશેરો તેના ઉપર એકી સાથે પડી અને તે બહાદુર નવજવાન ઘોડા ઉપરથી ઢળી પડયો અને ઈસ્લામી ઝંડો જમીન તરફ ઝુકી ગયો. નજદીક હતું કે, શતરૂઓ ઝંડાનો કબજો લે, તે પુર્વે સઈદ અને તેના માણસો ત્યાં ધસી આવ્યા અને એક બુલંદ નારા સાથે શતરૂઓ પર તુટી પડયા, અચાનક હુમલાથી મુહરઝની આસપાસ વીંટળાઈ વળેલા શતરૂઓ નાસભાગમાં પડયા અને સઈદે એક છલંગ મારી ઈસ્લામી ઝંડાને પકડી લીધો. ઝંડાને હાથમાં પકડીને નીચે બેસી ગયો અને મુહરઝનું ઢળી પડેલું માથું પોતાના પગ ઉપર મુકયું. મુહરઝે પોતાની બીડાઇ જતી આંખો ઉઘાડી અને ઈસ્લામી ઝંડાને સઈદના હાથમાં જોઈ મંદ સાદે કહ્યું " શુક્ર છે ખુદાના......" અને એ શબ્દો સાથે ગાઝીની આંખ બીડાઇ ગઈ.

ચોતરફ તલવારો ખણખણી રહી હતી અને ત્યાં થોભવામાં જોખમ હતું. સઈદે ધીમેથી મુહરઝનું માથું જમીન પર મુકી દીધું અને ઈસ્લામી ઝંડો હાથમાં લઈ આગળ વધ્યો. પોતાના મિત્રના મૃત્યુથી તે ખુને ચઢયો હતો અને તેની લોહી તરસી શમશેર શત્રુઓના ખુન ચાખી તરસ મટાડતી આમ તેમ લપકતી હતી.

આગળ અને આગળ તે પોતાની ટુકડી સાથે શતરૂઓની

મધ્યમાં જંગ કરતો અને વધતો રહ્યો.

તેના હાથમાં ઈસ્લામી ઝંડો જોઈ હવે શતરૂઓ તેના ઉપર લપક્યા હતા. આ વખતે તેની સામે દાહેરના હાથીઓનું એક ટોળું રાડો નાંખતું અને ચીસો પાડતું ધસ્યું આવતું હતું. એક બાજુ શતરૂઓ હતા. બીજી બાજુ હાથીઓ ધસી આવતા હતા અને વચ્ચમાં પચાસ માણસો સાથે સઈદ મોતના ખેલ ખેલી રહ્યો હતો. શતરૂઓ તેમને પુરા કરી નાંખવા મથતા હતા, વારંવાર ભીષણ ધસારો કરતા હતા. બીજા હાથ પર દારૂ પાએલા મસ્ત હાથી પાણીના પ્રવાહની પેઠે ધસતા આવી રહ્યા હતા.

બહાદુર સઈદ જાણે અજલને હંફાવતો હોય તેમ ઘુમી રહ્યો હતો. તેની લપકારા મારતી તલ્વાર કળામય રીતે ઘુમી રહી હતી. આ વખતે હાથીનું ટોળું નજીક આવી પુગ્યું હતું. સઈદ જે આ વખતે પોતાની સામેના શતરૂઓને હંફાવવામાં રોકાયલો હતો તે પાછળના ભયથી બે ખબર હતો. અચાનક એક જંગી હાથીની સુંઢ તેની આસપાસ વીંટળાઈ ગઈ અને સઈદ તેમાંથી છુટે તે પુર્વે હાથીએ સુંઢ ઉંચી કરી. એક પળ સઈદ હવામાં અદ્ધર દેખાયો. બીજી પળે તે જમીન પર હતો અને ત્રીજી પળે તે ગાંડા હાથીનો જંગી પગ અરબ નવજવાન પર હતો......

અને એવી રીતે બહાદુર સઈદ હાથીના પગ નીચે ચગદાઈને શહીદ થઈ ગયો.

હાથીનું ટોળું આગળ ધસી ગયું. હીંદુ સઈનીકોએ કીકીયારી કરી ધસારો કર્યો અને ઈસ્લામી ઝંડાનો કબજો લીધો અને નજદીક હતું. કે તે ઝંડાના ચીરા કરી નાખે

સઈદને જ્યારે હાથીએ હવામાં અદ્ધર કર્યો ત્યારે 'હસન' પોતાના સો માણસોની ટુકડી સાથે નજદીકમાં હતો. સઈદનું કરૂણ અંજામ આવે એ પુર્વે તે આ બાજુ ધસી પડયો હતો. પરંતુ તે પુર્વે સઈદનું કામ તમામ થઈ ગયું હતું અને હવે ઝંડો શત્રુઓના હાથમાં હતો. હસન ગંઝબનાક થઈ એક બુલંદ નારા સાથે પોતાના માણસો લઈ હીંદુઓ ઉપર કુદી પડયો. ઝંડો છીનવી લઈ બુલંદ કરી દેવામાં આવ્યો અને બીજા એક નારા સાથે કત્લેઆમ મંડાઈ ગઈ.

સુર્ય કયારનોય પશ્ચિમ તરફ ઢળી ચુકયો હતો. આ જંગમાં ઉડતી ખુનની છોળો જાણે આકાશ પર પહોંચી ગઈ હોય તેમ પશ્ચિમ આકાશમાં રકતવર્ણા રંગો પુરાઈ ચુકયા હતા અને સુર્ય ધીર પરંતુ ગંભીર અને મક્કરે પગલે નીચેને નીચે જઈ રહ્યો હતો.

બંને પક્ષો સુર્યાસ્ત પહેલાં યુદ્ધનું પરિણામ લાવના મથતા હતા. મેદાન આખું જખ્મીઓ અને મડદાંથી ભરાઈ ગયું હતું. રક્ત અને માંસના લોચા અને શરીરના કપાયલા ભાગોથી મેદાન બિહામણું થઇ ગયું હતું.

અંધકાર વધતો જતો હતો !

ગમે તેટલા પ્રયાસો છતાં યુદ્ધનું પરિણામ ન આવ્યું. જોતે જોતામાં રાત્રીના સિયાહ પડદો આ જગત ઉપર ફરી વળ્યો અને ચો તરફ અંધકાર વ્યાપી ગયો !

પરિણામે યુદ્ધ બંધ રહ્યું. બંને પક્ષો પોત પોતાની છાવણી તરફ પાછા ફર્યા.



## પ્રકરણ ૫૨ મું,
### ઇસ્લામનો પ્રકાશ

બીજે દીવસે જ્યારે સુર્યના કીરણોએ જગતને અંધકારમાંથી બહાર કાઢયું અને સુર્યના રંગીન કીરણો તે મેદાન ઉપર ફેલાઈ ગયા, ત્યારે એક બીહામણું દ્રષ્ય નજરે પડયું. આગલા દીવસની ખુના મરકી, અને તેથી વહેલું ખુન ઝમીન પર જામીને કાળું થઈ ગયું હતું. કપાઈ ગએલા સીપાહીઓ અસ્તવ્યસ્ત દશામાં પડેલા હતા. કોઈ સ્થળે તો મડદાનાં ઢગલે ઢગ ખડકાઈ ગયા હતા. હાથ પગ માથાં વીગેરે શરીરના ભાગો મેદાનમાં એવી કરૂણ રીતે પડેલા હતા કે જોનારનું દીલ કમકમી ઉઠતું. પરંતુ આ બધું જોવાની સીપાહીઓને ફુરસદ ન હતી. સ્હવારની નમાઝથી પરવારી ઇસ્લામી લશ્કર સફબંધ થયું અને અલ્લાહો અકબરની ગર્જનાઓ કરતું આગળ વધ્યું. આજે ઈસ્લામી લશ્કરે કાલ વાળી જગ્યા ન લેતાં જરા જમણી પાંખ તરફ હઠીને સફબંધી કરી, કારણ કે આગલા દિવસનું મેદાન મડદાઓથી એટલું ચિક્કાર હતું કે ઉભા રહી ને લડવાની જગ્યા ન હતી.

આગલા દીવસના યુદ્ધમાં ૪ હઝાર મુસલમાનો અને ૨૦ હજાર હિંદુઓનો ખુનખાર મુકાબલો થયો હતો અને મુસલમાનો કંઈ એવી હીંમત બહાદુરી અને મક્કમતાથી લડયા હતા કે હીંદુ સઈનીકોના ઢગ લગાવી દીધા હતા. કારણ કે જેમ હીંદુઓનું લશ્કર વધારે હતું તેમ તેઓ મર્યા પણ વધારે હતા. રાત્રીના અંધકારમાં જ્યારે બન્ને પક્ષોએ પોત પોતાનો હીસાબ લગાડયો ત્યારે જણાયું કે હીંદુ લશકરમાંથી ૭૦૦૦ સઈનીકો રણમેદાનમાં મૃત્યુની ગોદમાં

ઉંઘતા હતા જ્યારે મુસલમાનોમાંની ૩૦૩ કરતાં વધુ ઈસ્લામીઓ શહાદતનો જામ પી સ્વર્ગે વિચર્યા હતા. મુસલમાનોમાં સહુથી વધુ નુકશાન એ થયું હતું કે બે વીરલ સરદારો પણ શહીદ થઈ ગયા હતા.

ઇસ્લામી લશ્કર મેદાનમાં તઈયાર થઈ આવી ઉભું અને શત્રુઓની વાટ જોવા લાગ્યું. કેટલોક વખત પસાર થઈ ગયો પણ શત્રુ લશ્કરમાંથી કંઈ હીલચાલ થતી જણાઈ નહીં. આવી રીતે કેટલોક સમય પસાર થઈ ગયો ત્યારે દાહેરના સૈન્યમાંથી પાંચ છ માણસની એક ટોળી હાથમાં સફેદ વાવટા લઈ આવતાં દેખાઈ.

મુહંમદ કાસીમ અને અસલમ ઈસ્લામી લશ્કરના મોખરે ઉભા રહી હુમલાની વાટ જોઈ રહ્યા હતા. થોડીવારમાં પેલી ટોળી નજીક આવી પહોંચી અને ઈસ્લામી લશ્કરના સેનાપતિને મળવાની ઈચ્છા દર્શાવી.

મુહંમદ કાસીમ—બોલો; શું છે?

દુત—મહારાજા દાહેર ઇચ્છે છે કે આમ યુદ્ધ બંધ રાખવામાં આવે કે જેથી મેદાનમાંથી મડદાં ખસેડી તેની અંતીમક્રીયા કરી શકાય.

વાત તો ઠીક હતી. કારણ કે આખું મેદાન મડદાંથી ભર્યું પડ્યું હતું, આથી મુહંમદ કાસીમે કહ્યું—ઠીક અમને પણ મંજુર છે કે આજનો દીવસ યુદ્ધ બંધ રાખવામાં આવે.

દુત—પણ હુઝુર! મડદાં એટલાં બધાં છે કે આખા દિવસમાં પણ તે પુર્ણ નહી થાય. માટે બે દીવસ યુદ્ધ બંધ રાખવામાં આવે.

મુહંમદ કાસીમ—એમ લાગે છે કે તમારો રાજા કોઈની મદદની રાહ જુએ છે.

દુત—હુઝુર ! હવે મહારાજાને મદદ મોકલનાર કોઇ નથી, કારણ કે અમારા મહારાજા રાજધાનીના પુરા લશ્કર અને દેશના બીજા લડી શકે એવા બધા માણુસોને અત્રે લઇ આવ્યા છે.

મુહંમદ કાસીમ—ઠીક, બે દિવસ માટે યુદ્ધ બંધ રાખવામાં આવે છે.

દુત ચાલ્યા ગયા. મુસલમાનો પણુ પાછા ફર્યા અને ૫૦૦ ઇસ્લામી સીપાઇઓ હથીઆર ઉતારી નાખી માત્ર એકેક તલ્વાર કમરે બાંધી મેદાનમાં ફરી વળ્યા અને મુસલમાન શહીદોને શોધીને એકત્ર કરવા લાગ્યા.

દાહેરના સૈન્યમાંથી પણુ હજારો માણુસો નીકળી પડયા અને હિંદુ સઇનીકોને લઇ જવા લાગ્યા. કેટલાક હઝાર હિંદુઓએ જંગલ-માંથી લાકડાં લાવી મોટી ચિતા સળગાવી મડદાં બાળવા લાગ્યા.

મુસલમાનોએ બધા શહીદોને એકત્ર કરી તેમના જનાઝાની નમાઝ અદા કરી દફન કરી દીધાં. હીંદુઓ ૭૦૦૦ મુડદાં એક દીવસમાં પુરા ન કરી શકયા અને બીજા દીવસે પણુ મેદાન સાફ કરી મડદાં ખસે-ડવાનું કામ ચાલતું રહ્યું.

બીજે દીવસે મુસલમાનો આરામ કરતા રહ્યા. આરામ કર્યો એટલે સુઇ ન રહ્યા બલકે હથીયાર વગેરે સાફ કરવા લાગ્યા. સાંજે મગરીબની નમાઝ પછી જ્યારે મુહંમદ કાસીમ ખાવાની તૈયારી કરતો હતો ત્યારે ઇસ્લામી લશ્કરના ઉત્તર ખુણે કંઇ ગડબડ જણાઇ અને થોડીવારમાં એક સીપાહીએ આવી ખબર આપી કે "કેટલાક હિંદુઓ આપ નામદારને મળવા આવ્યા છે."

મુહંમદ કાસીમે તરતજ તેમને બોલાવવાનો હુકમ કર્યો. થોડીવારમાં જ પચાસ માણુસોનું એક ટોળું આગળ આવ્યું. મુહંમદ કાસીમે માનભેર સર્વેને બેસવાની સુચના કરી અને આવવાનું કારણ પુછ્યું.

આવનારાઓમાંથી એક સરદાર જેવા દેખાતા માણુસે કહ્યું કે “હુઝુર ! અમે આપના ભાઈ બનવા આવ્યા છીએ મારૂં નામ કરકા છે અને હું કરકાદાર નામના કસ્બાનો હાકીમ છું. આ લોકો મારી પ્રજામાંથી છે.”

**મુહંમદ કાસીમ**—શું આ બધા લોકો મારા ભાઈ બનવા ચાહે છે ?

**કરકા**—જી હા.

એ પછી મુહંમદ કાસીમે સૌને કલમો પઢાવી ઈસ્લામથી મુશર્રફ કર્યા.*

આ દરમ્યાન ઘણા મુસલમાનો એકત્ર થઇ ગયા હતા, તેઓ પોતાના આ નવા ભાઈઓને ભેટયા અને ગર્જનાઓ કરવા લાગ્યા. એ પછી મુહંમદ કાસીમે અને સર્વેએ સાથે બેસીને ખાધું. ખાતાં ખાતાં કરકાએ જણાવ્યું કે “દાહેરના માણુસો અમારા ગામમાં આવી અમારૂં બધું અનાજ લુંટી ગયા અને તેની ફરીયાદ લઇ હું દાહેર પાસે ગયો તો તેણે મારી એક પણ વાત ન સાંભળતાં કાઢી મુકયો. આથી મને તિરસ્કાર આવ્યો, અને હું ઈસ્લામને ચરણે આવ્યો છું.”

* ( જુઓ તારીખે હીંદ પાનું ૧૪૨ )

**મુહંમદ કાસીમ**—આપે ઘણું ઉત્તમ કર્યું છે. હવે આપનો સંબંધ બધા મુસલમાનો સાથે થયો છે. અને આપ હવે અમારા ભાઈ થયા હોવાથી આપ અમારી પાસેથી જે સેવા ચાહો તે કરવા તૈયાર છીએ.

કસ્કા—હુઝુર! અમે અમારી સેવા કરાવવા ચાહતા નથી પરંતુ ઇસ્લામ અને મુસલમાનોની સેવા કરવા ચાહીએ છીએ.

**મુહંમદ કાસીમ**—ઠીક, તો હવે ત્હારી શી ઇચ્છા છે?

કસ્કા—હુઝુર! અમે દાહેર ઉપર વેર લેવા માગીએ છીએ.

**મુહંમદ કાસીમ**—જુઓ, ભાઈ! બે દીવસથી યુદ્ધ બંધ હતું કાલ સવારે જંગ જામશે. આપ પણ અમારી સાથે રહોઅને તમારા વેરની તૃપ્તી કરો.

કસ્કા—આપનું કહેવું યોગ્ય છે, પરંતુ અમારી યોજના જુદા પ્રકારની છે. આપ જો મને ૧૦૦૦ સઇનીકો આપો તો કાલે જંગ દરમ્યાન હું દાહેર ઉપર પાછળથી છાપો મારૂં.

મુહંમદ કાસીમે આ માગણી કબુલ કરી. તરત મરવાન બીન અસહામ યમાની અને તમીમ બીન ઝેદ હબસી નામના બે કુશળ સરદારોને બોલાવી મધ્ય રાત્રે ૧૦૦૦ સઇનીકોને લઇ લશ્કરના ઉત્તર વિભાગ પર તૈયાર રહેવાની અને ભાઇ કસ્કા જેમ કહે તેમ કરવાની સુચના કરી.

એ પછી મધ્ય રાત્રી આગલા દીવસ માટે યોજના તઇયાર કરવામાં આવી અને છેવટે કસ્કા સૌને મળી ભેટી રવાના થયો. અસ્લમ અને મુહંમદ કાસીમ પણ ઉત્તર ખુણા સુધી સાથે ગયા, જ્યાં મરવાન અને તમીમ ૧૦૦૦ સઇનીકો સાથે ઉભા હતા. મુહંમદ કાસીમે તેમને

કહ્યું–"ઈસ્લામી સિંહો! આ આપણા મુસ્લીમ ભાઈઓ સાથે જાઓ અને તેમની સુચના મુજબ અમલ કરો. બંધુઓ! જાઓ. તમને ખુદાને હવાલે કર્યા. ખુદા હાફીઝ!

કરકા અને તેના જોડીદારો આ સાંભળી બહુ ખુશ થયા અને રાત્રીના અંધકારમાં લશ્કર સાથે ઉત્તર તરફ ચાલ્યા ગયા.



## પ્રકરણ ૫૨ મું

### ખુનખાર જંગનો બીજો દિવસ.

બીજે દીવસે સુર્યોદય થતાંજ દાહેરે પોતાના લશ્કરને તૈયાર થઈ મેદાનમાં નીકળવાનો હુકમ કર્યો. આ બાજુ મુસલમાનો પણ નમાઝથી પરવારી મેદાનમાં એકત્ર થવા લાગ્યા. દાહેર પોતે પણ શસ્ત્ર સજ્જીત થઈ તંબુમાંથી બ્હાર નીકળ્યો અને હાથીપર સ્વાર થયો તેની પાછળ બે ખુબસુરત દાસીઓ પણ બેસી ગઈ અને મહાવતે હાથીને લશ્કર વચ્ચે લાવીને ખડો કર્યો.

દાહેર લશ્કરમાં આવતાંજ નગારાં વાગવા લાગ્યાં, ઘંટારવ થવા લાગ્યો, શંખ ફુંકાવા લાગ્યા, રણશીંગડાંના સુર કાનના પડદા પર અથડાવા લાગ્યા, લશ્કરમાં જયકાર થવા લાગ્યો અને હર હર મહાદેવની ગર્જનાઓ થવા લાગી અને દાહેરનું સઇન્ય આગળ વધવા લાગ્યું.

આજે હીજરી સન ૯૩ ની દસમી રમજાનનો દીવસ હતો. મુહંમદ કાસીમે દાહેરના તમામ સઇન્યને મેદાનમાં આવેલું જોઈ પોતાનું પણ બધું લશ્કર મેદાનમાં ઉતારી દીધું હતું. પરંતુ મુહંમદ કાસીમે

પોતાના નાનકડા લશકરની વ્યુહ રચના એવી સુંદર કરી હતી કે, મધ્યમાં મુહંમદ કાસીમ અને હમીદ, જમણી બાજુ અસલમ, ઝકાન અને બદર જમાલ હતા, ડાબી બાજુ હસન, અબ્દુરહેમાન અને ઉજેલ, હતા, જમણી પાંખ પર મુજાશા અને ડાબી પાંખ ઉપર મુરીયાન અલ અબરૂક અને સૌથી પાછળ ખુઝેમા, બનાના અને અબ્દુલ કયસ હતા.

આ વ્યવસ્થ થઇ રહી એટલામાં દાહેરનું લશ્કર ગર્જનાઓ કરતું આગળ વધ્યું. આ વખતે મુહંમદ કાસીમે અલ્લાહો અકબરની ત્રણ ગર્જનાઓ કરી. ત્રીજી ગર્જનાને આખા લશ્કરે ઉપાડી લીધી. લગભગ ૬॥ હજાર માણસોના મુખમાંથી એકી વખતે થએલી ગર્જનાથી વાતાવરણ કંપાયમાન થઇ ગયું અને શતરૂઓની ગર્જનાઓના પડધા ઇસ્લામી ગર્જનાઓના વાતાવરણ ડુબી ગયા. આપણે ઉપર જોયું તેમ મુહંમદ કાસીમે લશ્કરના જુદા જુદા ભાગ કરી દીધા હતા. અને આખા લશ્કરને પાંચ હારમાં ગોઠવ્યું હતું.

બંને લશ્કર આગળ વધ્યા અને જોત જોતામાં સામ સામે આવી ગયા. હીંદુઓએ પ્હોળા પાના વાળા ધારદાર ખાંડાઓથી હુમલો કરી દીધો. મુસલમાનો પોતાની નાજુક સમસમતી તલ્વારો ચમકાવવા લાગ્યા.

૩૩ હજાર સીંધી સઇનીકો અને ૬॥ હજાર ઇસ્લામીઓ એક બીજાના ગળા કાપવા માટે કૃતાંત કાળ સમાન એક બીજા ઉપર તુટી પડયા—અને ખુનખાર જંગ જામ્યો.

મુઠીભર મુસલમાનો આજે નિશ્ચયાત્મક રીતે લડી રહ્યા હતા. પોતાની હારો તુટી ન જાય તેનું તેમને ખાસ ધ્યાન હતું. હિંદુ

સૈનીકો પોકારો અને ગર્જના કરતા હુમલા કરી રહ્યા હતા. રણવાદ્યોના બેસુરા સુર કાનને બ્હેરા કરી નાંખતા હતા.

પાણીના રેલાની માફક ખુન વ્હેતું હતું અને એ ખુની પ્રવાહમાં મનુષ્યના કપાયલા અંગો, માછલાંની માફક દેખાતા હતા. પ્રલય કાળની માફક જંગ વધુ ને વધુ ખુનખાર બનતો જતો હતો..

મુસલમાનો થોડા હતા, ઘણાજ થોડા. અને હિંદુઓ અસંખ્ય હતા. એકેકની સામે પાંચ પાચ કે ૭ ૭ હીંદુઓનો મુકાબલો હતો. પણ મુસલમાનો એવી બેજીગરીથી લડી રહ્યા હતા કે હિંદુઓ આશ્ચર્યથી દંગ થઈ રહ્યા હતા. દુશ્મનોની સંખ્યા મુઠી ભર જોઈ ઘડી ભરમાં તેમને ખતમ કરી નાંખવાની આશા રાખતો દાહેર પણ આ રંગ જોઈને વ્યગ્ર થઈ રહ્યો હતો.

ધીમે ધીમે મધ્યાન્હ કાળ થવા લાગ્યો. સુર્ય માથા પર આવી લાગ્યો અને પોતાના કીરણો દ્વારા સૈનીકોને જાણે હરાવવા માગતો હોય તેમ વધુને વધુ ગરમ કીરણો ફેંકવા લાગ્યો.

અસલમ પોતાની ટુકડી સાથે ચોતરફ ઘુમતો અને શતરૂઓને યમસદન પ્હોંચાડતો હતો. બદર જમાલ પણ તેની પાછળ પાછળ ઘુમતો હતો અને અસલમનું રક્ષણ કરતો હતો. મુહંમદ કાસીમ પણ પોતાની ટુકડી સાથે હિંદુઓ પર તુટી પડયો હતો અને તેની લોહી તરસી તલવારે હિંદુઓમાં હાહાકાર મચાવી રાખ્યો હતો. મતલબ કે ઈસ્લામી ટુકડીઓના દરેક સરદાર આજે જાન તોડી લડી રહ્યા હતા અને આજેજ યુદ્ધનો ફેંસલો કરવા માંગતા હતા.

બરાબર મધ્યાન કાળ પછી દાહેરના લશ્કરની પાછલી બાજુથી અલ્લાહો અકબરની ગર્જના સંભળાઈ. દાહેર અને તેનું લશ્કર ચોંકી

ગયું. આ વખતે તમીમ અને મરવાન અને કસકા એક હજાર ઈસ્લામી સૈનીકો સાથે હિંદુઓ પર પાછળથી તુટી પડયા. હવે હીંદુઓ પર બે બાજુથી મારો ચાલુ હતો. સામે બાજુ જુદી જુદી ટુકડીઓનો ખુનખાર મુકાબલો અને પાછલી બાજુથી તાજા આવેલા એક હજાર મુજાહેદોની તલ્વારો તેમના પર ધડાધડ પડી રહી હતી.

—અને યુદ્ધ વધુને વધુ ભીષણરૂપે ખેલાઈ રહ્યું હતું.

દાહેર એક હજાર અંગરક્ષકો વચ્ચે હાથી ઉપર બેસીને યુદ્ધનો રંગ જોઈ રહ્યો હતો. હવે તેણે કમાન તૈયાર કરી અને તીર ફેંકવા લાગ્યો, તેની પાછળ બેઠેલી દાસીઓ ભાથામાંથી તીર કાઢીને આપતી હતી અને દાહેર હાથી પર બેઠાં બેઠાં અચુક તીર ફેંકતો હતો. *

હવે મુસલમાનોએ દાહેરના અંગરક્ષકો પર હુમલો કરી દીધો. ગર્વશાળી દાહેર જ્યારે સવારે મેદાનમાં આવ્યો ત્યારે તેને વિજયની સંપુર્ણ આશા હતી. બપોર સુધીના રંગથી તે વ્યગ્ર અને નિરાશ થઈ ગયો હતો, અને જ્યારે ઈસ્લામીઓએ તેના અંગરક્ષકો ઉપર હુમલો કરી દીધો ત્યારે તેનાં મુખ પર ભય અને ચિંતાની છાયા ફરી વળી. હવે તે જલ્દી જલ્દી તીર વર્સાવવા લાગ્યો.

આ વખતે કેટલાક મુસલમાનો તીર ઉપર સળગી ઉઠે એવા પદાર્થો લઈ તૈયાર ઉભા હતા, કે જો હાથીઓનો હુમલો થાય તો તેમના ઉપર અગ્નીબાણુ વર્ષાવવા. પરંતુ હજુ સુધી હાથીઓનો હુમલો થયો ન હતો. હવે જ્યારે દાહેરે તીર વર્ષાવવા શરૂ કર્યાં ત્યારે એક ઈસ્લામીએ એક અગ્નીબાણુ દાહેર ઉપર ફેંક્યું. આ અગ્નીબાણુ

*(જુઓ તારીખે હીંદ પાનું ૧૪૩)

અંબાડી ઉપર પડતાંજ અંબાડી સળગી ઉઠી ને દાસીઓ ચીસો ચીસ પાડવા લાગી.

દાહેર પણ ગભરાઈ ગયો. જો સળગતી અંબાડીમાંથી બ્હાર કુદી પડે તો કોઈ અરબની તલ્વારથી મૃત્યુ નક્કી હતું અને બેસી રહે તો આ ભડભડતી આગમાં બળી મરવાનું હતું. તેણે મહાવતને ઈશારો કર્યો કે હાથીને નદીમાં નાંખો. મહાવતે હાથીને પાણી તરફ દોડાવ્યો. મુહંમદ કાસીમ, અસલમ, મુજાશા અને બદર જમાલ; દાહેરને નાસતો જોઈ તેની પાછળ પડયા. હાથી નદીમાં જઈ પડયો પરંતુ અગ્નીના ભડાકાથી હાથી એટલો ભડકી ગયો હતો કે તરત પાછો નીકળી આવ્યો. આ વખતે અસલમે ખુદાનું નામ લઈ એક તીર કમાન પર ચઢાવી ફેંકયું જે દાહેરની છાતીમાં જઈ ચોંટયું. એક ચીસ પાડી મગરૂર દાહેર અંબાડીમાંથી નીચે પડયો. આ વખતે બદર જમાલ ઠેઠ તેની પાસે જઈ પ્હોંચ્યો હતો. તેણે પોતાની નાજુક તલ્વાર ઉંચી કરી. દાહેરે ચોતરફ મદદ માટે જોયું, બીજી પળે બદર જમાલની શમશેર દાહેરની ગરદન ઉપર પડી અને માથું જમીન પર ગબડી ગયું...

—અને આવી રીતે મગરૂર રાજા દાહેરનો અંત આવ્યો.

બીજી બાજુ ઈસ્લામીઓએ હાથીઓ ઉપર અગ્ની બાણોની ઝૂડી શરૂ કરતાં હાથીઓ ભાગવા લાગ્યા અને પોતાના લશ્કરને કચડવા લાગ્યા. આ બાજુ દાહેર પડતાંજ લશ્કરની હીંમત તુટી ગઈ અને હિંદુ સઇનીકો નાસભાગ કરવા લાગ્યા.

જોત જોતામાં ૩૩૦૦૦ નું જંગી સઈન્ય રણમેદાનમાં બરબાદ થઈ ગયું. ઝાલીમ રાજાનો અને તેના સઈન્યનો અંત આવ્યો અને

સાંજે જ્યારે સુર્ય પશ્ચિમ દીશા તરફ ગમન કરી રહ્યો હતો, ત્યારે વિજયવંતુ ઇસ્લામી લશ્કર વિજયના ના'રા લગાવતું મેદાન ગજવી રહ્યું હતું.



## પ્રકરણ ૫૩ મું.

### મેળાપ અને કુચ

રાજા દાહેર બહુ મગરૂર ગર્વશાળી, અને તુંદ મીજાઝી અને એશપરસ્ત હતો. તેણે સિંહલદ્વીપથી આવેલા મુસલમાનોને નાહક હેરાન કરી તેમને કેદ કરી લીધા હતા. તેનું એમ ધારવું હતું કે સેંકડો માઇલ દુર પડેલો ખલીફા હિંદુસ્તાનમાં કેદ પડેલા મુસ્લીમો માટે કશું કરશે નહિ. અને છતાં જ્યારે નવજવાન મુહંમદ કાસીમ ૬ હજાર મુજાહેદો સાથે ચઢી આવ્યો ત્યારે પણ આ ગર્વશાળી રાજાએ સુલેહની પરવા ન કરી. બલકે મુહંમદ કાસીમ જેવા નાદાન છોકરાને સરદાર બનાવી મોકલવાથી તે ખલીફાની બુદ્ધિ પર હસવા લાગ્યો અને વારંવાર કહેતો હતો કે આ ચાંચડ જેવા મલેચ્છોને હું જોત જોતામાં મસળી નાંખીશ.

ખુદાની કુદરત કે તેના એ ગર્વયુક્ત શબ્દો તેનેજ ભારે પડી ગયા. મુહંમદ કાસીમ વીજય પર વીજય મેળવતો તેની રાજધાની સુધી આવી પ્હોંચ્યો. તેનું ૪૦ હજારનું જંગી સઇન્ય રણ મેદાનમાં રગદોળાઇ ગયું. તેનું ગર્વ ભરેલું માથું સીંધુના કીનારે કરૂણ દશામાં ધડથી વીખુટું થઇ પડયું અને આવી રીતે અભીમાની રાજા દાહેરનો કરૂણ અંત આવ્યો.

સુર્ય અસ્ત થઈ ચુકયો હતો. અને સંધ્યાની સમીર લહેરો આ વિશાળ મેદાનપર મરેલા અને મરતા તેમજ જીવતા અને રડતા મનુષ્યોને ઠંડક આપી રહી હતી. આ વખતે મુહંમદ કાસીમ, અસલમ, બદર જમાલ અને બીજા સરદારો, દાહેરનું કામ તમામ કરી દાહેરની છાવણી તરફ પાછા ફરી રહ્યા હતા.

આખા મેદાન પર જાણે યમદુતનું સામ્રાજ્ય છવાઈ રહ્યું હતું. દાહેરની છાવણીમાં પણ કલ્પાંત મચી ગયું હતું. એક પણ લડવા લાયક સઈનીક છાવણીમાં મોજુદ ન હતો. સૌ પ્રોત પોતાનો જીવ બચાવવા નાસી છુટયા હતા. અને કેટલાક અરબી શરશીરોના ભોગ બની ગયા હતા, દુર એક તંબુમાં કેટલાક ગુલામો સ્ત્રીઓને ઘેરીને ઉભા હતા. આ પળે મુહંમદ કાસીમ અને તેના જોડીદારો તંબુ આગળથી પસાર થયા. અચાનક તે સ્ત્રીઓમાંથી કોઈ બોલી ઉઠયું " બચાવો ! બચાવો ! મુહંમદ કાસીમ અમને બચાવો ! "

આ નવજવાન સીપેહસાલાર એક હીંદુ સ્ત્રીના મુખે પોતાનું નામ સાંભળી વીસ્મીત થઇ ગયો, તરત તે પોતાના જોડીદારો સાથે ત્યાં પ્હોંચી ગયો. નજદીક જતાં તેની નજર સ્ત્રીઓની વચ્ચે ઉભેલી એક નવ યૌવના ઉપર પડી જેનું ચંદ્ર સમાન મુખડુ બીજી સુંદરીઓની વચ્ચે, નભ મંડળમાં પ્રકાશતા ચંદ્ર સમાન ચમકી રહ્યું હતું. એ લાવી હતી ! મુહંમદ કાસીમ પણ લાવીને તાકી રહ્યો હતો. તે જરા આગળ વધ્યો, તલ્વારો સાથે ઉભેલા ગુલામો પાછા હઠયા. મુહંમદ કાસીમે કહ્યું—

" કોણ રાણી લાવી ! "

લાવીએ માથું ઝુકાવી કહ્યું—જી હા, હુંજ દુર્ભાગી રાણી લાવી છું !

મુહંમદ કાસીમ—કેમ, શું બીના છે ? અને આ ગુલામ તમોને કેમ ઘેરીને ઉભા છે

લાવી—સરદાર ! આ બધી, મહારાજા દાહેરની રાણીઓ છે અને મહારાજાએ યુદ્ધમાં જતાં પ્હેલાં હુકમ કર્યો હતો કે જો યુદ્ધમાં હાર થાય તો બધી રાણીઓને મારી નાખવી, તેથી આ ગુલામો અમને બધાને કત્લ કરવા ઉભા છે." *

મુહંમદ કાસીમને આથી ભારે ક્રોધ ચઢયો. તેણે પાછળ નજર ફેરવી સીપાહોને હુકમ કર્યો કે આ જલ્લાદોને તરત કેદ કરવામાં આવે. હુકમનો તરત અમલ થયો અને જલ્લાદોને કેદ કરી મુશ્કેટાટ બાંધવામાં આવ્યા.

એ પછી દાસીઓ અને રાણીઓ માટે જુદી જુદી વ્યવસ્થા કરવામાં આવી, તેમજ રાણી લાવીને પણ એક જુદા તંબુમાં રાખવામાં આવી.

અંધકાર ફેલાતો જતો હતો. આથી કેદ બનેલા હીંદુ સૈનીકોને કાચું અનાજ વીગેરે આપવામાં આવ્યું કે જેથી તેઓ પોતાના હાથે રાંધીને ખાઈ લે. દાહેરની છાવણીમાંથી હજારો ઘોડા, સેંકડો હાથીઓ, સોના ચાંદીની વસ્તુઓ મોતી અને જવાહેરાતના દાગીના અને કીંમતી વસ્તુઓ, અને બીજો કીમતી સામાન કબજે કરવામાં આવ્યો.

---

* "તારીખે હીંદ" નામના પુસ્તકમાં ૧૪૪ મા પાના ઉપર આ બીના મોજુદ છે. યુદ્ધ પુરૂં થતાં રાણી લાવીએ મુહંમદ કાસીમને પોતાની વીતક કહી સંભળાવી હતી.

રાત્રે ઇશાની નમાઝ સૌ મુસલમાનોએ સાથે અદા કરી અને આટલા મોટા જંગી સૈન્ય પર ફતેહ મેળવવા બદલ ખુદા પાકના શુક્રાના અદા કર્યા.

બીજે દીવસે રણ મેદાનમાં ખપી ગએલા શહીદોને એકત્ર કરી જનાઝાની નમાઝ અદા કરવામાં આવી અને તેમને એકજ સ્થળે દફન કરવામાં આવ્યા. લગભગ બપોર પછી ઢળતા પ્હોરે એક બ્રાહ્મણ કેટલાક હીંદુઓ પાસે રાજા દાહેરની લાશ ઉંચકાવી લાવ્યો. મુહંમદ કાસીમે એના બદલામાં તે હિંદુઓ તથા તે બ્રાહ્મણના આખા કુટુંબને રક્ષણ આપી આઝાદ કર્યા. એમની સંખ્યા એકસો કરતાં વધુ હતી *

અસરની નમાઝ પછી લુંટના માલના પાંચ ભાગ પાડવામાં આવ્યા, જેમાંથી પાંચમો ભાગ ખલીફા માટે જુદો પાડી ૪ ભાગ લશ્કરને વ્હેંચી દેવામાં આવ્યા. આ પ્રસંગે કરકાદારવાળા નવ-મુસ્લીમ કસ્કા અને તેના સાથીઓને પણ ભુલવામાં આવ્યા ન હતા. મુહંમદ કાસીમની આ રવાદારીથી નવ મુસ્લિમો ઉપર ભારે અસર થઇ હતી. એ પછી મુહંમદ કાસીમે દાહેરની છાવણીમાંથી લુટેલું અનાજ પણ સૌને સરખે ભાગે વ્હેંચી આપ્યું હતું.

એક દીવસ અને રાત ઇસ્લામી લશ્કરે અહિં પડાવ નાખ્યો. ત્રીજે દીને લુંટનો પાંચમો ભાગ અને દાસીઓ તથા ગુલામોને કેટલાક રસાલા સાથે બસરા મુકામે ગવર્નર હજ્જાજ તરફ રવાના કરવામાં આવ્યા. આ કામ પતાવી મુહંમદ કાસીમે રાજધાની પર કબજો કરવા માટે અલોર તરફ કુચ કરી.



* (તારીખે હીંદ પાનું ૧૪૫)

## પ્રકરણ ૫૪ મું

### દાહેરની રાજધાની સામે.

મુહંમદ કાસીમ લશ્કર સાથે શાનો શોકતથી અલોર તરફ રવાના થયો. સિંધુ નદીના કાંઠે દાહેર અને તેના જંગી લશ્કરને હરાવી તેણે સીંધની સૌથી મોટી તાકત તોડી નાખી હતી. અને તેથી આખા દેશમાં મુહંમદ કાસીમની સખત ધાક બેસી ગઈ હતી. હવેજ તેઓ સમજ્યા હતા કે દાહેરે સિંહલદ્વીપથી આવેલા મુસલમાનોને કેદ કરી એવા લોકો અથવા એવી કોમને છેડી હતી કે, જેનો મુકાબલો દુન્યાની કોઇ કોમ કરી શકતી ન હતી.

મુહંમદ કાસીમને હાથે એકવાર સખ્ત પરાજ્ય પામેલો, દાહેરનો બેટો જયસિંહ હાલ રાજધાની અલોરમાં હતો. દાહેરે યુદ્ધમાં જતાં અલોરના રક્ષણનું કાર્ય જયસિંહને શીરે નાંખ્યું હતું, પરંતુ જ્યારે સમાચાર ફેલાયા કે દાહેર મરાયો અને તેના જંગી સૈન્યનો સત્યાનાશ કાઢી મુહંમદ કાસીમ અલોર તરફ આવી રહ્યો છે કે તરત જયસિંહ છુપી રીતે નાશીને બ્રાહ્મણાબાદમાં જઈ ભરાયો. કીલ્લામાં હવે માત્ર પ્રધાન સીસાગર અને રાણી માઈ * સિવાય કોઇ સત્તાશાળી વ્યક્તિ ન હતી. રાણી માઇએ કીલ્લાના દ્વાર બંધ કરાવી દીધા અને બુરજો તથા કીલ્લા પર રહ્યું સહ્યું લશ્કર ગોઠવી દીધું. ઠેક ઠેકાણે તીરના જથા બરછાના ભારા અને પથરના કકડાના ઢગલા કરી દેવામાં આવ્યા. અત્યારે અલોરના કીલ્લામાં ઓછામાં ઓછા દસ હજાર સશસ્ત્ર અને કેળવાયલા સૈનીકો તૈયાર હતા.

* આ માઈ રાજા દાહિરની સગી બ્હેન હતી, જેની સાથે દાહેરે લગ્ન કર્યાં હતાં.

કીલ્લો બહુ ઉંચો અને પુષ્કળ મજબુત હતો. વળી કીલ્લામાં દાહેરે અગાઉથી પુષ્કળ અનાજ સામગ્રી ભરી લીધેલી હોવાથી રાણી માઈને તથા તેના સલાહકારોને ખાત્રી હતી કે જો મુહંમદ કાસીમ ઘેરો પણ નાખશે તો પણ ચાર ૭ માસમાં કંટાળી પાછો ચાલ્યા ગયા સિવાય છુટકો નહિ થાય.

મુહંમદ કાસીમ જ્યારે અલોર પાસે આવી પ્હોંચ્યો ત્યારે તેણે કીલ્લા ઉપર સૈન્ય તૈયાર જોયું. આથી મુહંમદ કાસીમે કીલ્લાથી છેટે પડાવ નાંખવાનો હુકમ કર્યો અને પોતે કેટલાક અનુભવી સરદારોને લઈ કીલ્લાની તપાસ કરી. તેણે પ્હેલી નજરેજ જોઈ લીધું કે કીલ્લામાં સુરંગ પાડી ઠેઠ અંદર પ્હોંચી જવા સિવાય બીજો કોઈ માર્ગ ન હતો. આથી તેણે સરદારો સાથે મસલેહત કરી, ઈસ્લામી લશ્કરની છાવણીમાંથી સુરંગ ખોદવાની શરૂઆત કરી દીધી. આ ભેદ હિંદુઓ જાણી ન જાય એટલા ખાતર લશ્કરની આસપાસ પણ ખાઈ ખોદવી શરૂ કરી કે જેથી કીલ્લા ઉપરથી જોનારા સમજે કે માત્ર ખાઈઓજ ખોદવામાં આવે છે. બીજી એક યુક્તિ એ પણ કરવામાં આવી કે દરરોજ નાની નાની ટુકડીઓ મોકલી હુમલા કરવાના પ્રયાસો પણ ચાલુ રાખ્યા, કે જેથી કરી હિંદુઓ મુહંમદ કાસીમના મુળ ઉદ્દેશને સમજી શક્યા નહિ અને સુરંગનું કામ ધમધોકાર ચાલતું રહ્યું.

એક દીવસે રાણી લાવીએ મુહંમદ કાસીમને જણાવ્યું કે તેને કીલ્લા પાસે પ્હોંચાડવામાં આવે તો તે હિંદુ સૈનીકો પાસે દરવાજો ઉઘાડવામાં સફળ થશે. આથી મુહંમદ કાસીમે તેની સાથે સિપાહીઓ મોકલ્યા અને પોતે પણ થોડા સરદારો સાથે પાછળ પાછળ ગયો.

રાણી લાવીએ મોંઢા પર નકાબ નાખેલો હતો. તે કીલ્લા પાસે પ્હોંચતાંજ કીલ્લા ઉપરથી ઘુમરાણુ થવા લાગી અને હિંદુઓ ઘુમારોળ કરવા લાગ્યા. આ વખતે રાણીએ મુખપરથી નકાબ દુર કર્યો. કીલ્લા ઉપરના સૈનિકોએ લાવી રાણીને ઓળખી. તરતજ રાણી માઈને ખબર મોકલવામાં આવી, તે તરતજ આવી અને તેણે ઉપરથી પુછ્યું—

"તું શા માટે આવી છે, લાવી ?"

લાવી—હું કહેવા આવી છું કે આમ નાહક ખુન રેડવાથી શો ફાયદો થવાનો છે ? આપણી તમામ શકિતઓ વેડફાઈ ગઈ છે. હઝારો સઈનીકો માર્યા ગયા છે, પછી વધુ ખુનરેઝી શા માટે કરવી ?

રાણીમાઈ—(ગુસ્સાથી) લાવી ! તું ચંડાળો અને મલેચ્છો સાથે રહી વટલાઈ ગઈ છે, અને હિંદુ ધર્મ અને કોમની દુશ્મન બની ગઈ છે. તને શરમ નથી આવતી કે તું તારી કોમને કાયરતાના પાઠ પઢાવવા આવી છે ?

લાવી—નહિ, રાણી ! તમારી ભુલ થાય છે. મુકાબલો કરવો નકામો છે. ખુદ રાજાજી મૃત્યુ પામ્યા છે, હવે પ્રજા લડીને પણ શો ફાયદો કાઢશો ?

રાણીમાઈ—તું જુઠી છે ! મહારાજા જીવતા છે અને બીજું લશ્કર એકત્ર કરવા ગયા છે.

લાવી—રાણી ! એ જુઠી કલ્પના છે, રાજા દાહેરનું માથું મુસલમાનો પાસે મોજુદ છે, જો તમારે જોવું હોય તો તે બતાવી શકશે.

માઇરાણી—તું જુઠી દગાબાજ છે અને મુસલમાનોએ તને શીખવીને મોકલી છે ! *

લાવી રાણીને, માઇ રાણીના આવા વર્તનથી ભારે આઘાત થયો. આ વખતે મુહંમદ કાસીમ પણ ત્યાં આવી પહોંચ્યો હતો તેણે લાવીને કહ્યું કે ખુનરેઝી અટકાવવા માટે તમે તમારી ફરજ અદા કરી ચુકયા છો, પણ જ્યારે એમને નિર્દોષોનું ખુન રેડવુંજ છે તો પછી તેમની સાથે વધુ માથાઝીક વ્યર્થ છે.

લાવીએ અફસોસ સાથે કહ્યું—અફસોસ ! મારી કોમ અને મારી શોકયે મારી સલાહ ન માનતાં મારૂં અપમાન કર્યું.

મુહંમદ કાસીમ—બસ જવા દો, હવે રકઝક નકામી છે.

તરત લાવીએ મુખપર નકાબ નાંખી દીધો અને મુહંમદ કાસીમ સાથે પાછી ફરી.

આ વખતે કીલ્લા ઉપર હિંદુઓ ઉમરાણ કરવા લાગ્યા ને લાવીને ભુંડા શબ્દોમાં ગાળો આપવા લાગ્યા.

મુહંમદ કાસીમે રાણીને આશ્વાસન આપતાં કહ્યું—રાણી ! તમે એ તરફ કંઈ ધ્યાન ન આપો. તેમના આ કૃત્યનો હું ભયંકર બદલો લઈશ.

એ પછી તેઓ છાવણીમાં પહોંચી ગયા.



* લાવી રાણી અને રાણીમાઇ વચ્ચેની વાતચીત "તારીખે હિંદ"ના પાના ૧૫૮ ઉપર છે.

## પ્રકરણ ૫૫ મું.

## યોગીનીની છેલ્લી સીખામણ

જ્યારે કીલ્લા સામેથી લાવી રાણી અને મુહંમદ કાસીમ પોતાની છાવણી તરફ ચાલ્યા ગયા ત્યારે કીલ્લા ઉપરથી હિંદુઓ તેમને ગાળો આપી શોર બકોર કરી રહ્યા હતા. આ વખતે કોઇ વિચિત્ર અવાજ સંભળાયો. બધાએ એ તરફ જોયું કે હાલહવાલ થએલી યોગીની સામેથી આવી રહી છે. તેના માથાના વાળ અવ્યવસ્થીતપણે ઉડી રહ્યા છે, તેના મુખ પર લોહીનું એક ટીપું જણાતું નથી. આંખો અંગારાની માફક પ્રકાશી રહી છે. મુખ પર શોક અને તિરસ્કારના ચિન્હો દ્રષ્ટિગોચર થાય છે. તેના ઓષ્ટો ફીકા ને રક્ત વગરના શુષ્ક જણાય છે.

યોગીનીને જોતાંજ સર્વેએ નમન કર્યું. યોગીનીએ એક નિશ્વાસ નાંખતાં કહ્યું—અફસોસ! રાજા દાહેરે મારી વાત ન માની અને સીંધના રાજ્યને બરબાદ કરી નાંખ્યું.

રાણીમાઇ—માતાજી! શું આપે રાજાજીને આ વાત સમજાવી ન હતી?

યોગીની—રાણી! મેં તો દેબલમાંજ ભવિષ્ય ભાખ્યું હતું પરંતુ પ્રથમથીજ રાજાજીને મારી વાંતો પર વિશ્વાસ ન હતો તેઓ એમ સમજતા હતા કે, હું મુસલમાનોની તરફદાર બની ગઇ છું, પરંતુ ખરી વાત, એથી ઉલ્ટી હતી હું તો ત્યારે પણ મુસલમાનોની તરફદાર ન હતી, અને આજે પણ નથી. હું પ્રથમથીજ મુસલમાનો તરફ તિરસ્કાર ધરાવું છું; પરંતુ મારી વિદ્યાથી હું જાણી શકી હતી

કે, જો યુદ્ધ થશે તો મુસલમાનોનીજ ફતેહ થશે. મેં તેથીજ રાજાને કહ્યું હતું કે, સિંહલદ્વીપથી આવેલા જે મલેચ્છોને કેદ કરવામાં આવ્યા છે, તેમને મુક્ત કરી દો, પણ ઘમંડી રાજાએ મારી વાત પર ધ્યાન ન આપ્યું અને દેશ પર આ મુશીબત વ્હોરી લીધી.

**રાણીબાઇ**—માતાજી! હવે આ મુસીબત કેવી રીતે દુર થઈ શકે છે?

**યોગીની**—મુસલમાનો સાથે સુલેહ કરી લેવાથી.

**રાણી**—પણ અમારૂં સ્વમાન અમને એમ કરતાં અટકાવે છે.

**યોગીની**—તો હવે પરિણામ પણ પાસેજ છે.

**રાણી**—એ પરિણામ શું છે? માતાજી!

**યોગીની**—ભયંકર બરબાદી.

**રાણી**—માતાજી! અગર મુસલમાનો પોતાની જાતવાળાઓને મુક્ત કરાવવા આવ્યા હતા તો હવે શા માટે પાછા ચાલ્યા જતા નથી?

**યોગીની**—હજુ તેઓ વેર લેશે ત્યારે જશે.

**રાણી**—વેર? શાનું વેર?

**યોગીની**—પોતાના ભાઈઓને છોડાવવા માટે તેમને આટલી દુર સુધી આવવું પડયું અને મુસીબતો વેઠવી પડી એ બધાનું વેર મુસલમાનો હિંદુઓ ઉપર લેશે અને હજુ પણ જો સુલેહ થઈ જાય તો થોડાક હજારનો દંડ લઈ તેઓ ચાલ્યા જાય, પરંતુ જો સુલેહ નહિ થાય તો તેઓ આખા હિંદુસ્તાનને ફતેહ કરશે અને આજે તેમની સંખ્યા ૮૦૦૦ કરતાં ઓછી છે તે વખત જતાં લાખો અને કરોડોની થઇ જશે.

**રાણી**—માતાજી ! હિંદુસ્તાન તો તેઓ ત્યારેજ ફતેહ કરી શકશે જ્યારે આ પવિત્ર ભુમિ પર એક પણ હિંદુ જીવતો ન હશે.

**યોગીની**—રાણી ! તમારા રાજાની એક નજીવી ભુલના પરીણામે આજે સીંધની ઇંચે ઇંચ જમીન મુસલમાનોના કબજામાં જઈ પડી છે. હાલ દેબલ, બેરૂન, સેવસ્તાન, નદીની આસપાસનો પ્રદેશ અને અલોર સુધી મુસલમાનોનો કબજો થઈ ગયો છે.

**રાણી**—પરંતુ માતાજી ! હવે હીંદુઓ ક્રોધે ભરાયા છે, અને તેઓ મુસલમાનોનો નાશ કરવા તઈયાર થઈ ગયા છે વળી રાજાજી પણ જેઓ લશ્કર એકત્ર કરવાં ગયા છે, તેઓ આવી લાગશે અને અમે એકત્ર બળે મલેચ્છોને હાંકી કાઢીશું.

યોગીનીએ એક અટ્ટહાસ્ય કર્યું, જેના પડઘા વાતાવરણમાં પડી રહ્યા. સાંભળનારાઓના દીલ ઉપર ભય છવાઈ ગયો, અને નરમ હૃદયવાળાઓને કંપારી આવી ગઈ. તેણે ક્રોધથી કહ્યું–રાણી ! મુર્ખાઈની હદ હોય છે ! ! હું સિંહલદ્વીપથી હીમાલય સુધી ફરીને હમણાંજ આવી રહી છું. અને ક્યાંય રાજાનો પત્તો મળ્યો નથી. રાણી ! તારા સૌભાગ્ય, અને સીંધની આબાદીનો સુર્ય અસ્ત થઈ ગયો છે. રાજા દાહેર સીંધુના કિનારે મૃત્યુ પામ્યો છે અને તેનું માથું મુહંમદ કાસીમ પાસે છે.

આ સાંભળતાંજ રાણી બેહોશ થઈ જમીન પર પડી ગઈ. સીસાગર પ્રધાને તેને તરત ઉપાડી મહેલમાં મોકલાવી દીધી. યોગી-નીએ હિંદુઓને કહ્યું–મને લાગે છે કે તમે મુસલમાનો સામે સુલેહ નહી કરો, અને આ દેશ બરબાદ થઈનેજ રહેશે. હું મારી આંખોથી

એ બરબાદી જોવા ચાહતી નથી, અને તેથી હું આજે હીમાલય તરફ ચાલી જાઉં છું, અને હું મારૂં બાકીનું જીવન પણ ત્યાંજ વીતાવીશ. જો ઈશ્વર આરાધનામાંથી ફુરસદ મળશે તો એક વખત તમારી કંગાળ દુર્દશા નજરે જોવા આવીશ.

આમ કહેતાંજ યોગીનીએ પોતાનું ખપ્પર હવામાં વીંઝયું અને બે ત્રણ પગલાં આગળ વધી, એક નીમીષમાત્રમાં માણુસોની નજરથી અદ્રષ્ય થઈ ગઈ.



## પ્રકરણુ ૫૬ મું.

### બદર જમાલનો ભેદ.

સુરંગ ખોદવાનું કામ ધમધોકાર ચાલુ હતું. છુટા છવાયા હુમલા પણ કરવામાં આવતા હતા. સુરંગના કાર્ય માટે એવી વ્યવસ્થા કરી હતી કે દરરોજ એક ટુકડી સવારથી સાંજ સુધી કામ કરે. બીજે દીવસે બીજી ટુકડી કામ કરે. સુરંગ પણ એટલી મોટી ખોદવામાં આવતી હતી કે ચાર સ્વારો સ્હેલાઈથી પસાર થઇ શકે. સુરંગ ખોદતાં નીકળતી માટીથી છાવણીની આસપાસ પુશ્તો બનાવી લેવામાં આવતો હતો. આ પુશ્તાને જોઈ કીલ્લા ઉપરના હિંદુઓ હસતા અને મુસલમાનોની મુર્ખાઈની મશ્કરી કરતા હતા. પરંતુ મુસલમાનો છાવણીમાંથી સુરંગ લગાવી રહ્યા છે તેનું હિંદુઓને જ્ઞાન ન હતું.

એક દીવસ અસલમની ટુકડીને વારો હતો. બદર જમાલ પણ તેની સાથે હતો. સવારથી માણુસો ખોદકામમાં મશગુલ હતા. બપોરે સૌને રાંધવા તથા ખાવા માટે ફુરસદ આપવામાં આવતી.

અસલમે પણ પોતાની ટુકડીને બપોરે છુટી કરી. અસલમ આજે જલ્દી ખાઈ રહ્યો હતો અને તેથી તેણે વિચાર કર્યો કે બહદર જમાલને સાથે લઈ જાઉં. તે બહદર જમાલના તંબુ તરફ વળ્યો. તંબુના દ્વારપર ગુલામ ખાણું ખાતો હતો. અસલમે ગુલામને પુછ્યું કે—શું આકા ખાણું ખાઈ રહ્યા ?

ગુલામ—જી હા.

આથી અસલમ અંદર જવા લાગ્યો. ગુલામે કહ્યું કે "આપ જરા થોભો, તો હું આકાને આપના આગમનની ખબર આપું." અસલમે જવાબ આપ્યો કે "કંઈ જરૂર નથી. તેઓમાં અને મારામાં કંઈ જુદાઈ નથી." છતાં ગુલામે ઘણો આગ્રહ કર્યો પણ અસલમ ન માન્યું અને તે અંદર દાખલ થઈ ગયો. તંબુમાં બે ભાગ કરવામાં આવેલા હતા, આગલો ભાગ ખાલી હતો. અસલમ ધીમે પગલે આગળ વધ્યો અને બીજા ભાગના ખંડનું કપડું હઠાવી અંદર નજર કરી.

અંદર નજર કરતાં તે આશ્ચર્ય અને અજાયબીથી દીગ્મુઢ થઈ પાષાણવત ત્યાંજ ઉભો રહ્યો, કારણ કે અંદર તેનો મિત્ર બહદર જમાલ ન હતો; પરંતુ સુંદર તાહેરા પોતાના કાળા કેશ કલાપને છુટો મુકી બેઠી હતી,

તાહેરા અસલમને જોઈ કંઈક ડરી ગઈ, પણ તરત સ્વસ્થ થઈ. તેના હોઠ પર હાસ્ય ફેલાયું અને આંખોમાં ચમકાટ વ્યાપ્યો. તે મીઠા સાદે બોલી—" આવોને અસલમ ! ઉભા છો શા માટે ?

હવે અસલમના આશ્ચર્યમાં કંઈક કમી થઈ. તે બોલ્યો—તાહેરા ! મારી દીલરૂબા ?

તાહેરાએ મુસ્કેરાતાં જવાબ આપ્યો—હા, હું તાહેરા છું,

અસલમ—તાહેરા ! પ્રીયે તું ક્યારે આવી ?

તાહેરા—આપ જુઓ છો ત્યારેજ.

અસલમ—મેં તો હમણાંજ જોઈ !

તાહેરા—બસ, તો હું પણ હમણાંજ આવી.

અસલમ—અને બદર જમાલ ક્યાં છે ?

તાહેરા—તેઓ બ્હાર ગયા છે.

અસલમ—પણ ગુલામ તો કહે છે કે તેઓ અંદર છે. ઠીક, પરંતુ તાહેરા તું મારી પાસે શા માટે ન આવી ?

તાહેરા—મને શું ખબર કે આપ અહીંયાં છો ?

અસલમ—તો હવે ચાલ.

તાહેરા—હા, હમણાંજ ચાલીએ, પણ જરા બદર જમાલને આવી જવાદો.

અસલમ—પણ તે છે ક્યાં ?

તાહેરા—તેઓ બ્હારજ હશે તમે તપાસ કરો ત્યાં સુધીમાં હું વાળ ઠીક કરીને આવું છું.

આમ કહી તાહેરા અંદર ગઈ. અસલમ બહાર નીકળ્યો અને બદર જમાલને આમતેમ જોવા લાગ્યો, છેવટે તેણે ગુલામને પુછ્યું "બદર જમાલ ક્યાં છે ?"

ગુલામ—હુઝુર ! તેઓ અંદર છે, હું હમણાંજ તેમને ખાવાનું આપી આવ્યો હતો.

હવે અસલમના દીલમાં કંઈક શંકા પેદા થઈ, તે તરત લપકીને અંદર ગયો. અંદર તાહેરા ન હતી. માત્ર બદર જમાલ સ્મીતવદને ઉભો હતો, અસલમે તેને જોતાંજ પુછ્યું—તાહેરા ક્યાં છે ?

**બદર જમાલ**—તાહેરા ! તાહેરા...તો અમીરના કીલ્લામાં કેદ છે ! !

અસલમ હવે આગળ વધ્યો અને બોલ્યો—બદર જમાલ ! આજ સુધી તમે અમને બધાને ધોકામાં રાખ્યા ?

**તાહેરા**—મેં ધોકામાં રાખ્યા ? વાહ ! કેમ ?

**અસલમ**—કારણ કે તમે જ તાહેરા છો.

**બદર જમાલ**—હા ! હા ! હા ! હું તાહિરા ?

હવે અસલમે હાથ લાંબો કરી બદર જમાલના માથા પરથી ફેંટો (અમામો) ખેંચી લીધો કે તરત લાંબો કેશકલાપ, તેના અર્ધા શરીર પર ફેલાઈ ગયો. અસલમ બોલ્યો—હા ! તુંજ તાહેરા છે !

અને ખરેખર એ તાહેરાજ હતી તેણે આજ સુધી બદર જમાલનો વેશ બહુ આબાદ રીતે ભજવ્યો હતો.

**અસલમ**—પ્રીય તાહેરા ! તારા દીદાર કરી આજે મને કેવો આનંદ થયો છે તેનું હું વર્ણન કરી શકતો નથી.

**તાહેરા**—અને પ્રીય અસ્લમ તમને અગાઉની માફક આઝાદ જોઈ મને કેવો આનંદ થાય છે તેનું હું બ્યાન કરી શકતી નથી ! !

**અસલમ**—પણ તાહેરા ! તું આટલી નજીક હોવા છતાં, ભેદ ખુલ્લો કેમ ન કર્યો ?

**તાહેરા**—તે હું કહી શકતી નથી.

**અસલમ**—મ્હારા સમ તાહેરા ! હમણાં કહે—

**તાહેરા**—નહિ અસલમ ! હમણાં નહિ !

**અસલમ**—નહિ હમણાંજ કીધે !

**તાહેરા**—અસલમ ! હું તમારી પરીક્ષા લેવા ચાહતી હતી કે તમે મહોબ્બતના મેદાનમાં કેવા સાબીત કદમ છો.

**અસલમ**—ઓહ ! તો શું હું તારી પરીક્ષામાં પસાર થયો કે નહિ ! ખેર. પણ તાહેરા ! અલોરના કીલ્લામાંથી તેં કેવી રીતે છુટકારો મેળવ્યો ?

તાહેરાએ ટુંકમાં બધી હકીકત જણાવી. અસલમે બહુ લક્ષ પુર્વક તે હકીકત સાંભળી કહ્યું—આહ, તાહેરા, તેં બહુ મુશ્કેલીઓ અને મુશીબતો ઉઠાવી છે.

**તાહેરા**—હા ! પણ જેણે અમને તકલીફ આપી તે ઝાલીમનો પણ અંત આવી ગયો છે

**અસલમ**—તાહેરા, ખુદાનો શુક્ર છે કે આપણે વેર પણ લઈ ચુકયા અને આઝાદી પણ મેળવી.

**તાહેરા**—હા, જાને મન ! એ ખુદાનોજ એહસાન છે.

**અસલમ**—મારી આંખોની રાહત ! આજનો દીવસ મારી જીંદગાનો સઉથી વધુ પ્રકાશીત દીવસ છે !

એ પછી તે તાહેરાની રજા લઈ સુરંગ તરફ રવાના થયો.



## પ્રકરણ ૫૭ મું.

### અલોરપર વિજય.

તાહેરા પાસેથી રવાના થઈ, અસલમ સુરંગ તરફ રવાના થયો. સુરંગમાં પુર ઉત્સાહથી કામ ચાલતું હતું, અને એમ લાગતું હતું કે સુરંગનું કામ હવે લગભગ પુરૂં થવા આવ્યું છે. મુહંમદ કાસમ પણ

સુરંગના કાર્યનું નીરીક્ષણ કરતો ઉભો હતો. અસ્લમને હર્ષાવેશમાં આવતો જોતાંજ મુહંમદ કાસીમે પુછ્યું-કેમ ભાઈ ! આજે તો કંઈ બહુ આનંદમાં જણાઓ છો.

**અસલમ**—જી હા, કારણ કે તાહેરા આવી ગઈ છે.

મુહંમદ કાસીમે આશ્ચર્યથી પુછ્યું-શું તાહેરા આવી ગઇ. કયાંથી આવી ? કેવી રીતે આવી ? કયારે આવી ?

**અસલમ**—અરે જનાબ તેતો કયારનીય આવી છે, માત્ર આજેજ જાહેર થઈ ! !

એ પછી અસલમે સર્વે બીના વિગતવાર સંભળાવી જે સાંભળી મુહંમદ કાસીમના આશ્ચર્ય અને અજાયબીનો પાર ન રહ્યો. પુરી વીગત સાંભળી મુહંમદ કાસીમ અસલમને સાથે લઈ બદર જમાલ (તાહેરા)ની મુલાકાતે ગયો અને ખુદ તાહેરાના મુખે તેની હકીકત સાંભળી. તાહેરાએ જ્યારે કહ્યું કે દાહેરના પ્રધાન સીસાગરે કૃપા કરી મને આઝાદી આપી છે ત્યારે મુહંમદ કાસીમે વચન આપ્યું કે સીસાગર અને તેના સમસ્ત કુટુંબને તથા તે જેને માટે કહે તે બધાને હું " અમાન " આપીશ.

એ પછી મુહંમદ કાસીમે લાગણીવશ અવાજે કહ્યું-તાહેરા ! મારે કોઈ બ્હેન નથી. શું......

તાહેરા તરત બોલી ઉઠી-ભાઈ ! હું તમારી બ્હેન બનવામાં મોટું અભીમાન માનીશ.

**મુહંમદ કાસીમ**—ખુદાનો શુક્ર કે મને આવી એક શેરદીલ અને બ્હાદુર બ્હેન મળી. ખેર, હવે મને આશા છે કે મારી બ્હેન મારા તંબુમાં આવશે.

તાહેરા—તૈયાર છું, ભાઈ !

એ પછી સૌ મુહંમદ કાસીમના તંબુ તરફ રવાના થયા.

*   *

જ્યારે લાવી રાણીને ખબર પડી કે તાહેરા આવી ગઈ, અથવા છુપા વેશમાં અહિંજ હતી ત્યારે તેની અજાયબીનો પાર ન રહ્યો. તે મુહંમદ કાસીમના તંબુમાં દોડી આવી અને તાહેરાને ભેટી પડી અને આવી રીતે વીખુટી પડેલી આ બે સખીઓનો મેળાપ થયો.

*   *   *

દરમ્યાન સુરંગનું કાર્ય હવે પુરૂં થવા આવ્યું હતું. અગાઉથી મુહંમદ કાસીમે ઈસ્લામી લશ્કર અને કીલ્લા વચ્ચેનું અંતર માપી લીધું હતું. વળી લાવી રાણીએ કીલ્લાના અંદરના ભાગમાં કયાં નીકળવું તેની સુચના આપેલી હોવાથી એ પ્રમાણેજ સુરંગ તૈયાર કરવામાં આવી હતી.

તાહેરાનો ભેદ જાહેર થયાને બીજે દીને મુહંમદ કાસીમે સુરંગની માપણી કરી તો જણાયું કે સુરંગ ઠેઠ કીલ્લાની અંદર સુધી પ્હોંચી ચુકી હતી. આથી વધુ ખોદવાનું કામ બંધ રખાવી રાત્રીના અંધકારની વાટ જોવા લાગ્યા.

બરાબર મધ્ય રાત્રે એકસો સીપાહીઓએ પાછું ખોદવાનું કામ શરૂ કરી બહાર નીકળવાને માટે મોટું બાકોરૂં પાડયું. બાકોરૂં પડતાંજ કેટલાક સાહસીક સૈનીકો બ્હાર નીકરી પડયા. કીલ્લામાં ચોતરફ શાંતીનું સામ્રાજ્ય ફેલાયલું હતું. કીલ્લાની દીવાલ ઉપર તાપણા ધીમે ધીમે બળી રહ્યા હતા અને તાપણાઓ પાસે સીંધી સૈનીકો નવી આક-

તથી બેખબર બની સુતા પડયા હતા.

મુહંમદ કાસીમને તરત આ વાતની ખબર આપવામાં આવી આ વખતે મુહંમદ કાસીમ જાગૃત હતો અને કુરાનશરીફની તિલાવતમાં મશગુલ હતો. સમાચાર સાંભળતાં તેણે કુરાને શરીફને જુઝદાનમાં બંધ કરી દીધું અને તરત રવાના થયો. આ વખતે ઈસ્લામી છાવણીમાં પણ સૌ આરામ લેતા હતા. માત્ર રક્ષક ટુકડી છાવણીની આસપાસ ફરી રહી હતી. છાવણીમાં કેટલાક સીપાહો કુરાને–શરીફની તીલાવત કરી રહ્યા હતા.

મુહંમદ કાસીમે અસ્લમ, અબ્દુર્રહમાન, મુજાશા, ઝકવાન, ખુઝેમા, બનાના, સુફયાન અલ અબરૂક વીગેરે સરદારોને બોલાવી, હુકમ આપ્યો કે, તેઓ પોત પોતાની ટુકડીઓ લઈ, સુરંગ તરફ રવાના થાય.

થોડીવારમાં મુહંમદ કાસીમ પણ ટુકડી સાથે સુરંગમાં રવાના થયો. સુરંગમાં અંધકાર ફેલાયલો હતો, આથી બહુ સંભાળ પુર્વક આગળ વધવું પડતું હતું. સૌથી પહેલાં બાકોરામાં થઈ મુહંમદ કાસીમ બહાર નીકળ્યો. એ પછી બીજા સરદારો અને સીપાહો આવતા ગયા.

બહાર નીકળી તેમણે જોયું કે, તેઓ એક સુનસાન મહોલ્લામાં હતા. સામેજ કીલ્લો હતો. કીલ્લા ઉપર સીંધી સીપાહો ઉંઘતા હતા.

થોડીવારમાં ૪ હજાર મુસલમાનો સુરંગના બાકોરામાંથી પસાર થઈ અંદર આવી ગયા, હવે મુહંમદ કાસીમે જુદા જુદા સરદારોને જુદી જુદી જગ્યાએ કીલ્લાના બુરજો પર ચઢી જંગ કરવાનો હુકમ

આપી દીધો. સંપુર્ણ વ્યવસ્થા થતાંજ મુહંમદ કાસીમે " અલ્લાહો અકબર " નો એક પુરજોર નારો લગાવ્યો. એ સાથે ચાર હજાર મુસલમાનોએ તે નારાને ઉપાડી લઈ પડઘો પાડયો. ગર્જનાના ઘોર પડઘા કીલ્લામાં સંભળાઈ રહ્યા. સીંધી સૈનીકો ગભરાઇ ચોંકી પડયા. હજુતો ગભરાટ અને આશ્ચર્યની અવધી થાય ત્યાંતો લાગટ ગર્જનાઓ સંભળાવા લાગી. લોકો ગભરાઈ ગભરાઈને બહાર નીકળી ગયા. દરેક દરવાજા ઉપર પુષ્કળ લશ્કર હોવાથી મુસલમાનો તેમની નજર સામે કીલ્લાની અંદર ઉભા હતા એ વાત તેમને ચમત્કાર જેવી અને ભય ઉત્પન્ન કરનારી જણાતી હતી.

પરંતુ હવે આશ્ચર્યમાં ગરકાવ થઈ ઉભા રહેવાનો સમય નહતો, કારણ કે મુસલમાનો યાહોમ કરીને હીંદુઓ પર તુટી પડયા હતા. અલ્લાહો અકબરની ગર્જનાઓ વધુ ને વધુ જોરથી બુલંદ થતી જતી હતી.

કદીક વાદળમાં છુપાતા અને કદીક સંપુર્ણ પ્રકાશતા ચંદ્રના ઉજ્વલ પ્રકાશમાં સવાર સુધી ખુનખાર જંગ જામ્યો. અને ખુનની નદીઓ વહેવા લાગી.

ધીમે ધીમે પુર્વ દીશામાં પ્રકાશ ફેલાવા લાગ્યો અને ચંદ્રનો પ્રકાશ ઝાંખો પડવા લાગ્યો. સુર્ય જેમ જેમ ઉંચો આવવા લાગ્યો તેમ હીંદુઓને પોતાની થએલી ખાના ખરાબીનું ભાન થતું ગયું. તેમના હજારો માણુસો કતલ થઈ ગયા હતા. હવે લાચારીએ હિંદુઓએ હથીયાર નાંખી દીધા અને " અમાન અમાન " ના પોકારો કરવા લાગ્યા. આ વખતે મુહંમદ કાસીમે કીલ્લાના દરવાજા ઉઘાડી નાખ્યા. કીલ્લાના દ્વાર ઉઘડતાંજ ઈસ્લામી લશ્કરના એક

હઝાર ઘોડેસ્વારો જે તૈયાર થઈ બહાર ઉભા હતા. તેઓ ધડાધડ કીલ્લામાં ઘુસી પડયા. હજુ સુધી જે હિંદુ ટુકડીઓ અને સૈનીકો એ હથીઆર હેઠાં મુક્યાં ન હતાં તે આ નવી આફતથી ગભરાઈ ગયા. ખુબ કત્લેઆગ ચાલી, મુસલમાનોના આ ધસારાએ હિંદુઓને ત્રાહે ત્રાહે પોકરાવી દીધી, છતાં બપોર સુધી ખુનખાર યુદ્ધ થતું રહ્યું. પણ હવે હિંદુઓની શક્તિ ખુટી ગઇ હતી, ધીરજનો અંત આવ્યો હતો અને નવી મદદની બધી આશાઓ ભાંગી પડી હતી.

મધ્યાન્હ કાળ થતાં સુધામાં સીંધી સઇનીકોનો કચ્ચરઘાણ થઈ ગયો અને છેવટે તેઓમાં નાસભાગ પડી ગઈ. હવે મુસલમાનોએ હથીયારબંધ હીંદુઓને ગીરફતાર કરવા માંડયા. જેણે અમાન માગી તેને "અમાન" આપવામાં આવી. આવી રીતે દાહેરની રાજધાની અલોર પર મુહંમદ કાસીમે વિજય મેળવ્યો અને કીલ્લા ઉપર ઈસ્લામી વાવટો ફરકવા લાગ્યો.



## પ્રકરણ ૫૮ મું.

### અંધકાર અને પ્રકાશ.

અલોરના કીલ્લા પર ઈસ્લામી ધ્વજ ફરકતો જોતાં, રહ્યા સહ્યા હિંદુઓનાં ગાત્ર પણ ઢીલા થઈ ગયાં. રાણીમાઇ જે યોગીનીના મુખે દાહેરના મૃત્યુના સમાચાર સાંભળી બેભાન થઈ ગઈ હતી અને જેને પ્રધાન સીસાગર રાજમહેલમાં લઈ ગયો હતો તે પણ હવે ભાનમાં આવી, રાજમહેલની ઉંચી અગાશી ઉપરથી સીંધી સૈન્યના

પરાજય અને ઈસ્લામી લશ્કરના વિજયને શોકીત વદને નીરખી રહી હતી. જ્યારે તેને બરાબર ખાત્રી થઈ ગઇ કે ઈસ્લામીઓનો વિજય થઈ ગયો છે કે તરત તેણે મહેલમાંથી દાસીઓને બોલાવી કહ્યું– "બ્હેનો ! અમારા શીરછત્ર મહારાજાધિરાજનું મૃત્યુ થઈ ગયું છે. અમારો મજબુત કીલ્લો મલેચ્છોએ ફતેહ કરી લીધો છે. અમારૂં બળવાન લશ્કર બરબાદ થઇ ગયું છે, અને હવે અમારા માટે મલેચ્છોને હાથે મરવા કે ભ્રષ્ટ થવા સિવાય છુટકો નથી. તેથી બ્હેનો ! જો તમે તમારો સતિત્વ ધર્મ બચાવતી ચાહતી હોવ, મલેચ્છોની ગુલામીથી બચવા ચાહતા હોવ તો, આવો, આપણે બધાં ચિતામાં પડી પ્રાણાર્પણ કરીએ."

રાણી સિવાય ખરા હૃદયે ચિતામાં પડવા માટે કોઈ તૈયાર ન હતું પણ રાણીના ડરથી અને મુસલમાનોના હાથે કેદ થવાની બીકથી સૌએ કબુલ કર્યું. તરતજ રાજ મહેલના ચોગાનમાં એક ચિતા ખડકવામાં આવી અને પુષ્કળ ઘી નાંખી ચિતા સળગાવવામાં આવી. અગ્નિ પ્રગટયો, અને તેની જ્વાળાઓ ઉંચે સુધી ભડકવા લાગી. હવે ઢોલ ત્રાંસા વાગવા લાગ્યા. શરણાઈઓ ફુંકાવા લાગી અને માણસોની કીલકારીઓથી વાતાવરણ ગુંજી ઉઠયું. આ વખતે રાણી અને તેની દાસીઓએ સુંદર આભુષણો અને સુંદર વસ્ત્રો ધારણ કર્યાં. કપાળે કુમકુમનો ચાંદલો કર્યો અને ચિતા સામે આવી હાથ જોડી પ્રાર્થના કરી એ પછી રાણી બધી દાસીઓ સાથે ચિતામાં કુદી પડી.

ઢોલ અને ત્રાંસા વધુ જોરથી વાગવા લાગ્યા, શરણાઈઓ વધુ આવેશથી કર્કશ સ્વરો કાઢવા લાગી. માણસો વધુ જોરથી "જય અંબે જય અંબે" ના પોકારો કરવા લાગ્યા; આથી કરી બળતી

સ્ત્રીઓની વેદનાભરી ચીસો લોકો ન સાંભળી શક્યા અને આવી રીતે દુર્ભાગી રાણી અને તેની દાસીઓ પ્રચંડ જ્વાળાઓમાં બળીને ભસ્મ થઈ ગઇ. *

એક બાજુ કુફ્રના અંધકારમાં ફસાયલી રાણી માઈ, તેની દાસીઓ સાથે અગ્નિમાં બળી મરી. એ દરમ્યાન શહેરમાં લડી શકે એવા બધા હિંદુઓ મુસલમાનોને તાબે થઈ ચુક્યા હતા. મુહંમદ કાસીમ રાણી લાવી સાથે એક ટુકડી લઈ રાજ મહેલમાં ઘુસી આવ્યો. આ વખતે રાણી માઈ મૃત્યુ પામી ચુકી હતી. તરત મુહં-મદ કાસીમ અને સીપાહો રાજ મહેલમાં ફરી વળ્યા અને દરેક કીમતી વસ્તુ લાવી લાવીને એક સ્થળે ઢગ કરવા લાગ્યા. સોનું, રૂપું, જવાહેરાત મોતી હીરા, પોખરાજ અને એવીજ બીજી કીમતી વસ્તુઓનો એક મોટો ઢગ થઈ ગયો.

એ પછી લાવી રાણીના કહેવાથી રાણીઓનું કેદખાનું તોડી નાખવામાં આવ્યું, આ કેદખાનામાં રાજા દાહેર જે રાણીથી નાખુશ થતો તેને કેદ કરતો હતો. એવી અનેક સ્ત્રીઓ અને રાણીઓ એમાં કેદ હતી, મુહંમદ કાસીમે સૌને મુક્ત કરી. તે સૌ મુહંમદ કાસીમનો આભાર માનતાં ચાલી ગઈ.

આ કામોમાં ધીમે ધીમે રાત પડી અને રાત્રે મુસલમાનોએ ઈબાદત કરીને આરામ કર્યો. આજના જંગમાં ૨૫૦ મુશલમાનો શહીદ થયા હતા જ્યારે હિંદુઓ ૮૦૦૦ ની સંખ્યામાં મરણ પ[ા]મ્યા હતા.

* (તારીખે હીંદ)

બીજે દીવસે સવારે સૌથી પહેલાં મુહંમદ કાસીમે શહેરમાંથી લાશો હઠાવી શહેર સાફ કરવાનો પ્રયાસ કર્યો. જ્યારે બધું સાફ થઈ ગયું, ત્યારે એક જાહેર દરબાર ભરવામાં આવ્યો અને કેદીઓ તથા લુંટનો માલ લાવવાનો હુકમ કર્યો. લુંટનો માલ લાવીને દરબારમાં ઢગ કરવામાં આવ્યો અને કેદીઓને પણ લાવવામાં આવ્યા. આ કેદીઓમાં એક રાજા દાહેરની ભાણેજ અને જુદા જુદા ઠાકોરોની ૩૦ રાજકુમારીઓ પણ હતી. *

આ વખતે પ્રધાન સીસાગર દરબારમાં આવ્યો અને મુહંમદ કાસીમ સામે આવી નમન કરતાં બોલી–

"નવજવાન વિજેતા ! હું તમારી સામે માથું ઝુકાવું છું અને તમારી તાબેદારી સ્વીકારૂં છું."

મુહંમદ કાસીમે ઉભાં થતાં કહ્યું–સીસાગર ! હું અને મારા ઈસ્લામી બંધુઓ આપના અત્યંત રૂણી છીએ, કારણ કે આપે મારી બ્હેન તાહેરા ઉપર ભારે ઉપકાર કર્યો હતો.

**સીસાગર**—હુઝુર ! હું મુસલમાનોનો આભાર માનું છું, કારણ કે આપની કૃપાથી કાલે કોઈ પણ મુસલમાને મને કે મારા કુટુંબને ઈજા પહોંચાડી નથી. ખેર હવે આપ મારા માટે શો હુકમ ફરમાવો છો !

**મુહંમદ કાસીમ**—અમે આપના ઉપકાર હેઠળ છીએ. આપ આઝાદ છો, જ્યાં ચાહો ત્યાં જઈ શકે છો આપને કોઇ રોકશે નહિ.

**સીસાગર**—સરદાર ! તાહેરા ક્યાં છે ?

**મુહંમદ કાસીમ**—છાવણીમાં.

---

*(જુઓ તારીખે હીંદ પાનું ૧૪૬)

**સીસાગર**—હુઝુર ! મારે એક પુત્રી હતી તે બાળપણમાં મરી ગઇ છે. મને તાહેરા પર પુત્રી જેવો પ્રેમ છે, શું તે મારી પાસે રહી શકશે ?

**મુહંમદ કાસીમ**—અલબત.

**સીસાગર**—પણ તે મુસલમાન છે, અને હું હિંદુ છું.

**મુહંમદ કાસીમ**—આપની પાસે રહેવાથી તે મુસલમાન નહિ મટી જાય.

**સીસાગર**—સરદાર ! વાત એમ છે કે મને આપના સદાચાર સદભાવ અને સમાનતાના ગુણોએ મુગ્ધ બનાવ્યો છે અને તેથી હું પોતે ઈસ્લામનો સ્વીકાર કરી મારા આલોક અને પરલોક ને સુધારવાની ઇચ્છા ધરાવું છું.

**મુહંમદ કાસીમ**—એ તો બહુ આનંદની વાત છે. એથી આપ બધા મુસલમાનોના ભાઈ બની જશો.

**સીસાગર**—અને તાહેરા મને પિતા સમજશે ?

**મુહંમદ કાસીમ**—હા બીલકુલ ઠીક છે !

એ પછી મુહંમદ કાસીમે કલ્મો પઢાવી સીસાગરને મુસલમાન બનાવ્યો અને આવી રીતે સીસાગર કુફ્રના ખાબોચીયામાંથી નીકળી પ્રકાશના સમંદરમાં પ્રવેશ્યો. *

મુસલમાનો આનંદથી ફુલાઈ ગયા અને તવહીદી નારાઓ બુલંદ કરવા લાગ્યા. આ વખતે લાવી રાણીએ કહ્યું કે "હું પણ ઈસ્લામનો સ્વીકાર કરી મોક્ષની અધીકારી બનવા ચાહું છું."

*(જુઓ તારીખે હીંદ પાનુ ૧૪૮)

આ સાંભળી સૌએ આનંદના પોકારો કર્યા. મુહંમદ કાસીમને પણ અત્યંત આનંદ થયો અને રાણીને કલ્મો પઢાવવામાં આવ્યો.

એ પછી મુહંમદ કાસીમે સીસાગરને કહ્યું—ભાઈ! આ કેદીઓને પુછી જુઓ કે કોઈ ઈસ્લામમાં આવવા ચાહે છે!

આથી સીસાગરે પુરૂષ કેદીઓને અને લાવી એ સ્ત્રીઓને આ સવાલ પુછી જોયો. માત્ર દસ પુરૂષો અને પાંચ સ્ત્રીઓએ ઈસ્લામ સ્વીકારની ઈચ્છા જણાવી, * તેમને તરત મુક્ત કરવામાં આવ્યાં, જેમણે યુદ્ધ દંડ આપ્યો તેમને પણ મુક્તિ આપવામાં આવી.

હવે મુહંમદ કાસીમે લુંટના માલમાંથી પાંચમો ભાગ ખલીફા માટે કાઢી બાકીના ૪ ભાગ મુસલમાનોને વ્હેંચી દીધા. કરકાદાર કસ્બાના જે લોકો મુસલમાન થઈ લશ્કરમાં જોડાયા હતા તેમને પણ સરખો ભાગ આપવામાં આવ્યો.

---

* અલોરમાં "નવધાર નામનું" ભવ્ય મંદિર હતું. મુહંમદ બિન કાસિમે અંદર જવાની વડા પુજારી આગળ માગણી કરી, પરવાનગી મળતાં અંદર જઈને જોયું તો એક મોટી ઘોડેસ્વાર મુર્તિ આગળ સેંકડો પુજારીયોને સિજદો કરતાં જોયા. મુર્તિના બંને હાથમાં સોનાના કંકણ હતા. મુહંમદ બિન કાસીમે આગળ વધીને મુર્તિના એક હાથમાંથી કંકણ કાઢી લીધું અને વડા પુજારીને પ્રશ્ન કર્યો "આની તમે પુજા કરો છો?" પુજારીએ હા પાડતાં તેણે કહ્યું "પહેલાં એના બંને હાથમાં રત્નજડિત સોનાના કંકણ હતા, હવે માત્ર એકજ હાથમાં બાકી રહી ગયું છે, છતાં એને ભાન નથી કે બીજું કંકણ કોણે લઈ લીધું?!" પુજારીયે માથું નીચું નમાવી લીધું અને અનુત્તર રહ્યો એટલે મુહંમદ બિન કાસીમે કંકણ પાછું મુર્તિના હાથમાં દીધું અને મંદિરમાંથી બહાર આવી ગયો.

એ પછી લુંટના માલનો પાંચમો ભાગ અને ૩૦ હજાર પુરૂષ કેદીઓ ને ૫૦ સ્ત્રીઓને કઅબ બીન મુહારીકની દેખરેખ હેઠળ બગદાદ તરફ રવાના કરવામાં આવ્યા.



## પ્રકરણ છેલ્લું
## ઉપસંહાર

પ્રીય વાંચકો! અલોર ફતેહ થઇ ગયું અને અલોરના કુફ્રસ્તાન પર ઈસ્લામી ઝંડો ફરકવા લાગ્યો. દાહેર જેવા માનવ રાક્ષસનો અંત આવ્યો, અને પોતાના મઝલુમ મુસ્લીમ ભાઈઓની મદદ માટે હઝારો માઇલિની સંકટ ભરી મુસાફરી કરી હીંદુસ્તાન આવ્યા નો ઉદ્દેશ સફળ થયો. અલોરના વિજય સાથે આપણી વાર્તા પણ પુરી થાય છે. જો કે મુહંમદ કાસીમના વીજયોની પરંપરા અલોર આગળજ ન અટકી. બલ્કે થોડા દીવસ આરામ કર્યા પછી તેણે બ્રાહ્મણ બાદ તરફ પ્રયાણ કર્યું. માર્ગમાં તેણે કેટલાક કીલ્લાઓ પણ સર કર્યા અને છેવટે બ્રાહ્મણાબાદ ઉપર વિજય મેળવ્યો.

બ્રાહ્મણાબાદમાં બ્રાહ્મણોની વસ્તી પુષ્કળ હતી. અત્રે મુહંમદ કાસીમે મંદીરના અનેક પુજારીઓને માસીક વેતન અને વર્ષાસનો બાંધી આપ્યાં. અહીંથી તે મુલ્તાન તરફ આગળ વધ્યો અને હી. ૯૪ ના મહોરમની ૩ જી તારીખે સાવંદી અને સમા પર વિજય મેળવ્યો, ત્યાંથી લોહાના પર હુમલો કરી મુલ્તાન તરફ આગળ વધ્યો અને મુલ્તાન ફતેહ કરી ઠેઠ કાશ્મીર સુધી વીજય ડંકો વગડાવી દીધો.

પણ અલોર પછીના વિજયો સાથે વાર્તાને સંબંધ ન હોવાથી આ વાર્તા અત્રેજ પુર્ણ કરવામાં આવે છે.

× × ×

અલોરના રાજ મહેલના ભવ્ય ખંડમાં **તાહેરા** અને **લાવી રાણી** વાર્તાલાપ કરતાં બેઠાં હતાં. રાણી લાવીએ હવે ઈસ્લામી બાનુઓ જેવાં વસ્ત્રો પરીધાન કર્યાં હતાં. આ વસ્ત્રોમાં તેનું સૌંદર્ય ઓર પણ ખીલી નીકળ્યું હતું. તાહેરા તેના મુખ સામે તાકી રહી હતી.

**લાવીએ** કહ્યું—બ્હેન ! શું જોઈ રહી છે ?

**તાહેરા**—સીંધના ચંદ્રને જોઉં છું.

**લાવી**—કયાં છે સીંધનો ચંદ્ર ?

**તાહેરા**—તમે છો, રાણી !

**લાવી**—હું ?

**તાહેરા**—હા તમેજ !

**લાવી**—અને બ્હેન તમે ?

**તાહેરા**—હું તો એક ગરીબ છોકરી છું.

**લાવી**—નહિ ! બ્હેન તાહેરા ! તું તો **અરબનો ચાંદ** છે ?

**તાહેરા**—જી નહિ ! હું તો કાંઈ “ અરબનો ચંદ્ર ” નથી, પણ બ્હેન ! **સિંધ વિજેતા** પણ તમને **સીંધનો ચંદ્ર** કહે છે.

**લાવી**—સીંધ વિજેતા કોણ છે ?

**તાહેરા**—એજ આપના, મુહંમદ કાસીમ.

આ વખતે મુહંમદ કાસીમે ખંડમાં પ્રવેશ કર્યો. બંને સુંદરીઓએ તેનું સ્વાગત કર્યું. મુહંમદ કાસીમે કહ્યું—બગદાદથી ખલીફતુલ મુસ્લેમીનનો પત્ર આવ્યો છે અને રાણી સાહેબાએ ઈસ્લામનો સ્વિકાર

કર્યો તે બદલ મુબારકબાદ આપી છે. હવે તે (રાણી) સ્વતંત્ર છે. જો તેઓ સિંધમાં રહેવા ચાહે તો સિંધમાં રહી શકે છે અથવા જ્યાં જવું હોય ત્યાં જઈ શકે છે.

**તાહેરા**—પરંતુ ભાઈ ! જો લાવી રાણી કોઈ સાથે લગ્ન કરવા ઈચ્છે તો ?

**મુહંમદ કાસીમ**—તો તેઓ મુખત્યાર છે.

**તાહેરા**—તો રાણી સાહેબા શાદી માટે તૈયાર છે.

**મુહંમદ કાસીમ**—કોની સાથે ?

**તાહેરા**—આપ, લાવી રાણીનેજ પુછી જુવોને ?

લાવીનું માથું શર્મથી ઝુકી ગયું. મુહંમદ કાસીમે કહ્યું–તાહેરા બ્હેન ! લાવી તો શરમાય છે, તુંજ બતાવને !

**તાહેરા**—હું તો ઈનામ લઈશ.

**મુહંમદ કાસીમ**—કબુલ છે.

**તાહેરા**—તો સાંભળો, લાવી રાણી આપની સાથે લગ્ન કરવા ચાહે છે.

આ સાંભળી મુહંમદ કાસીમ હર્ષથી ફુલાઈ ગયો, પણ લાવી રાણીની શરમ અને સંકોચનો પાર ન હતો. તે નીચેથી ઉપર જોઈ શકતી ન હતી.

**મુહંમદ કાસીમ**—લાવી પ્રીયે ! આ વાત સાચી છે ?

લાવી નીચે જોઈ રહી. આ વખતે તાહેરાએ નજીક આવી લાવીને ચુંટી ખાણતાં કાનમાં કહ્યું–બોલો જલદી બોલો ! નહિ તો હમણાં તમારા પ્રીતમ રીસાઈ જશે.

લાવી અનાયાસે હસી પડી. પરંતુ તેની દ્રષ્ટિ તો નીચીજ હતી. મહા મુશ્કેલીથી માત્ર એટલુંજ બોલી કે–" જી હા."

મુહંમદ કાસીમને જાણે સ્વર્ગ મળી ગયું. તે બોલ્યો—ત્યારે શું, પ્રધાન સીસાગર અને લશ્કરના સરદારોને આ વાત હું જાહેર કરૂં ?

લાવીએ લજ્જામય સ્મીત કરી તાહેરા તરફ જોતાં કહ્યું—જેવી આપની ઈચ્છા.

મુહંમદ કાસીમ લાવીનો આભાર માની ચાલ્યો ગયો.

લાવીએ તાહેરાની ગરદનપર હાથ વીટાળતાં કહ્યું—તાહેરા આપણા બંનેના લગ્ન સાથે થશે ?

થોડા દિવસો પછી તાહેરા અને અસ્લમ લગ્ન ગાંઠથી જોડાયા એજ દિવસે આપણી વાર્તાના નાયક ગાઝી મુહંમદ બીન કાસીમ અને લાવી પણ લગ્નના પવીત્ર બંધનથી એક થયા.

આખા સૈન્યમાં આનંદ ફેલાયો. આખા દેશમાં હર્ષની લાગણી છવાઈ, વડીલોએ આશીશ આપ્યા, બુઝુર્ગોએ દુઆઓ આપી અને આકાશમાંથી રહેમત વરસી.

પ્રીય વાંચક ! હવે કંઈ વધુ કહેવાનું નથી, માત્ર આ ઈતિહાસીક બનાવ ઉપરથી મુસલમાનો કોમી હમદર્દી, ઈત્તેફાક, ઇસ્લામી જોશ, મઝહબ પ્રત્યેનો પ્રેમ, શુરવીરતા, અડગતા અને સંકટો સહન કરીને પણ પોતાના કાર્યમાં અટલ, અને અચળ રેહેવાનો પાઠ શીખે, એટલીજ મદદ ઈચ્છા સાથે આપણે છુટા પડીશું—વસ્સલામ !

**ફીર મીલેંગે, અગર ખુદા લાયા.**



# અગાઉથી ગ્રાહક થનારા ગૃહસ્થોના

## મુબારક. નામ.

| | |
|---|---|
| જનાબ યુસુફ હાજી મુસા દર | ગોધરા |
| ,, મેમણ ઉસ્માન રસુલભાઈ | ડીસા |
| ,, કાલુમીયાં મોહંમદમીયાં શેખ | પાલ |
| ,, અ. સત્તાર ઈસ્લાઈલ જોગડા | કલકત્તા |
| ,, શેરખાન મસ્તીખાન પઠાણ | ચોર વડોદરા |
| ,, હકીમ એચ. એચ. ખાન | ખારા અબ્રામા |
| ,, મંસુરી હાજીભાઈ મોહંમદભાઈ | વરસોડા |
| ,, મોહંમદ સીદીક તૈયબ | કલકત્તા |
| ,, મેસર્સ કડુજી ગનીજીની કંપની | કલેડીઆ |
| ,, ,, અલી લતીફની કંપની | દાદર—મુંબાઈ |
| ,, વલી ભાઈજી પટેલ | પરીએજ |
| ,, અબ્દુલગફાર સીદ્દકી | નાના (મારવાડ) |
| ,, નુરમુહંમદ સામત સા. | હડીઆણા |
| સેક્રેટરી, મુસ્લિમ રીડીંગ રૂમ | શીવગંજ |
| જનાબ ઈબ્રાહીમ ઉસ્માન અલેદાર | ગોધરા |
| ,, મુહંમદ ઇસ્હાક ઈસ્માઇલ | ઉપલેટા |
| ,, જનાબ ઇસાભાઇ સાહેબ | તીરૂનેવેલી ટાઉન |
| ,, સૈયદ બુરહાનુદીન | અમદાવાદ |
| ,, તેહસીલદાર નાથુમીયાં અમીરમીયાં સૈયદ | લોલાડા |
| ,, સૈયદ મુહંમદઅલી અમીરઅલી | ધોલકા |
| ,, ઉમરજી મુહંમદ ઈસ્માઈલ | વરેડીઆ |

| | | |
|---|---|---|
| ,, | ઇસ્માઇલઅલી ઇસમ વરેડીઆવાલા વેરીનીગીંગ | (ટ્રાન્સવાલ) |
| જનાબ | એ. એ દાદા | (લીમ્બી (ન્યાસાલેન્ડ) |
| જનાબ | હાજી અબ્દુલ્લા કરીમ | સુજાલપુર |
| ,, | ઘાંચી મુસાભાઇ જુમાભાઇ | કરાંચી |
| ,, | યાકુબભાઇ મુહંમદભાઇ | વિરમગામ |
| ,, | એહમદભાઇ માનાવાલા | મોડાસા |
| ,, | ઇબ્રાહીમ અ. રહેમન શેખ | અમદાવાદ |
| ,, | મીસ્ત્રી નુરમુહંમદ જુમા | જોડીયા બંદર |
| ,, | અ. સત્તાર હબીબ | કોકોનાડા |
| ,, | જુસબ સુલેમાન | પોનાની (મલબાર) |
| ,, | ઇમામખાન જમાલખાન પઠાન | નડિઆદ |
| ,, | માસ્તર અલ્લારખા જાફરભાઇ | ખંભાત |
| ,, | ઘીસુભાઇ રમજાનીભાઇ | અમદાવાદ |
| ,, | લતીફખાન એમ. પઠાન | ગોધરા |
| ,, | એહમદ હુસેન કવલા | ડુંગરી |
| ,, | મેસર્સ હિન્દ ન્યુઝ પેપરસ્ટોલ | અમદાવાદ |



# પહેલી આવૃતિનું નિવેદન



શુક્ર છે ખુદાએ વહેદહુ લા શરીકના જેની અનંત કૃપાના કારણે ઇસ્લામી તવારીખમાં સુન્હેરી હરફોમાં લખાયલો, મુસ્લિમોએ હિંદપર કરેલી ચઢાઈ અને મેળવેલા જવલંત વિજયનો આ ઝળકતો ઈતિહાસ આજે હું પુસ્તકરૂપે રજુ કરવા શક્તિમાન થયો છું. ઇસ્લામી વિરતા અને મુસ્લિમોની જાંનીસારી અને મુજાહેદોના કારનામાઓનો આવો ઈતિહાસ રજુ કરતાં મને જે આનંદ થાય છે તે હું બ્યાન કરી શકતો નથી. ઇસ્લામી તવારીખનો હું એક અલ્પ અભ્યાસી છું. મને શવક અને તમન્ના છે કે મુસ્લિમોનો એ શાનદરને ભવ્ય ભુતકાળ, વાર્તાઓ, લેખો, અને ચર્ચાઓદ્વારા મુસ્લિમોને ફરી ફરી યાદ દેવડાવવામાં આવે કે જેથી તેમને તેમના ભવ્ય ભુતકાળનું ભાન થાય અને વર્તમાન સમયે તેમની વાંચન રસવૃત્તિ જે કપોલ કલ્પીત પ્રેમલીલાના વેવલાંઓ તરફ વહી રહી છે તે અટકે.

આ શુભ નીશાથીજ મેં આ પ્રયાસ કર્યો છે અને મને આશા છે કે મુસ્લિમ બિરાદરો મારા આ અલ્પ પ્રયાસને સંપુર્ણ આદર આપશે. ઈન્શાઅલ્લાહ.

આ પુસ્તક ‘ તારીખે હિંદ ’ અને સાદીકહુસેન કૃત “ મુહંમદ બીન કાસીમ” ના આધારે લખવામાં આવ્યું હોઈ એ બંને પુસ્તકોના કર્તાઓનો પણ આભાર માનું છું.

જુન
૧૯૩૯

હુસેનખાન જે. બબરૂ.